મુસ્તફાનું આખું જીવન જાણે અંગત મહત્ત્વાકાંક્ષાની પૂર્તિ અર્થે જ ખર્ચાયું છે. એ રીતે જોતાં એ મહાન સેનાપતિ અને નિર્ભય યોદ્ધો હોવા છતાં તદ્દન સામાન્ય માણસ જ લાગે છે પરંતુ એની એ સામાન્યતા, સાચા અર્થમાં તો પામરતા, માત્ર એક જ ભાવનાથી અનેક વખત ઢંકાઈ જાય છે, દૂર થઈ જાય છે અને છેવટ લગભગ લુપ્ત થાય છે. આ ભાવના છે રાષ્ટ્રભાવના. આ ભાવનાએ જ એની પામરતાને ઢાંકી દીધી છે ને છેવટ હડસેલી મૂકી છે. આ ભાવનાએ જ એને તુર્કોનો પિતા—આતા તુર્ક—બનાવ્યો છે. આ ભાવનાએ જ એને મહાન બનાવ્યો છે અને જગતના મહાનમાં મહાન પુરુષોની અંજલિનો અધિકારી બનાવ્યો છે. આ ભાવના વડે જ એ સરમુખત્યાર બન્યા પછી તુર્કીની નવરચના કરી શક્યો અને પોતાની મહત્ત્વાકાંક્ષાનો શિકાર શોધવા માટે તુર્કીના સીમાડા બહાર એણે નજર ન નાખી. એણે પોતાના દેશ માટે સ્વાતંત્ર્ય મેળવ્યું અને બીજાના સ્વાતંત્ર્યને અબાધિત રાખ્યું.

# અમારી સાહિત્યપ્રવૃત્તિઓ

| | | | |
|---|---|---|---|
| અંજલિ ગ્રંથમાળા | : લવાજમ | રૂ. | ૪—૦—૦ |
| ,, ,, | : કાચું પૂઠું | રૂ. | ૩—૦—૦ |
| આરોગ્ય ગ્રંથાવલિ | : લવાજમ | રૂ. | ૩—૦—૦ |
| ઊર્મિ (માસિક) | : ,, | રૂ. | ૫—૦—૦ |
| નવરચના ( ,, ) | : ,, | રૂ. | ૨—૮—૦ |
| नवसर्जन ग्रन्थावली | : ,, | રૂ. | ૫—૦—૦ |
| ચિંતન ગ્રંથાવલિ | : અનામત | રૂ. | ૬—૦—૦ |
| અરુણ પુસ્તકમાળા | : ,, | રૂ. | ૩—૦—૦ |
| વિશ્વસાહિત્યમાળા | : ,, | રૂ. | ૬—૦—૦ |
| નૂતન ગ્રંથાવલિ | : છૂટક કિંમતે મળે છે | | |
| શિષ્ટ સાહિત્યમાળા | ,, | | |

ભારતી સાહિત્ય સંઘ

૭, દેવકરણ મેન્સન
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૨

પાનકોરનાકા
પો. બો. નં. ૭૩
અમદાવાદ

# મુસ્તફા કમાલ

: લેખક :

કાન્તિલાલ શાહ



ભારતી સાહિત્ય સંઘ

પાનકોરનાકા

પો. બો. નં. ૭૩

અમદાવાદ

પાકા પૂઠાની મૂળ કિંમત

દોઢ રૂપિયો



વળતર બાદ જતાં ગુજરાત અને
મુંબઈમાં રૂબરૂ સારી કિંમત
૧-૨-૦

ટપાલ દ્વારા અથવા તો બૃહદ
ગુજરાતમાં રૂબરૂ સારી કિંમત
૧-૪-૦

પરદેશ માટે ખર્ચ સાથે
અઢી શિલિંગ

પ્રકાશક
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
પાનકોરનાકા
અમદાવાદ

મુદ્રક
મનુભાઈ અમૃતલાલ શેઠ
સ્વાધીન મુદ્રણાલય
રાણપુર

# ભારતી સાહિત્ય સંઘ

## પાંચમા વર્ષની યોજના

### અંજલિ ગ્રંથમાળા

બારસો પાનાંમાં ચાર મૌલિક નવલકથાઓ ઘેર બેઠાં રૂ. ત્રણ (કાચું પૂઠું) અને રૂ. ચારના લવાજમે આપવામાં આવશે. જાહેર કરેલાં પુસ્તકોમાં ફેરફાર થશે જ નહિ.

### આરોગ્ય ગ્રંથાવલિ

**ઓછાંમાં ઓછાં** સાડા છસો પાનાંમાં નિસર્ગોપચારની દૃષ્ટિએ લખાયેલાં આઠ પુસ્તકો ઘેર બેઠાં રૂ. ત્રણના લવાજમે મળશે. જો ગ્રાહકો વધશે તો વધુ પાનાં આપવાનું પણ બની શકશે.

### ઊર્મિ (માસિક)

રસ અને સંસ્કાર આપી શકે એવા વિષયોની વિવિધતાથી ભરપૂર સામગ્રી દર મહિને લગભગ એક સો પાનાંમાં આપવામાં આવશે. ગાંધી-જયંતિ નિમિત્તે એ માસનો અંક સચિત્ર અને દળદાર થશે. વાર્ષિક લવાજમ રૂ. પાંચ.

## નવરચના (માસિક)

નિત્યજીવનની અનેકવિધ સમસ્યાઓની ચર્ચા કરતું ચોસઠ પાનાંનું લેખન દર મહિને આપવામાં આવશે. આ લેખનમાં લગભગ ચોવીસ પાનાં સ્ત્રી-વિષયક લેખનમાં જ રોકવામાં આવશે. ઉપરાંત, અઢીસો પાનાંનું એક સુંદર ભેટપુસ્તક અપાશે. વાર્ષિક લવાજમ માત્ર રૂા. અઢી જ.

## ચિંતન ગ્રંથાવલિ

સાહિત્ય, રાજકારણ, લગ્ન અને રાષ્ટ્રીય ઇતિહાસને લગતા ચાર ગ્રંથો આ વર્ષમાં પ્રગટ થશે. એની મૂળ કિંમત રૂા. આઠ રહેશે. રૂા. ૭ અનામત મૂકનારને એ ચારેય ગ્રંથો ઘેર બેઠાં પોણી કિંમતે મળી શકશે. કોઈ પણ પુસ્તક લેવા–ન લેવાનું ગ્રંથાવલિના નિયમ અનુસાર ગ્રાહકની ઇચ્છા ઉપર રહેશે.

## વિશ્વસાહિત્યમાળા

જગતભરના ઉત્તમોત્તમ વાર્તા–નવલકથા–સાહિત્યમાંથી ચૂંટેલાં ચાર પુસ્તકો આ વર્ષમાં પ્રગટ થશે. એ ચારેય પુસ્તકોની મૂળ કિંમત રૂા. આઠ રહેશે. રૂા. ૭ અનામત મૂકનારને ઘેર બેઠાં આ પુસ્તકો પોણી કિંમતે મળી શકશે અને તેમ છતાં એમાંનું કોઈ પણ પુસ્તક લેવા–ન લેવાનું માળાના નિયમ અનુસાર ગ્રાહકની ઇચ્છા ઉપર જ રહેશે.

## અરુણ પુસ્તકમાળા

આ માળામાં લગભગ ત્રણ રૂપિયાની કિંમતમાં સોળ પુસ્તિકાઓ પ્રગટ થશે. આ પુસ્તિકાઓ બાળકો, કિશોરો અને ઓછું ભણેલા

લોકોને લક્ષમાં રાખીને તૈયાર થાય છે. આ બધાં પુસ્તકો માટે રૂા. ત્રણ અનામત મૂકનારને આ પુસ્તકો ઘેર બેઠાં પહોંચાડવામાં આવશે.

## નૂતન ગ્રંથાવલિ

ઉપરની યોજનામાં ન આવી શકતાં હોય એવાં પુસ્તકો—મુખ્યત્વે વાર્તાસંગ્રહો અને જીવનચરિત્રો—આ ગ્રંથાવલિમાં પ્રગટ થશે. આ ગ્રંથાવલિનાં પુસ્તકો છૂટક જ મળશે. એ માટે લવાજમ કે અનામતની યોજના નથી.

## नवसर्जन ग्रन्थावली

રાષ્ટ્રભાષા હિંદુસ્તાનીમાં ચાર નવલકથાઓ પ્રગટ થઈ ચૂકી છે. પાનાં તેરસો ઉપરાંત છે. દરેક નવલકથા ઉપર દ્વિરંગી જૅકેટ છે. કિંમત કાચા પૂઠાની ચાર રૂપિયા અને પાકાની પાંચ રૂપિયા છે.

## શિષ્ટ સાહિત્યમાળા

આ માળામાં બીજા પ્રકાશકોનાં પુસ્તકો મોટી સંખ્યામાં ખરીદી લઈને રાખવામાં આવે છે. આ માટે કશી યોજના નથી. એ પુસ્તકો છૂટક જ મળે છે.

### વધુ વિગત માટે લખો

## ભારતી સાહિત્ય સંઘ

| | |
|---|---|
| ૭ દેવકરણ મેન્સન | પાનકોરનાકા |
| પ્રિન્સેસ સ્ટ્રીટ | પો. બો. નં. ૭૩ |
| મુંબઈ ૨ | અમદાવાદ |

# પ્રસ્તાવના

પુસ્તક જરા સંકોચ સાથે અમે પ્રગટ કરીએ છીએ. સંકોચ એટલા માટે થાય છે કે 'નવરચના'ની વાચનસામગ્રી અમે હમેશ એવી જ પસંદ કરીએ છીએ કે જે સીધા અને સ્પષ્ટ વિચાર જ રજૂ કરતી હોય. 'નવરચના'માં ટૂંકાં જીવનચરિત્રો રજૂ કરવામાં આવે છે તે પણ જીવનમાં કંઈક જોશ અને પ્રેરણા આપે એ દૃષ્ટિએ જ લખાય છે. એશિયાખંડના આસમાનમાંથી આ મહાન સિતારો મુસ્તફા કમાલ જ્યારે ખરી પડ્યો ત્યારે દેશે દેશની સ્વાતંત્ર્યપ્રેમી પ્રજાએ એને ભાવભરી અંજલિ આપી હતી. એ અંજલિ આપવામાં હિંદ કદાચ મોખરે હતું. હિંદના લગભગ તમામ સન્માનિત નેતાઓએ મુસ્તફાના મૃત્યુ ઉપર ખેદ વરસાવ્યો હતો. જેમનું જીવન અને જીવનકાર્ય જગતના દરેક સેનાપતિથી ભિન્ન છે એવા પૂજ્ય ગાંધીજીએ પણ ભાવભરી અંજલિ આપેલી. આ વખતે અમને થયેલું કે અમે 'નવરચના'ના ચાલુ અંકમાં એ મહાપુરુષનું

ટૂંકું જીવનચરિત્ર ઉતારીએ. આવા ખ્યાલથી અમે જીવનચરિત્રને લગતી સામગ્રી ખોળવા લાગ્યા, પરંતુ જેમ જેમ એ સામગ્રી જોતા ગયા તેમ તેમ લાગવા માંડયું કે આ જીવનની વિગતોને ગમે તેટલી ટુંકાવીએ તો પણ એ 'નવરચના'નાં આઠ–બાર પાનાંમાં તો સમાઈ શકે એમ નથી જ. આ પુસ્તક વાંચનાર જોઈ શકશે કે મુસ્તફા કમાલના જીવનનાં પચાસ જેટલાં વર્ષો ભરપૂર પ્રસંગોમાં વીત્યાં છે. એમ કહી શકાય કે એનું જીવન અનેક પ્રવૃત્તિઓથી ઠાંસોઠાંસ ભર્યું છે. આટલી બધી સામગ્રી જોતાં જ અમને થયું કે જો આ જીવન 'નવરચના'ના વાંચકો સમક્ષ મુકાય તો એમને જગતના એક પ્રચંડ શક્તિશાળી પુરુષનો પરિચય થાય, પરંતુ એ સાથે સાથે જ એ પણ ભય મનમાં પેદા થયો કે જીવનચરિત્રને જો સાચેસાચ જીવનચરિત્ર જ કરવું હોય તો એના જીવનની અંગત બાજુ, જે આપણી વર્તમાન આર્યભાવનાને ભારે આઘાત પહોંચાડનારી છે તે, પણ પ્રગટ કરવી જ જોઈએ. મુસ્તફા કમાલના જીવનના એ પ્રસંગો કાઢી નાખવાની પણ ઇચ્છા થયેલી. પરંતુ અનેક રીતે વિચાર કરતાં એ યોગ્ય ન જ લાગ્યું. છેવટ 'નવરચના'ના વાંચકો જ આમાંથી તારતમ્ય શોધી લ્યે એવી વૃત્તિથી આ જીવનની સામગ્રી જેવી અમે મેળવી શક્યા તેવી જ, સામાન્ય ફેરફાર સાથે, અહીં રજૂ કરી દીધી. ઉપર જે સંકોચનો ઉલ્લેખ કર્યો તે આ સંકોચ. અમે ઇચ્છીએ છીએ કે મુસ્તફા કમાલની પ્રચંડ શક્તિઓની સાથે જે ભયાનક નબળાઈ એનામાં હતી તે ન હોત તો એ પ્રચંડ શક્તિ કેટલું કામ કરી શકત તેનો જ આપણે ખ્યાલ કરીએ. મુસ્તફા અનેક રોગોનો ભોગ બનેલો અને છેલ્લે છેલ્લે એ રોગે જ એનો જીવ લીધો. આ રોગો એની નબળાઈમાંથી જ જન્મેલા. તે ઉપરાંત એની નબળાઈએ અનેક વખત એને કાર્યવિમુખ બનાવી દીધેલો. આ બધા પ્રસંગો વાંચતાં અમને અનેક વખત એમ થયેલું કે દુશ્મનોને માટે વિકરાળ કાળ જેવો આ પુરુષ પોતા માટે પણ કાળસ્વરૂપ જ બન્યો હતો.

મુસ્તફા કમાલનું જીવન જો કોઈ માનસપૃથક્કરણશાસ્ત્રી તપાસે

તો આપણને અનેક નવી શોધો જાણવાની મળે. સૌથી સ્પષ્ટ તો એ વિગત એના જીવનમાં તરી આવે છે કે જ્યારે જ્યારે એ પરાજિત અને નિરાશ થયો છે અથવા તો ભારે વિજય મેળવી એના ઉત્સવમાં નાચવા લાગ્યો છે ત્યારે જ એણે પોતાના જીવન માટે કાળનું સ્વરૂપ લીધું છે. એમ જણાઈ જ આવે છે કે જે જે મહાન પ્રવૃત્તિઓની પાછળ અંગત મહત્ત્વાકાંક્ષા, મોજ અને પ્રચંડ ઉશ્કેરાટ હોય ત્યાં ત્યાં આવું ન બને તો જ આશ્ચર્ય ગણાય.

મુસ્તફાનું આખું જીવન જાણે અંગત મહત્ત્વાકાંક્ષાની પૂર્તિ અર્થે જ ખરચાયું છે. એ રીતે જોતાં એ મહાન સેનાપતિ અને નિર્ભય યોદ્ધો હોવા છતાં તદ્દન સામાન્ય માણસ જ લાગે છે, પરંતુ એની એ સામાન્યતા, સાચા અર્થમાં તો પામરતા, માત્ર એક જ ભાવનાથી અનેક વખત ઢંકાઈ જાય છે, દૂર થઈ જાય છે અને છેવટ લગભગ લુપ્ત થાય છે. આ ભાવના છે રાષ્ટ્રભાવના. તુર્કી તુર્ક માટે જ–એક ઇંચ વધુ નહિ તેમ ઇંચ ઓછું પણ નહિ એ ભાવના. આ ભાવનાએ જ એની પામરતાને ઢાંકી દીધી છે ને છેવટ હડસેલી મૂકી છે. આ ભાવનાએ જ એને તુર્કોનો પિતા–આતા તુર્ક–બનાવ્યો છે. આ ભાવનાએ જ એને મહાન બનાવ્યો છે અને જગતના મહાનમાં મહાન પુરુષોની અંજલિનો અધિકારી બનાવ્યો છે. આ ભાવના વડે જ એ સરમુખત્યાર બન્યા પછી તુર્કીની નવરચના કરી શક્યો અને પોતાની મહત્ત્વાકાંક્ષાનો શિકાર શોધવા માટે તુર્કીના સીમાડા બહાર એણે નજર ન નાખી. એણે પોતાના દેશ માટે સ્વાતંત્ર્ય મેળવ્યું અને બીજાના સ્વાતંત્ર્યને અબાધિત રાખ્યું.

તુર્કસ્તાન એ હિંદુસ્તાન નથી, અને હોય તોયે જગતમાં જેમ બીજા કોઈ દેશમાં ગાંધી નથી તેમ તુર્કસ્તાનમાં પણ એ ગાંધી નહોતો, એટલે આપણે આપણી આજની આંખે–ગાંધીજીએ ધોયેલી આંખે–મુસ્તફાને જોઈએ તો એનાં અનેક કૃત્યો કંપારી ઉપજાવનારાં લાગે.

આપણે અહિંસાનું શરણું લીધું છે, જો કે એથી હજારો યોજન હજી દૂર છીએ પણ, એ માર્ગે આપણે કૂચ કરી રહ્યા છીએ. આપણી આ કૂચ ક્યાં સુધી પહોંચી છે તેનું માપ પણ આવું જીવનચરિત્ર વાંચવાથી જ આવી શકે એમ છે. ભલે શુભ હેતુને ખાતર, ભલે દેશની સ્વતંત્રતાને ખાતર, પણ દગો, વિશ્વાસઘાત, ક્રૂરતા વગેરે આપણે સહન ન કરી શકીએ તે આપણી માનવતાની પ્રગતિ બતાવે છે, પરંતુ એટલા ઉપરથી આપણે જીવનનાં બીજાં ક્ષેત્રો કે ગુણોમાં પણ ઊંચા નથી આવી જતા. એ ગુણોનું પાન કરવા માટે જેના જીવનની પળે પળમાં વીરતા અને સાહસ ભર્યાં છે તે જીવનનો આપણે અભ્યાસ કરવો જ જોઈએ.

આ દૃષ્ટિએ મુસ્તફા કમાલનું જીવન આપણી ગુલામ દશામાં વાંચવા-વિચારવાનું અમે યોગ્ય ધાર્યું છે, અને કેટલુંયે અણગમતું આ પુસ્તકમાં હોવા છતાં જે ગમતું અંદર પડ્યું છે તે દૂર ન રાખી શકાય એમ લાગવાથી અમે આ પ્રગટ કરવાની હિંમત કરી છે. અમારી હિંમત ખાસ તો મુસ્તફા કમાલના જીવનનાં છેલ્લાં વર્ષોને જ આભારી છે. નીતિ કે ધર્મનું સ્થાન એના જીવનમાં નહોતું જ એમ કહી શકાય, પરંતુ નીતિ કે ધર્મ એ માત્ર વ્યક્તિગત લાભાલાભ કરનારી જ શક્તિ નથી પણ સમાજનાં અણુ-પરમાણુમાં પણ એની અસર પહોંચે જ છે. આ અસર મુસ્તફાએ પોતાની સ્થૂળ અને દુન્યવી આંખે જોઈ લીધી અને એણે જાણ્યું કે જો હું આ રીતે જ જીવીશ તો તુર્કસ્તાનનું કદી ભલું થઈ શકશે જ નહિ. અને એક વખત એ વિચાર દિલમાં ઠસ્યા પછી તો એ પુરુષસિંહ હતો. એને પોતાની નબળાઈઓ ખંખેરી નાખવામાં વાર જ ન લાગી. એણે પોતાના રંગરાગ છોડી દીધા અને જીવનની સમગ્ર શક્તિ તુર્કીની નવરચનામાં રોકી દીધી. દુઃખની વાત એટલી જ છે કે અમારા પ્રયત્નો છતાં આ છેલ્લાં વર્ષોનો સંપૂર્ણ ઇતિહાસ અમે મેળવી શક્યા નહિ. અમારા હાથમાં જે સામગ્રી હતી તે બધી જ ખર્ચી નાખીને છેલ્લાં પ્રકરણો અમે લખી શક્યા છીએ. એ પ્રકરણો પરથી

એના જીવનનો સરવાળો આપણે જોઈ શકીએ છીએ અને એ સરવાળો સ્વાતંત્ર્યપ્રાપ્તિ માટે યુદ્ધ ખેલતી પ્રજાએ જોવો જ જોઈએ.

આપણા દેશની દૃષ્ટિએ એક બીજી વસ્તુ પણ આ જીવનમાંથી મળે છે. હિંદુ-મુસ્લિમ જેવો પ્રશ્ન તો તુર્કસ્તાનમાં હતો જ નહિ. પરંતુ મુસ્તફાએ પોતાના રાજ્યવ્યવહારમાં ધર્મને આવવા જ નથી દીધો તે ખાસ જાણવા જેવું છે. એણે તો ઊલટું ધર્મને મળતું રાજ્યરક્ષણ અને રાજ્યપ્રતિષ્ઠા પણ ખૂંચવી લીધાં છે. ગરીબ આમજનતાને શોષી રહેલાં ત્રિવિધ બળો—ધર્મ, રાજ્ય અને શાહુકાર—ને એણે કાં તો જનતાની સેવા કરતાં કરી મૂક્યાં અથવા તો દૂર હડસેલી મૂક્યાં.

રાજકારણમાં પડેલા લોકો ઘણીવાર સામાજિક સુધારાને મહત્ત્વ આપતા નથી. મુસ્તફાનું જીવન વાંચતાં આપણે જોઈ શકીશું કે તુર્કસ્તાનના આંતરિક અને બાહ્ય દુશ્મનોને હાંકી કાઢવાનું કે પીસી નાખવાનું કાર્ય એને માટે સમાજસુધારાના કામ જેટલું મુશ્કેલ નહોતું બન્યું. ગાંધીજીના રચનાત્મક કામની ટીકા કરનારાઓએ આ જરા જાણવા જેવું છે. અહિંસક યુદ્ધની વિનાશ અને રચનાની સંયુક્ત પદ્ધતિ કેટલી કાર્યસાધક અને સંગીન છે તેનો પૂરો ખ્યાલ તો કદાચ સ્વરાજપ્રાપ્તિ પછી જ આપણને આવી શકશે. સ્વરાજપ્રાપ્તિ પછી મુસ્તફા કમાલ જેવી કે રશિયા જેવી સંહારક્રિયા આપણે ન કરવી હોય તો અહિંસક યુદ્ધના અનિવાર્ય અંગ જેવું રચનાકાર્ય પણ સાથે સાથે આપણે કરવું જ જોઈએ. મુસ્તફાના જીવનમાંથી પ્રેરણા લેવા જેવું એ પણ છે કે એ કુશળ સેનાપતિ હોવા છતાં રાષ્ટ્રવિધાયકની શક્તિ પણ એ ધરાવતો હતો. નહિ જેવું ભણેલો એ માણસ પોતાના દેશને સંસ્કૃત કેમ કરી શક્યો એ એક મહાન આશ્ચર્ય જ છે. આપણે એના જીવનનાં એ શક્તિકિરણોને ઝીલીને કૃતાર્થ થઈએ.

* * *

બે શબ્દો અમને થયેલી અર્પણની ઇચ્છા વિષે પણ કહેવા જોઈએ:

જો કે મુસ્તફા કમાલ પ્રથમ તુર્ક હતો ને પછી જ મુસ્લિમ હતો. એમ છતાં એનું જીવનચરિત્ર કોઈ મહાન મુસ્લિમને અર્પણ થાય તો સારું એમ અમને થયેલું. એવો મહાન મુસ્લિમ આપણા દેશમાં કોણ? અમારી આંખ સામે બે શિખર જેવા બે પુરુષો દેખાયા, પરંતુ એમાંથી એકેય ઉપર અમારું મન સંપૂર્ણ રીતે ઠર્યું નહિ. એમ થયું કે 'ઇસ્લામ ભયમાં છે' એવો મિથ્યા પોકાર કરી હિંદી મુસ્લિમોને કોમીવાદનું ઝેર આપનાર શ્રીમાન ઝીણાને જ આ પુસ્તક અર્પણ કરીએ અને કહીએ કે 'જુઓ સાહેબ, તમે જે મુસ્લિમ રાષ્ટ્ર માટે ગૌરવ લો છો તે તુર્કસ્તાનનું અને એના લાઠીલા સર્જક મુસ્તફા કમાલનું જીવન પઢો અને તમારી કાર્યપદ્ધતિને તપાસો.' પણ એમ લાગ્યું કે આમ કરવામાં કદાચ કટુતા દેખાશે એટલે એ વિચાર પડતો મૂક્યો. બીજો વિચાર મૌલાના અબુલ કલામ આઝાદને અર્પણ કરવાનો આવ્યો.

મુસ્તફા કમાલની પેઠે જ એમણે પણ પોતાના કોમી તત્ત્વને રાષ્ટ્રીયતાની ભઠ્ઠીમાં ઓગાળી નાખ્યું છે, પરંતુ બીજી રીતે જોતાં એ વિચાર પણ આગળ ન વધી શક્યો. મુસ્તફા કમાલ જેવી પ્રચંડ સંહારક કે રચનાત્મક શક્તિ એમનામાં નથી, પરંતુ ઇન્સાનિયત–માનવતા–એમનામાં વિશેષ છે એમ અમને લાગ્યું. એમની જીવનરચના મુસ્તફા કમાલ કરતાં તદ્દન ભિન્ન છે. તેઓ ધાર્મિક પુરુષ છે, ઇસ્લામના બંદા છે, અને હિંદુસ્તાનના વર્તમાન રાજકારણની અહિંસક પદ્ધતિને વરેલા છે.

આ રીતે કોઈને અર્પણ નહિ થઈ શકેલું આ પુસ્તક દરેક વિવેકશીલ સ્વાતંત્ર્યપ્રેમીને અર્પણ થાય છે.

અહીં આ પુસ્તકરચનાની સામગ્રીનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. સામાન્ય રીતે આ મહાપુરુષના મૃત્યુપ્રસંગે વર્તમાનપત્રોમાં જે આવ્યું તેનો ઉપયોગ તો કર્યો જ હોય, પરંતુ મુખ્યત્વે Grey wolf (By

H. C. Armstrong) मुस्तफा कमाल (लेखक : देवव्रत. प्रकाशक : नवशक्ति कार्यालय : पटना)નો ઉપયોગ છૂટથી કર્યો છે. ઉર્દૂ નહિ જાણવા છતાં એક મુસ્લિમ મિત્ર પાસેથી મળેલું 'કમાલ આતા તુર્ક' નામનું ઉર્દૂ પુસ્તક આ લખતાં પહેલાં આખું જ સાંભળી પણ લીધું છે. એટલે આ પુસ્તક માટે એ બધી વસ્તુનો ઋણસ્વીકાર કરવો જ જોઈએ.

અમદાવાદ
૬ : ૪ : ૩૯

સંપાદકમંડળ
ભારતી સાહિત્ય સંઘ

ઈસુ ખ્રિસ્તના તેરમા સૈકામાં મધ્ય એશિયામાં મોટો દુકાળ પડ્યો. પૂર્વમાં ચીનની ઐતિહાસિક દીવાલથી માંડીને પશ્ચિમમાં મધ્ય એશિયાના અંત ભાગ સુધીના પ્રદેશમાં તેની અસર થઈ. આખોયે પ્રદેશ સુક્કો તપ્ત અને વેરાન બની ગયો. ધરતી જાણે વરાળો નાખતી હતી અને પશુ–પંખી પાણી અને ઘાસચારાને અભાવે પ્રાણ છાંડતાં હતાં. ભમતા ભૂતની પેઠે એ દુષ્કાળે તો–સ્ત્રી–પુરુષ છૈયાં–છોકરાં અને પશુ-પંખી–તેના સપાટામાં જે આવ્યું તે બધાંને ભરખી જવા માંડયું. એવા એ ઉજ્જડ પ્રદેશમાં કેટલીયે જંગલી જાતિઓ પોતપોતાની ટોળીઓ જમાવીને વસતી હતી. તેમાંના મોટા ભાગના લોકો માલધારી હતા. બકરાં–ઘેટાં ઉછેરી પોતાનું ગુજરાન ચલાવતા. એથી જ્યાં ઘાસપાણીની જોગવાઈ થાય ત્યાં તેઓ પહોંચી જતા અને કાઠિયાવાડના રબારીની પેઠે કામચલાઉ નેસડાં ઊભાં કરી તેમાં દિવસો, મહિનાઓ કે વર્ષો ગુજારતા. પણ આ વખતે તો એવો ભીષણ દુષ્કાળ પડ્યો કે પોતાની અને પશુઓની જિંદગી બચાવવા તેમને મુલક છોડવો પડ્યો. કેટલીયે ટોળીઓ સાથે અન્નપાણીની શોધમાં અહીં તહીં ભટકવા લાગી. એવી ટોળીઓમાં સૌથી આગળ પડતા તુર્ક લોકો હતા.

રાત દિવસ પહાડ અને જંગલમાં ઘૂમતાં આ જંગલનાં બાળ પૂરાં જંગલી જ હતાં. કુદરતની નિષ્ઠુરતા અને સખ્તાઈ સહન કરી કરીને તેઓ પણ એવાં જ નિષ્ઠુર થઈ ગયાં. તેઓ દેખાવે અને સ્વભાવે ભયંકર હતાં. જાણે બીજાં રાની પશુ જ જોઈ લ્યો. ખરબચડી અને

કરડી રેખાઓવાળાં તેમનાં મોં ઉપર વરુની આંખો જેવી એ ત્રાંસી અને તીણી આંખો ચમકારા મારતી જોનારને ડરાવે એવી લાગતી હતી. કદાવર શરીરવાળાં અને ખૂની સ્વભાવનાં તેઓ વાતવાતમાં લડી પડતાં. મરવું અને મારવું એ તો તેમને મન રમત વાત હતી. કુદરત સાથે, જંગલી પશુ સાથે, અને એવી જ ભયંકર ટોળીઓ સાથે યુદ્ધ ખેલવાં એ તો તેમનું રોજ-બ-રોજનું કામ હતું. આવાં કષ્ટપ્રદ તેમ જ સખત જીવનને પરિણામે તેમનાં મોં ઉપર કઠોરતા અને હૃદય ઉપર સખ્તાઈ હમેશાં કોતરાયેલી રહેતી.

આવાં તોફાની અને હિંસક સ્વભાવનાં ખુનખાર તુર્કોને કાબૂમાં રાખનાર તેનો સરદાર સુલેમાન શાહ પહાડ જેવા શરીરવાળો, કરડા સ્વભાવવાળો, બહાદુર તેમ જ વસમો હતો. તેની શિસ્ત કડક હતી. તેના હુકમનો અનાદર કરવાની કોઈ તુર્ક હિંમત કરતો નહિ. તેના નેજા ઉપર ભૂરા વરુના માથાનું ચિત્ર હતું; તે જાણે કે તેના સ્વભાવની જ ઓળખાણ આપતું હતું !

દુષ્કાળને લીધે ભટકતાં ભટકતાં આ તુર્ક જાતિ એશિયા માઇનોરમાં, જ્યાં આજનું તુર્કસ્તાન આવેલું છે ત્યાં, આવીને વસી અને એ પ્રદેશ ઉપર તલવારના જોરે રાજ્ય કરવા લાગી. સરદાર સુલેમાનનો અમલ એટલે જુલમ, અત્યાચાર અને જબરદસ્તીનો અમલ. તેની પાશવતાથી લોકો થરથર કાંપતા. તુર્કસ્તાનની આસપાસના બીજાં રાજ્યો એ વખતે તદ્દન કમજોર થઈ ગયાં હતાં. સુલેમાનની કાળઝાળ તલવાર આગળ સૌનાં માથાં નમતાં કે ધડથી જુદાં થતાં. આ કારણને લીધે થોડા જ વખતમાં દૂર દૂર સુધી તુર્કલોકોનું સામ્રાજ્ય ફેલાવા લાગ્યું.

સુલેમાન શાહની પછી બીજાં ત્રણસો વરસ વીતી ગયાં અને તેની દસમી પેઢીએ સુલતાન સુલેમાન ગાદી ઉપર આવ્યો. એ ઘણો ઉદાર તેમ જ ન્યાયપ્રિય બાદશાહ હતો. એના વખતમાં તુર્કોનું સામ્રાજ્ય ઉન્નતિને શિખરે પહોંચ્યું. અલ્બાનિયાથી માંડીને ઈરાન સુધી અને

ઇજિપ્તથી કૉકેસસ સુધી ઉસ્માનિયાનું (તુર્કસ્તાનનું) સામ્રાજ્ય ફેલાયેલું હતું. યુરોપના કેટલાયે શાસકો પોતાની અંદર અંદરની લડાઈમાં સુલતાનની સહાય માગવા જર–ઝવેરાત વિગેરે અનેક કિંમતી ભેટ–સોગાદો લઈને સુલતાનના દરબારમાં કુર્નિશ બજાવવા હાજર રહેતા હતા. સુલતાનની ફોજ પૂર્વના દેશોનો રસ્તો પાર કરી ચૂકી હતી. ભૂમધ્ય-સમુદ્રનાં પાણી ઉપર તુર્કસ્તાનના નૌકાબળની આણ પ્રવર્તતી હતી. ઇસ્તંબૂલ પર પણ તેનો જ નેજો ફરકતો હતો. સુલતાને સારી દુનિયાને જીતવાનું બીડું ઝડપી જ્યારે પોતાના વિશાળ સૈન્ય સાથે વિયેનાના દરવાજા ખખડાવ્યા ત્યારે સારીયે ખ્રિસ્તી આલમ થરથર કાંપવા લાગી. પણ વિધિના પાસા અવળા પડ્યા અને તેને સજ્જડ હાર મળી. નિરાશ થઈને તેને પાછા ફરવું પડ્યું.

એ પછી તુર્કસ્તાનમાં જે જે સુલતાનો થયા એ બધા એશ-આરામ અને ભોગ–વિલાસમાં ડૂબી ગયા. ત્રણસો વર્ષ સુધી એક પછી એક સુલતાન વધારે દુરાચારી, ઇશ્કી, આળસુ, રંગીલો અને કાયર થતો ગયો. રાજમહેલોમાં સુરા અને સુંદરીનાં આગમન થયાં. લોખંડી તાકાતવાળા લડાયક તુર્કોને બદલે હવે સ્ત્રીઓ અને નપુંસક લોકોથી શાહી મહેલો ઊભરાતા હતા. આમ વિલાસ અને અમનચેન, વૈભવ અને વાસનાની આગમાં તુર્ક લોકોની લોખંડી શક્તિ ઓગળી ગઈ. તેના તાબાના મુલકો એક પછી એક તેની સત્તા અવગણવા માંડ્યા અને તેના હાથ નીચેથી નીકળી જવા લાગ્યા. ગ્રીસ, સર્વિયા અને બલ્ગેરિયાએ તુર્કોની ગુલામી ફગાવી દઈ આઝાદીની ઘોષણા કરી. આમ તુર્કસ્તાનનું સામ્રાજ્ય વખત જતાં વધારે નબળું અને દેવા-ળિયું થતું ચાલ્યું. આ નબળાઈનો લાભ વધતી જતી સત્તાવાળાં યુરોપનાં કેટલાંક સામ્રાજ્યવાદી ખ્રિસ્તી રાષ્ટ્રો લેવા માંડ્યાં હતાં. રશિ-યન રીંછે તુર્કી વરુને પહેલું પીંખ્યું. પોતાની પાડોશમાં જ આવેલા તુર્કોનાં ક્રીમઆ અને કૉકેસસ ઉપર તરાપ મારી તે પડાવી લીધાં. ફ્રાંસે સીરિયા અને ટ્યુનીસ કબજે કર્યાં. બ્રિટને ઇજિપ્ત અને સાઈ-

પ્રસ ટાપુ પર પોતાનો કાબૂ જમાવ્યો. મરેલા ઢોર પર જેમ ગીધ એકઠાં થાય તેમ આ ખ્રિસ્તી રાષ્ટ્રોએ તુર્ક–સામ્રાજ્યના મુડદાને મન ફાવે તેમ ઠોલવા માંડ્યું. પણ આખરે આ બધાં રાષ્ટ્ર–ગીધોને અંદર અંદર તકરાર થઈ પડી. જર્મની પરોપકાર કરવા બહાર નીકળી પડ્યું. તે મુડદાલ સામ્રાજ્યની વહારે ધાયું. તેણે તુર્કસ્તાનના સુલતાન અબ્દુલ હમીદ સાથે દોસ્તી બાંધી. યુરોપનાં બીજાં રાષ્ટ્રો હવે પછી તુર્કસ્તાનને ન પીંખી જાય તેની ખબરદારી રાખી, પણ તેની દાનતેય સાફ નહોતી. તેના મનમાં ઊંડે ઊંડે એમ હતું કે બ્રિટન જરા દૂર ખસી જાય એટલે બાકી બચેલા તુર્કસ્તાનને હું ગળી જાઉં. પણ બધાં રાજ્યો દૂર ખસે એમ નહોતું. તેમણે મુડદાનો સ્વાદ ચાખી લીધો હતો એટલે બધાં એક બીજાંને યોગ્ય અવસર મળે તેની જ રાહ જોતાં બેસી રહ્યાં હતાં.

પણ રશિયાનો લોભ તો વધતો ચાલ્યો. આખરે ૧૮૭૭ માં તેણે હિંમત કરી. કમ્મર કસીને તેણે તુર્કસ્તાન સામે યુદ્ધની ઘોષણા કરી. પ્રલયના પૂરની પેઠે રશિયન સૈન્ય ત્વરિત ગતિએ ધસી આવ્યું. તેની તોપોના ગડગડાટ ઇસ્તંબૂલમાં સંભળાવા લાગ્યા. યુરોપનાં બીજાં રાજ્યોના કાન ચમક્યા. તેમને રશિયાની આ વધતી જતી સત્તા ખૂંચી અને બધાંએ એક થઈ ધર્મ અને ન્યાયનું બહાનું આગળ ધરી રશિયાને ધમકી આપી. યુરોપનાં આ એકત્રિત રાજ્યો સામે લડવાની તાકાત એકલા રશિયા પાસે નહોતી–રશિયાને ન છૂટકે પાછા હઠવું પડ્યું.

આવી રીતે સ્વાર્થવશ થઈને યુરોપનાં બીજાં રાજ્યોએ તુર્કસ્તાનને રશિયન રીંછનાં વિકરાળ જડબાંમાં જતું થોડા વખત માટે તો અટકાવ્યું. એક વખત સમસ્ત જગતને થરથરાવતા તુર્કી–સામ્રાજ્યની આવી દયામણી દશા થઈ પડી. તેને બીજાં રાજ્યોની દયા પર નભવાનો વખત આવ્યો. યુરોપનાં સામ્રાજ્યલોલુપ રાષ્ટ્રો ક્યારે તેનો કોળિયો કરી જશે એ કહેવાય તેમ નહોતું. તુર્કસ્તાન ઉપર તેમની ગીધદૃષ્ટિ તો મંડાયેલી જ હતી. વિશ્વ ઉપરના એક જબરદસ્ત સામ્રાજ્યની મહત્તા

ધૂળ ભેગી થઈ ગઈ. બરાબર આ અરસામાં જ તુર્કસ્તાનને પોતાની ગુમાવેલી આબરૂ પાછી અપાવે, એના ભૂતકાળના યશોગાનનેયે વધારે, ઉજ્જવળ કરે, એની કીર્તિનો ડંકો ફરીને દુનિયામાં વગાડે, તુર્કોની મુડદાલ અને ભાંગેલી પ્રજા ઉપર સંજીવની છાંટી તેને ફરી બેઠી કરી દે અને તુર્કસ્તાન ઉપર ચડી આવતા યુરોપના વિજેતાઓની સામે પ્રચંડ યુદ્ધ કરી તેને યુરોપના દ્વાર સુધી તગડી મૂકે એવી એક મહાન-શક્તિ સરજાવાની તૈયારી તુર્કસ્તાનના એક અંધારા ખૂણામાં વિધિને હાથે થઈ રહી હતી.

૧૮૮૧ની સાલ હતી. તુર્ક–સામ્રાજ્યના સાલોનિકા શહેરમાં તુર્ક લોકોનો એક લત્તો હતો. ગંદકી અને ગરીબી ત્યાં કાયમી થાણું નાંખીને પડયાં હતાં. એવા એ મહોલ્લામાં આવેલા એક અંધારા મકાનમાં સૂર્યનું અજવાળું જેણે જોયું નથી અને જેને ખુદ સૂરજ મહારાજે જોઈ નથી એવી ઝુબેદા નામની એક પરદેનશીન બીબીએ એક બાળકને જન્મ આપ્યો. એ જ બાળક તે મહાયુદ્ધ વખતે યુરોપનાં જબરદસ્ત અને બળવાન રાષ્ટ્રોના એકત્રિત સૈન્યને શિકસ્ત આપનાર અપૂર્વ સેનાપતિ, વર્તમાન યુગનો નેપોલિયન, તથા નૂતન તુર્કીનો સરજનહાર, તુર્કીનો ભાગ્યવિધાતા રાષ્ટ્રપતિ મુસ્તફા કમાલપાશા.

## ૨

અલી રજા તેના પિતાનું નામ. વર્ષોથી તે આલ્બિનિયાના પહાડોમાંથી અહીં ઊતરી આવેલો. સાલોનિકામાં બંદર ઉપર જકાત-ખાતામાં તેને કારકુનની નોકરી મળી ગઈ એટલે તે ત્યાં જ સ્થિર થઈ ગયો. તેના જીવનમાં કોઈ મહત્ત્વાકાંક્ષા કે કોઈ મોટી મુરાદ નહોતી. હજારો કારકુનો જેમ ગદ્ધાવૈતરું કરી જિંદગી ખેંચી કાઢે છે તેમ તેને વિષે પણ હતું. તેને જે પગાર મળતો તે એટલો જૂજ હતો કે એથી કુટુંબનાં માણસોનાં પેટ પણ ભરાઈ શકે તેમ નહોતું.

કેટલીયે વખત મહિનાઓ સુધી માત્ર એટલા જ માટે તેને કારકુનીનો બોજો ખેંચવા ઉપરાંત પરચૂરણ ચીજ–વસ્તુની દુકાનદારી પણ કરવી પડતી હતી.

તેની માતા ઝુબેદાનું જીવન એ વખતની સામાન્ય તુર્કી ઓરતોનાં જીવન જેવું રસવિનાનું અને કંટાળાભરેલું હતું. અંધારાં મકાનોમાં પરદામાં રહેવું, કહેવાતા ધર્મ અને જડ રૂઢિઓને ચુસ્તપણે વળગી રહેવું, જિંદગી આખી વૈતરું કરવું ને ગરીબાઈમાં સડવું, મોત આવે ત્યારે છ ફૂટની લાંબી કબરમાં અલ્લાનું નામ લઈને સૂઇ જવું–આ તેમનાં જીવનનો સરવાળો હતો.

ઝુબેદા એક ગરીબ કિસાનની પુત્રી હતી. સામાન્ય રીતે ભલી, ભોળી અને ધર્મચુસ્ત, પણ સ્વભાવે તેજ. ગુસ્સે થતી ત્યારે ઘર આખાને માથે લેતી. સ્વાભિમાની ખરી અને રૂઢિચુસ્ત તો પૂરેપૂરી. સાત વરસની હતી ત્યારથી માંડીને ત્રીસ વરસની ઉમરે મુસ્તફાને જન્મ આપ્યો ત્યાંસુધીમાં ભાગ્યે જ દસ વીસવાર ઘરની બહાર નીકળી હોય, અને એ પણ પરદા સાથે જ. આમ છતાં તેનું શરીર કદાવર, મજબૂત અને લાલઘૂમ હતું. જો કે તે કશું જ ભણી ગણી નહોતી, કાળા અક્ષરને કૂટી માર્યાં હતા, છતાં ઘર આખામાં તેનું જ સૌથી વધારે ચાલતું હતું. નાનાં મોટાં તમામ ઉપર તે શાસન ચલાવતી.

મુસ્તફા ઉપરાંત તેને એક દીકરી હતી. પણ મુસ્તફા ઉપર તેને પ્રથમથી જ વધારે હેત. નાનપણથી જ તેને હથેળીમાં રાખેલો અને લાડકોડમાં ઉછેરેલો એટલે તેની માતાના ઘણા બધા ગુણ–અવગુણ તેનામાં સવાયા થઈને ઊતર્યા. મુસ્તફા પણ સ્વભાવે એટલો જ ઉગ્ર અને સત્તાનો શોખીન થયો. વાતવાતમાં તેનું અભિમાન ઘવાતું. પોતાની ઉમરનાં બાળકો સાથે તે ભાગ્યે જ ભળતો. ઘણુંખરું તે એકલો જ રહેતો. ગંભીર અને ભારેખમ થઈને તે એકલો એકલો રમ્યા કરતો. તેને દુનિયામાં કોઈ ઉપર પ્રેમ નહોતો–તેના ઉપર અપાર હેત રાખનાર તેની મા ઉપર પણ નહિ. તેની એક પણ વાત તે

સાંભળતો નહિ છતાં તેની પાસે લાડ કરવાનો તો પોતાનો હક્ક જ હોય એમ વર્તતો. જરા જરામાં તે છંછેડાઈ જતો. કોઈવાર કોઈ કારણસર તેને શિક્ષા થતી તો ગુસ્સાથી લાલચોળ થઈ તુરત જ તે સામો થઈ જતો. મૂળથી જ તેનું શરીર એકવડિયું, મોં ઉપર હાડકાંઓ ઊપસી આવેલાં. તેમાંયે આવો ચીડિયો સ્વભાવ. આ કારણને લીધે તે શરીરે દૂબળો–પાતળો જ રહેતો હતો.

શરૂઆતમાં તેને એક મદ્રેસામાં દાખલ કરવામાં આવ્યો. ત્યાં તેને કુરાને શરીફની બેતો ગોખાવવામાં આવતી. અલી રજાની મુરાદ તેને એક વેપારી બનાવવાની હતી, એટલે તેણે કારકુની છોડી લાકડાનો વેપાર શરૂ કર્યો. પણ તેમાં તેને ખોટ આવી. થોડા જ વખત પછી તે ગુજરી ગયો અને ઘરનો તમામ ભાર ઝુબેદાને શિરે આવી પડ્યો.

**સા**લોનિકાથી લબાચા ઉપાડી ઝુબેદા પાસેના જ એક ગામડામાં તેના ભાઈને ઘેર રહેવા આવી. મુસ્તફાને ગાય–બળદની ચાકરી કરવાનું, ખેતરમાં પંખી ઉડાડવાનું અને ઘેટાં ઉછેરવાનું કામ સોંપાયું. ખુલ્લી હવા, ઠંડી કુદરત, સખત શારીરિક પરિશ્રમ અને સાદો ખોરાક—આ બધાંને લઈને મુસ્તફાનું શરીર ફાટફાટ થવા લાગ્યું. તેના ખડતલ શરીરમાં તંદુરસ્તીની લાલી દોડવા લાગી. તેને આવી આઝાદ જિંદગી ફાવી ગઈ. પણ તેની માતાની ઇચ્છા જુદી હતી. મુસ્તફા ભરવાડનું કે અબુધ કિસાનનું જીવન ગાળે એ કરતાં ભણીગણીને મોટો મૌલવી થાય તો સારું એમ તેને લાગતું હતું.

તેની એક બેનની ખુશામત કરીને તેણે મુસ્તફાના ભણતરના ખર્ચની જોગવાઈ કરી તેને સાલોનિકાની એક શાળામાં દાખલ કર્યો. પણ કુદરતને ખોળે તદ્દન બંધનમુક્ત રહીને ઊછર્યા પછી શાળાની બંધિયાર જિંદગી તેને કેદખાના જેવી લાગી. તે કોઈપણ શિક્ષકનું કહ્યું માનતો નહિ. શાળાની શિસ્તનો એ ડગલે ને પગલે ભંગ કરતો. ત્યાં આગળ વિદ્યાર્થીઓ પાસે મોટી મોટી બડાશો હાંકતો અને કેટલીક વાર લડી પણ પડતો.

સાલોનિકાની શાળામાં વિદ્યાર્થીઓમાં અંદર અંદર તકરાર થઈ. મુસ્તફા તો તકરારોમાં મોખરે જ હોય, શિક્ષકે તેને ગુનેગાર ઠરાવી માર માર્યો. મુસ્તફાનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઈ ગયો. તેણે શિક્ષક સામે એક તિરસ્કારભરી નજર નાંખી ગુસ્સાથી દાંત પીસ્યા અને બીજી જ પળે શાળાનો ત્યાગ કરી ઘેર આવ્યો અને શાળામાં ફરી ન જવાનો એણે નિશ્ચય કરી લીધો.

ઝુબેદાને એ ન ગમ્યું. એ કોઈ પણ રીતે એને ભણાવવા જ ઇચ્છતી હતી, મુસ્તફાને એણે સમજાવ્યો :

'એમાં તને એવડું મોટું શું કરી નાખ્યું કે તું નિશાળે જ જતો નથી !'

મુસ્તફાએ કરડાઈથી જવાબ આપ્યો :

'પણ એ મને મારે જ શું કામ ? 'મારે એવા માસ્તર પાસે ભણવું જ નથી.'

'ભણીશ નહિ તો શું ભીખ માગીશ ?' ઝુબેદાએ કંટાળીને કહ્યું.

'ગમે તે થાય, હું એ નિશાળમાં કદી જવાનો નથી. એ કરતાં ખેતરમાં ચોકી કરવી કે ઘેટાં-બકરાં ચારવાં સારાં.' મુસ્તફાએ પોતાનો નિશ્ચય જણાવી દીધો.

'જિંદગી આખી ભરવાડ જેવા રહેવું છે ? કંઈક મજહબનું શીખ. કુરાને શરીફ વાંચતાં આવડશે તો લોક ઇજ્જત કરશે ને ઢોર જેવા થઈને રહેવું હોય તો તારી ઇચ્છા, પછી કોઈ સામું પણ નહિ જુએ.'

મુસ્તફા મજહબની વાતથી ચિડાયો.

'એ સૂપડા જેવી લાંબી દાઢીવાળા મુલ્લાઓની વાત મારી આગળ કરતી નહિ. એનું મોં જોવું પણ મને ગમતું નથી. તેને જોઈને મને હમેશાં એમ થાય છે કે જાણે તેની દાઢી ઝાલીને એક તમાચો ચોડી દઉં.'

'બસ, બસ.' ઝુબેદા વચ્ચે જ બોલી. 'એવું ન બોલીશ. ખુદા તારા ઉપર ખૌફ કરશે.'

'મને ખુદાનોય ડર નથી ને...ખુદા...'

'લે હવે ચુપ કર!' રખેને ખુદા વિષે ગમે તે બોલશે એ ડરથી ઝુબેદાએ તેને અટકાવ્યો, 'તને કુરાને શરીફનો અભ્યાસ ન કરવો હોય, ખુદાની બંદગી નામંજૂર હોય, મૌલવી થવું ન ગમતું હોય તો દુકાનદારી કર, કંઈક વેપારધંધો કર, તારા અબ્બાજાનની આખરી મુરાદ પણ એ જ હતી.' ઝુબેદાએ છેલ્લી વાત કરી નાંખી.

'વેપાર? ઉંહ...એ તો તદ્દન નમાલું કામ. એવું કામ તો અંગ્રેજ, યહૂદી કે યુનાની જેવા પોચા લોકોનું. બહાદુર તુર્કનું કદી નહિ.' એટલું બોલતાં મુસ્તફાની ગરદન ટટ્ટાર થઈ ગઈ.

'યા ખુદા! આ છોકરાનું તે કરવું શું?' ઝુબેદાના મોં ઉપર કંટાળો તરી આવ્યો. તે મૂંઝાણી હોય અને કંઈ સૂઝતું ન હોય તેમ તેના ભાઈને ઉદ્દેશીને તે બોલી, 'આને મૌલવી થવું ગમે નહિ ત્યારે કરવું શું?'

મુસ્તફાના મામાએ ઉપાય સુઝાડ્યો. 'બહાદુર તુર્કને ગમે એવું એક કામ છે–સિપાહીગીરીનું. લશ્કરી શાળામાં દાખલ થઈ જા. પાઈનું પણ ખરચ નહિ, સુલતાન તરફથી ખરચી મળશે ને ઉપરાંત મનગમતું કામ.'

'સરસ' મુસ્તફાએ મામાની સૂચનાને તુરત જ વધાવી લીધી.

પણ ઝુબેદાને આ ગમ્યું નહિ.

'સિપાહી થઈને તું શું કરીશ? એ કરતાં તો...'

'એ કરતાં કાંઈ સારું નહિ.' મુસ્તફા વચ્ચેથી જ ગરજી ઊઠ્યો. તેને હવે જોઈતું મળી ગયું હતું. 'સિપાહી થઈને હું ગમે તે કરીશ.

અમલદાર થઈશ. મોટો સેનાપતિ થઈને હુકમ બજાવીશ. એક મૂર્ખ મુલ્લાની જિંદગી કરતાં સિપાહીની જિંદગી મને વધુ પ્યારી છે.' બોલતાં બોલતાં મુસ્તફાના મોં ઉપર જુસ્સો તરી આવ્યો.

અને બીજે જ દિવસે તેની માતાને ખબર પડવા દીધા વિના જ એક મિત્રની મદદથી પ્રવેશક પરીક્ષા આપીને તે લશ્કરી શાળામાં દાખલ થઈ ગયો.

## ૩

મુસ્તફાને હવે દિલપસંદ કામ મળી ગયું. તેના આનંદને સીમા ન રહી. લશ્કરી પોષાક પહેરીને તે જ્યારે નીકળતો ત્યારે તેનામાં કોઈ અજબ જોશ, કોઈ નવો જ તરવરાટ દેખાતો. તેના મગજમાં એક પ્રકારની જુદી જ ખુમારી તે અનુભવવા લાગ્યો.

પોતાની મનોવૃત્તિને અનુકૂળ કામ મળતાં જ મુસ્તફાની સુપ્ત શક્તિઓ જાગ્રત થવા લાગી. લશ્કરી શાળામાં તેના વિષયને લગતી નાની મોટી દરેક બાબતમાં તે રસ લેવા લાગ્યો. થોડા જ વખતમાં શાળામાં તેની પ્રતિભા ઝળકી ઊઠી, પણ એથી તો તેનામાં રહેલા અહંને વધારે પોષણ મળ્યું, તે વધારે ઘમંડી થતો ગયો. પોતાની સાથેના વિદ્યાર્થીઓ સાથે તે હમેશાં તોછડાઈથી વર્તતો, વાતવાતમાં તે એમનું અપમાન કરી નાખતો. જ્યારે બીજી બાજુ તે કોઈની નજીવી સરખી ટીકા પણ સહી લેતો નહિ. બીજાઓ તો તેના વખાણ જ કરે, તેની શક્તિઓની કદર કરી તેને માન જ આપે એવું તે ઇચ્છતો અને આશા રાખતો. તેના આવા સ્વભાવને લઈને વિદ્યાર્થીઓમાં તે અળખામણો થઈ પડ્યો.

મુસ્તફાના સાથીદારો કોઈવાર તેને કોઈ કાર્યમાં સાથ આપવા કહેતા તો તુરત જ તે તોછડાઈભર્યો જવાબ દેતો, 'મારે તમારા જેવું નથી થવું.

આ કાંઈ મારું કામ નથી.' તેના આવા વર્તનથી વિદ્યાર્થીઓ મનમાં ને મનમાં ધુંધવાતા અને તેના પ્રત્યે રોષે ભરાતા.

ગણિત વિષેનું તેનું જ્ઞાન સારું હતું. કવાયત વિગેરેમાં તેની સ્ફૂર્તિ અજબ હતી. લશ્કરી વિદ્યાના મર્મને તે ઘણી જ ઝડપથી ગ્રહણ કરી શકતો. શિકારી કૂતરાંઓને શિકાર ક્યાં છે એ સમજવાની જેવી કુદરતી શક્તિ હોય છે એવી જ લશ્કરી વિદ્યાને સમજવાની શકિતની બક્ષિસ કુદરતે મુસ્તફાને કરી હતી

આમ લશ્કરી શાળામાં તાલીમ લેતાં લેતાં એક વરસ વીતી ગયું. વરસને અંતે એક દિવસ કેડેટ સ્કૂલના વિદ્યાર્થીઓની કવાયત થતી હતી.

'એક...કતાર' કપ્તાનનો હુકમ છૂટયો અને શાળાના તમામ વિદ્યાર્થીઓ એક હારમાં ગોઠવાઈ ગયા.

'એક સે ગિ...ન્તી' બીજો હુકમ અને એક, દો, તીન, ચાર, પાંચ...કરતા બધા વિદ્યાર્થીઓ પોતપોતાનો નંબર બોલી ગયા.

'તમામ...થોટ'

'સામુ...નિગાહ'

'નાપ...લેવ' વિગેરે એક પછી એક હુકમો છૂટતા ગયા અને વિદ્યાર્થીઓ તેનો અમલ કરતા ગયા.

'બીચ બાજુ દો કદમ આ...ગે'

'એક બીચ દો કદમ પી....છે' ના હુકમ સાથે ચાર હારમાં વિદ્યાર્થીઓ ગોઠવાઈ ગયા.

'ચલ દો' હુકમ છૂટયો અને વિદ્યાર્થીઓ "એક દો એક, એક દો એક'ના કપ્તાનના અવાજ સાથે કદમ મિલાવતા કૂચ કરવા લાગ્યા.

ચારસો કદમોના એક સાથે તાલબદ્ધ પડઘાઓ પડતા હતા.

કવાયત કરાવનાર શિક્ષક મુસ્તફા બહુ કરડો આદમી હતો. પચાસ કદમ દૂર ઊભો રહીને તે કવાયતનું નિરીક્ષણ કરતો. કોઈનો પગ આઘો પાછો પડે કે તુરત જ સ...મ કરતી તેના હાથમાંથી સોટી છૂટતી ને તેના પગને આબાદ વાગતી. સારા સારા વિદ્યાર્થીઓ પણ તેની દૃષ્ટિએ અપૂર્ણ લાગતા. પણ આજે એક વિદ્યાર્થી તેની ભૂલ શોધતી આંખોને ભુલાવામાં નાખી રહ્યો હતો. એટલું જ નહિ પણ તેની ચપળતા, સ્ફૂર્તિ, કદમ ઉઠાવવાની તેની છટા—આ બધું તેને મુગ્ધ કરતું હતું. લશ્કરી સિપાહીની તેની આદર્શ કલ્પના જાણે આ વિદ્યાર્થીમાં મૂર્તિમંત થતી હોય એમ તેને લાગ્યું.

કવાયત પૂરી થતાં કેપ્ટન વિદ્યાર્થીઓ આગળ આવ્યો. બસો વિદ્યાર્થીઓમાંથી પેલા સ્ફૂર્તિલા વિદ્યાર્થીનો હાથ પકડી તેને બહાર લાવ્યો. તેની સાથે હાથ મિલાવ્યા. 'શાબાશ' કહીને તેની પીઠ થાબડી અને પછી વિદ્યાર્થીઓને ઉદ્દેશીને બોલ્યોઃ

'દેખો લડકે લોગ ! તુમ ઇસીકી મુઆફિક કવાયત કરો. ઉસકે બદન મેં કિતની ફૂર્તિ હૈ, પૈર ઉઠાકર રખતા હૈ તો માનો બીજલી ચમક કર ગેબ હો ગઈ ! ઉસકા સીના, ઉસકા અક્કડપન, કદમ રખનેકા ઉસકા ઢંગ—હરેક ચીજ નિરાલી હૈ, આર બોલ ઊઠતી હૈ, યહાં એક અચ્છે સિપાહીકા નમૂના હૈ.'

અને ફરીને તેની પીઠ થાબડી કહ્યું:

'સચમૂચ, આજ તુમને કમાલ કર દિખાયા. મૈં આજસે ઇસ છોટે દરજ્જે કે લડકેકી માસ્ટરી તુમકો સોંપતાં હૂં. અચ્છા, ઔર તુમ્હારા નામ ?'

'મુસ્તફા' બોલતાં જ મુસ્તફાની આંખો આસમાનને માપવા લાગી.

'તભી તુમ ઈતના ફૂર્તિલા હો, તેજ હો ઔર કેપ્ટન બનને કે કાબીલ હો' કેપ્ટન બોલી ઊઠ્યો. 'અબ મેરી સમજમેં આયા, મેરા

નામ ભી મુસ્તફા, તુમ્હારા નામ ભી મુસ્તફા ! યહ ભી કમાલ હૈ !' કેપ્ટને આશ્ચર્ય બતાવ્યું. 'આજસે સબલોગ તુમકો મુસ્તફા કમાલ કરકે પુકારેંગે." અને તે દિવસથી એ મુસ્તફા કમાલ બન્યો.

પોતાની બુદ્ધિ અને શક્તિની કદર થતાં મુસ્તફાનું હૈયું આનંદથી નાચી ઊઠ્યું. અને સાથે સાથે તેને પોતાની જાત વિષે બહુ ઊંચો અભિપ્રાય પણ બંધાયો. તે એક પછી એક પરીક્ષા ઊંચા નંબરે પસાર કરતો ગયો. તાલીમ લેવા કરતાંયે તાલીમ આપવામાં તેની શક્તિ વધારે ખીલી ઊઠતી, કારણ કે તેને હુકમ બજાવવાનો તો સ્વભાવથી જ શોખ હતો.

મુસ્તફા કમાલના શિક્ષકે આમ તેને આગળ તો વધાર્યો, વિદ્યાર્થીઓમાં તેનું માન અને સ્થાન પણ વધાર્યું; પણ બીજી બાજુ મુસ્તફાને તેણે એક એવું નુકશાન પહોંચાડયું કે જે તેના બધા જ લાભને ઢાંકી દે. શિક્ષક મુસ્તફા પોતે એક શિક્ષક હોવા છતાં તેનું અંગત જીવન ખરાબ હતું. તે દારૂડિયો અને રંડીબાજ હતો. મુસ્તફા પ્રત્યેનો તેનો પ્રેમ વિકૃત પ્રેમ હતો. તેના તરફ તેને જાતીય આકર્ષણ થયું હતું. આવા દુરાચારી શિક્ષકના સંસર્ગને પરિણામે મુસ્તફા કમાલ પણ નાની ઉમરમાં જ બગડી બેઠો. ચૌદ વરસની નાની વયમાં જ તેનું માનસ વિકૃત થઈ ગયું. અનેક કુટેવોનો તે ભોગ થઈ પડયો. પાડોશીની એક છોકરી સાથે તેને ખરાબ સંબંધ થઈ ગયો ત્યારથી તેની કામવૃત્તિ વધારે વિકૃત અને અટપટી બની ગઈ. તે કામવાસનાનો ગુલામ બની ગયો. મહોલ્લાની વેશ્યાઓનાં ઘેર તે જતો આવતો થઈ ગયો. પોતાની ઉમરના બીજા છોકરાઓ અવકાશના સમયે જયારે રમતગમતમાં મશગૂલ રહેતા ત્યારે મુસ્તફા કમાલ સુંદર કપડાં પહેરી બનીઠનીને શહેરની સડકો ઉપર લટારો મારતો. ચક પાછળથી જોતી સારાં ઘરની સ્ત્રીઓ તરફ તે આંખો નચાવતો, ઇશારા કરતો કે સીટી વગાડતો. અને કેટલીક વાર લહેરી લાલાની માફક વેશ્યાના મહોલ્લામાં ભટકતો.

આમ બીજાં ત્રણ વરસ વીતી ગયાં. અને કેડેટ સ્કૂલમાં પોતાનો અભ્યાસ પૂરો કરી સત્તર વર્ષની ઉમરે મુસ્તફા મુનાસતરની શાળામાં ઉચ્ચ શિક્ષા લેવા દાખલ થયો. આ વખતે એ લશ્કરી તાલીમમાં આગળ વધ્યો હતો અને જીવનની બરબાદી તરફ પણ એણે ઠીક પ્રગતિ કરી હતી.

## ૪

બરાબર આ અરસામાં જ તુર્કસ્તાને ગ્રીસ વિરુદ્ધ લડાઈ જાહેર કરી હતી. તુર્કસ્તાનનું લશ્કર મુનાસતરમાં થઈને સમરાંગણ ભણી કૂચ કરી રહ્યું હતું. તોપોના ગડગડાટ અને બ્યૂગલોના ગગનભેદી નાદથી સારુંયે શહેર ધણધણી ઊઠ્યું હતું. દિવસે ને રાતે, સૂતાં ને ઊઠતાં, શાળામાં, ઘરમાં કે બજારમાં–બધે લડાઈની જ વાતો થતી. જુવાન મુસ્તફા આ બધી વાતો સાંભળતો અને યુદ્ધની હવાને પીતો થઈ ગયો હતો. પણ એ કરતાંયે વધારે એક બીજો રસનો ચટકો તેને લાગી ગયો હતો. એ રસ હતો ક્રાન્તિનો.

તુર્કસ્તાનનું સામ્રાજ્ય તેનો છેલ્લો શ્વાસ ઘૂંટી રહ્યું હતું. બહારથી યુરોપનાં ખ્રિસ્તી રાજ્યો આ જર્જરિત સામ્રાજ્ય ઉપર પોતાનો પંજો ઉગામી રહ્યાં હતાં, તેમ અંદરથી પણ કેટલીયે વસ્તુઓ આ રાજ્યની ઇમારતને મૂળમાંથી હચમચાવી નાખતી હતી. સુલતાન અબ્દુલ હમીદ સોળમી સદીની જૂની પુરાણી ઢબે રાજ્યકારભાર ચલાવી રહ્યો હતો. તેના મોજશોખ અને વિલાસને કારણે રાજ્યતંત્રમાં સડો પેસી ગયો હતો અને દેશ આખામાં ગરીબી વધી ગઈ હતી. વ્યક્તિઓની સ્વતંત્રતા જોખમમાં આવી પડી હતી. સુલતાને નાગરિક સ્વાતંત્ર્યનું નામનિશાન રહેવા દીધું નહોતું. પરિણામે સારાયે સામ્રાજ્યમાં અસંતોષની આગ ફેલાઈ ગઈ હતી અને વિદ્રોહની હવા એ આગને વધારે ચેતાવતી હતી. ક્રાન્તિકારીઓની ગુપ્ત સંસ્થાઓ આખા દેશમાં

પથરાઈ ગઈ હતી. અને એટલા જ મોટા પ્રમાણમાં જાસૂસોની જાળ સુલતાને પણ પાથરી દીધી હતી. જે કોઈ આ જાળમાં સપડાતું તેના બાર વાગી જતા. તેમને માટે બે જ સ્થાન હતાં. મુસલમાન માટે આજીવન કારાવાસની કાળી કોટડી ને ખ્રિસ્તી માટે ફાંસીનો તખ્તો. આજ સુધીમાં હજારો ક્રાન્તિકારીઓનાં જીવન ઉપર આ ભયંકર ફેંસલો લખાઈ ચૂક્યો હતો. અને છતાંયે ક્રાન્તિનો જુવાળ તો ચડ્યે જ જતો હતો. બાલકન પ્રદેશમાં અને મુનાસતરની આજુબાજુ કેટલાયે જુવાનો હાથમાં માથું રાખીને થાણાં નાખી પડ્યા હતા અને બળવાની હવા ફેલાવતા હતા.

આ ઊકળતા વાતાવરણની વચ્ચે મુસ્તફાને રહેવાનું થયું. મુસ્તફા જુવાન હતો, જોશીલો હતો, અભિમાની હતો. તેનાં અંગ–પ્રત્યંગમાં તરવરાટ હતો. તેના શરીરનું અણુ અણુ કામ કામ પોકારી રહ્યું હતું. હાથ પગ વાળીને બેસવાની તેને ટેવ ન હતી. આ અદમ્ય જુસ્સો, આ અફાટ શક્તિ માર્ગ માગતાં હતાં અને માર્ગ ન મળતાં તે અવળી ખાડીઓમાં પૂર વેગે જઈ પડતાં હતાં. હવે તેને માર્ગ મળ્યો.

તે કેટલાયે ક્રાન્તિકારીઓના સંસર્ગમાં આવ્યો અને ક્રાન્તિની ભાવનાએ રંગાયો. આલ્બેનિયન લોકોની પેઠે તેની સહજવૃત્તિ કોઈપણ જાતના બંધનને સ્વીકારતી નહિ. તેનો સ્વભાવ આવા નિયમન કે બંધન સામે તેને અથડામણમાં લાવી મૂકતો. એટલે સ્વતંત્રતા, રાજદ્રોહ અને ક્રાન્તિની જે ભાવના સારાયે પ્રદેશમાં ફેલાઈ ગઈ હતી તે મુસ્તફાએ પણ પૂરા જુસ્સા સાથે સ્વીકારી. તે કેટલીયે વાર કલ્પનામાં વિહાર કરતો. જાણે આખા દેશમાં બળવો ફાટી નીકળ્યો છે. વિદેશીઓને હાંકી કાઢી, સુલતાનને પદભ્રષ્ટ કરવા ક્રાન્તિકારીઓનાં ટોળે ટોળાં રાજમહેલ તરફ ધસી રહ્યાં છે. અને એ બધાં ટોળાંની મોખરે બળવાનો ઝંડો ફરકાવતો, ક્રાન્તિની સરદારી લેતો, તે પોતે ઊભો છે.

રજાના દિવસમાં મુસ્તફા ઘેર આવ્યો. ઝુબેદાએ ફરી લગ્ન કર્યું હતું અને તે તેના પતિની સાથે રહેતી હતી. મુસ્તફાને માટે આ

ખબર નવીન હતા. તે ખૂબ નારાજ થયો. તેણે ઝુબેદાના આ પગલાને સખત શબ્દોમાં વખોડી કાઢયું અને પોતાના નવા પિતાનું મોં જોવાનો પણ તેણે ઇન્કાર કરી દીધો.

આ દિવસો દરમિયાન તે ફ્રેન્ચ ભાષા શીખ્યો અને ફતેહી નામના એક જુવાનની સાથે વોલ્ટેર રૂસો વિગેરે ક્રાન્તિકારીઓનાં પુસ્તકો વાંચવા લાગ્યો. આ પુસ્તકો પ્રતિબંધિત હતાં અને પકડાઈ જનારને સખત જેલની શિક્ષા મળતી, પણ એથી તો આ પુસ્તકો તરફ તેમનું આકર્ષણ અનેકગણું વધી ગયું.

આવાં ધગધગતાં લખાણો વાંચ્યાં પછી તેનો ઉત્સાહ ખૂબ વધ્યો. હવે તેને લાગ્યું કે 'પોતાના જીવનનું એક ખાસ મિશન છે. પોતે એક પક્કો ક્રાન્તિકારી બની ગયો છે. ભવિષ્યમાં તેની આગળ આગેવાની આવી પડવાની છે. આ બધાંને માટે તેણે તૈયારી કરવી જોઈએ. લેખનકલા અને વકતૃત્વકલા તેણે હસ્તગત કરી લેવાં જોઈએ.'

અને તે પૂરા જુસ્સાથી એ તૈયારીના કામમાં જ લાગી ગયો. સ્વતંત્રતા, ક્રાન્તિ વિગેરે વિષયો પર તે જુસ્સાદાર ભાષણો કરવા લાગ્યો, તેમ માસિકોમાં આગ–ઝરતા લેખો અને કવિતાઓ લખવા માંડ્યો. 'તુર્કી તુર્કીનું જ છે' 'સામ્રાજ્યને મિટ્ટીમાં મિલાવી દો' 'વિદેશીઓને હાંકી કાઢો' વિગેરે આવેશવાળા પોકારો તેની જીભ ઉપર રમતા.

આ વખતે તે અભ્યાસમાં પણ પોતાનું પાણી દેખાડી રહ્યો હતો. મુનાસતરની લશ્કરી શાળાના અધિકારીઓએ તેની પ્રતિભા જોઈ ઇસ્તંબૂલની રાજધાનીમાં ચાલતી લશ્કરી કૉલેજમાં તેને દાખલ કરાવી દીધો.

આ રીતે મુનાસતરની શાળામાં એની જિંદગીની લડાયક બાજુ ખાલી ઊઠી અને પેલી હલકી વૃત્તિ માર્ગ ન પામી શકી; પરંતુ ઇસ્તંબૂલમાં આવતાં જ એના જીવનનો બીજો પ્રવાહ જોરદાર બનવા લાગ્યો.

## ૫

એ વખતે મુસ્તફા વીસ વરસનો જુવાન હતો. તેને ગંદી આદતો તો પહેલેથી જ વળગી હતી. તેમાં ઇસ્તંબૂલ જેવું શહેર અને કોઈ પણ પ્રકારના અંકુશ વિનાનું જીવન, એટલે તે વધારે બગડી બેઠો. રોજ રોજ ત્યાંનાં વેશ્યાગારોની મુલાકાત લેવા લાગ્યો. જુગારની બૂરી આદત તો હતી જ, એમાં અહીં વળી શરાબે ઉમેરો કર્યો. રોજ નવી નવી સ્ત્રીઓ સાથે રાત ગુજારતો. તેનું જીવન જંગલી જેવું બની ગયું. તેની વાસના એટલી બધી ઉગ્ર હતી કે રૂપ–કુરૂપ તે જોતો નહિ. તેની પસંદગીનું ધોરણ બહુ હલકું હતું; પોતાની વાસના સંતોષે એવી કોઈ પણ જુવાન સ્ત્રી બસ હતી. કપડાંની પેઠે જ આસાનીથી તે રોજ નવી નવી સ્ત્રીઓને બદલતો હતો. એ માટે તેના દિલને જરાયે અરેરાટી કે આંચકો નહોતો લાગતો.

પણ આ ભોગવિલાસની અતિમાત્રા પછી કંટાળાનો કાળ આવ્યો. આખરે તે આવા ગંદા જીવનથી થાકવા લાગ્યો. અને ફરીથી તે પોતાના અભ્યાસમાં એટલી જ લગનથી લાગી ગયો. આ પરીક્ષામાં તેણે સારું નામ કાઢ્યું. અધ્યાપકોએ તેની પદાધિકારીના અભ્યાસક્રમ માટે વરણી કરી. ૧૯૦૫માં એ પરીક્ષા પણ તેણે ઊંચે નંબરે પસાર કરી. તેની આ શક્તિઓની તુરત જ કદર થઈ. તેને કેપ્ટન બનાવવામાં આવ્યો. આમ મુસ્તફાનું કેપ્ટન થઈ હુકમ બજાવવાનું પહેલું સ્વપ્નું તો સારી રીતે પાર પડ્યું.

મુનાસતરની પેઠે ઇસ્તંબૂલ પણ ક્રાન્તિકારીઓનું કેંદ્ર હતું. ત્યાંની કૉલેજના વિદ્યાર્થીઓનો મોટો ભાગ ક્રાન્તિનો ઝંડાધારી સિપાહી બની ચૂક્યો હતો. તેમણે બધાએ ભેગા થઈ 'વતન' નામની એક સંસ્થા સ્થાપી હતી. એ સંસ્થા તરફથી હમેશાં ચર્ચા–સભાઓ ભરવામાં આવતી. તેમાં દરેક વક્તા સુલતાનની આપખુદી ને અત્યાચારો તથા વિદેશીઓની પરભક્ષીવૃત્તિ પર અને તુર્કી જીવનની જડ

રૂઢિઓ તથા અંધશ્રદ્ધા ઉપર સજ્જડ પ્રહારો કરતો હતો. મુસ્તફા પણ આવી સભાઓમાં જુસ્સાભર્યાં ભાષણો કરતો. મુલ્લાઓ અને મજહબ ઉપર તે કાતિલ વાગ્બાણો છોડતો. એ ઉપરાંત વતન તરફથી એક હસ્તલિખિત પત્રિકા પણ બહાર પાડવામાં આવતી. તેમાં આ જ વિષય ઉપર જુદા જુદા ક્રાન્તિકારીઓ પોતાના વિચારો દર્શાવતા. મોટા ભાગે એ લોકોનાં મંતવ્યો એક સરખાં જ રહેતાં. તે બધા એમ જ માનતા હતા કે ઇસ્લામ પ્રગતિ–વિરોધી છે. મજહબ અને મસ્જિદ એ તો ગરીબોનાં ખૂન ચૂસવા માટે મુલ્લા અને મૌલવીઓએ ઊભાં કરેલાં કારખાનાં છે. વતનનો દરેક સભ્ય સુલ્તાનને ગાદી ઉપરથી હટાવી તેની જગ્યાએ લોકશાસનની સ્થાપના કરવા માગતો હતો. તેમની માન્યતા પ્રમાણે સ્ત્રીઓને ઓઝલ–પરદામાંથી છૂટી કરવી હોય, કે જનતાને મુલ્લા–મૌલવી અને મજહબ–મસ્જિદના અંધવિશ્વાસના પાશમાંથી છોડાવવી હોય, ખેડૂતોને અમલદારની લૂટણનીતિનો ભોગ થતા બચાવવા હોય કે નાગરિકોને સ્વતંત્રતા અપાવવી હોય–સૌ દર્દોની એક જ દવા હતી અને તે લોકતંત્રની સ્થાપના.

મુસ્તફા વતનની પ્રવૃત્તિમાં સક્રિય રસ લેવા માંડ્યો અને થોડા જ વખતમાં ત્યાં પણ આગેવાન થઈ પડ્યો.

ધીરે ધીરે આ પ્રવૃતિ એટલી બધી વધી પડી કે આ વાત સુલતાનના કાન સુધી પહોંચી ગઈ. સુલતાને તુરત જ વતનને ગેરકાયદે જાહેર કર્યું. પણ એથી વતનનું કામ અટકે તેમ નહોતું. મુસ્તફાએ શહેરમાં એક મકાન ભાડે લીધું અને ત્યાં વતનનું કાર્યાલય શરૂ કર્યું. ગુપ્તપણે અને જોખમ વચ્ચે જ્યાં કામ કરવાનું હોય ત્યાં તેનો ઉત્સાહ બમણો થઈ જતો. રોજ રોજ ત્યાં ગુપ્ત સભાઓ થવા લાગી. પત્રિકા પણ નિયમિત રીતે બહાર પડવા લાગી અને સૈનિકભરતીનું કામ તો જોસભેર ચાલ્યું.

મુસ્તફા હવે એક પક્કો ક્રાન્તિકારી બની ચૂક્યો હતો. છાની સભાઓ

ભરવી, નવી ભરતી કરવી, જુદાં જુદાં મંડળોને એક સૂત્રમાં પરોવી તેની પાસેથી યોજનાનુસાર કામ લેવું, ગુપ્ત સંદેશાઓ પહોંચાડવા, સાંકેતિક ભાષા ઊભી કરવી, પ્રતિજ્ઞાપત્રો, સોગંદનામાં તૈયાર કરવાં વિગેરેમાં તે હવે ઉસ્તાદ બની ગયો હતો. પણ એક પ્રસંગે તેને પોલીસે સજ્જડ થાપ ખવડાવી દીધી.

જુવાનોની આ પ્રવૃત્તિઓ, પોલીસની ચકોર આંખ, પહેલેથી જ નિહાળી રહી હતી. આ જુવાનો એના કાવત્રા સાથે જ કેમ પકડાઈ જાય તેની તે પેરવી કરી રહી હતી. અને એમાં ફાવતાં તેને વાર ન લાગી. કારણ કે આ ક્રાન્તિકારીઓ જો કે ભાવનાથી રંગાયેલા હતા, તેમનો ઉત્સાહ અને જુસ્સો અદમ્ય હતા પણ તેઓ બિનઅનુભવી અને ઓછી આવડતવાળા હતા. તેમની આ અપૂર્ણતાનો એક પોલીસે લાભ લીધો. પ્રથમ તો તેણે મોટો દેશાભિમાની તુર્ક હોય એવો ઢોંગ કર્યો. તે 'વતન'ના ગુપ્ત મંડળનો સભ્ય થઈ ગયો અને થોડા વખતમાં તેણે બધી બાતમી એકઠી કરી લીધી. એક દિવસ નક્કી થયેલી તારીખ પ્રમાણે મંડળના બધા જ સભ્યો નવા સૈનિકની પ્રવેશવિધિ માટે એકઠા થયા હતા ત્યારે સંકેત મુજબ પોલીસે તેના ઉપર છાપો મારી બધાને ગિરફતાર કરી લીધા અને બધાને ઇસ્તંબૂલની મશહુર લાલ–જેલમાં લાવવામાં આવ્યા.

જેલના દરવાજામાં પ્રવેશ કરતાં જ જેલર એક પછી એક ક્રાન્તિકારીઓને તેનાં નામ–ઠામ પૂછતો ગયો :

'તમારું નામ ?'

'લતીફ.'

'અને તમારું ?'

'મહમદ.'

'અને તમારું ?'

'મુસ્તફા કમાલ.'

'ઉસકો અંધારી ખોલીમેં લે જાવ.' જમાદાર તરફ ફરીને જેલરે હુકમ કર્યો. 'દેખો, ઉસકો ઠીક સે સમ્હાલો, ઔર કડી નજર રખો. કુછ ગડબડ કરનેસે ઉસકો બરાબર સીધા કરો. ઔર ઉસકા ઝટપટ રિપોર્ટ કરો.'

'અચ્છા સા'બ' જમાદારે સલામ ભરી અને મુસ્તફાને તેના સાથીઓથી અલગ એવી અંધારી કોટડીમાં પૂરવામાં આવ્યો.

દિવસો પછી દિવસો વીતવા લાગ્યા. મુસ્તફા મુક્ત વાતાવરણમાં ઊછરેલો અને તેમાં સ્વભાવે તેજ, એટલે આ પાંચ ફૂટની અંધારી દુનિયામાં તેને કેમ ફાવે? રોજ સવારમાં ઊઠવું, શૌચ જવું, ખાલી બેસી રહેવું, ખાવું, ફરી બેસી રહેવું, ફરી ખાવું, વળી બેસી રહેવું ને થાકીને સૂઈ જવું. રોજે રોજ એ જ કંટાળાભરેલું જીવન. ઝાડા-પેશાબની બદબોથી ગંધાતી એની એ અંધારી ખોલી. આટલા દિવસો-માં તેને ત્રણ જ માણસનાં દર્શન થયાં હતાં. એક તેનો બુઢ્ઢો પહેરેગીર, બીજો કોટડીમાંથી મેલું લઈ જનાર કૂંડાવાળો, અને ત્રીજો રોટી પહોંચાડનાર કેદી. આવું વાતાવરણ તેને જીવતા દોઝખનો ભાસ કરાવતું હતું અને તેના તેજ મગજને ઉશ્કેરી મૂકતું હતું. કેટલીક-વાર મનમાં ને મનમાં તે ઊકળી ઊઠતો પણ પથ્થરની જડ દીવાલો ઉપર કે લોખંડી તાળા ઉપર તેના ગુસ્સાની કંઈ પણ અસર થાય તેમ ન હતું. એક બાજુ તે આ કઠિન જીવન બરદાસ્ત કરી રહ્યો હતો ત્યારે બીજી બાજુ તેને પોતાનું ભવિષ્ય અંધકારમય દેખાવા માંડયું હતું. કોઈ વખત ઘનઘોર રાત્રિએ તે પથારીમાં પડ્યો પડ્યો વિચારમાં ડૂબી જતો. 'કોને ખબર છે હવે શું થશે? સંભવ છે કે આ કાળી કોટડી જ મારી કબર બને અને બહાર કોઈને એનો પત્તો જ ન મળે. પોલીસ પાસે સાક્ષી–પુરાવા પૂરતાં છે. અને આજ દિવસ સુધીમાં મારા જેવા કેટલાયને અહીંથી ખુદાના દરબારમાં પહોંચાડી દીધા છે. મારી પણ એ જ દશા ન થાય એની શી ખાતરી?'

તેની મા અને બહેન તેની મુલાકાત લેવા આવ્યાં. પણ તેને

દરવાજેથી પાછાં વાળવામાં આવ્યાં. તેણે જયારે આ સમાચાર સાંભળ્યા ત્યારે તેના ક્રોધને સીમા ન રહી. પણ તે લાઇલાજ હતો. મહિનાઓ આ રીતે વહી ગયા. અને મુસ્તફા ચિંતામાં અને ચિંતામાં દિવસે દિવસે દૂબળો પડવા માંડ્યો. અચાનક એક દિવસ તેની અંધારી કોટડીનું તાળું ઊઘડ્યું અને તેની સાથે તેના ભાગ્યનું તાળું પણ જાણે ઊઘડ્યું. સુલતાનના એક ખાસ માણસે તેને ચેતવ્યો.

'દેખો, આજ તુમ્હારા નસીબ ખૂલ ગયા. તુમ તેજ હો, અગર તુમને ચાહા તો તુમ્હારા ભવિષ્ય ઉજ્જ્વલ હૈ. તુમ્હે બઢિયા સરકારી નૌકરી મિલ સકતી હૈ. તુમને અપની ફૌજી વર્દી કા અપમાન કિયા હૈ. આજ દિન તક તુમ્હારા રહનસહન શર્મનાક રહા હૈ. તુમ્હારા સાથ ગુંડોંકા રહા હૈ. ઔર ઇસસે ભી બૂરી બાત યહ હૈ કિ તુમને રાજદ્રોહ કિયા હૈ. સુલતાન કે વિરુદ્ધ, મજહબ કે વિરુદ્ધ ઔરોં કો ભડકાયા હૈ. પર ફિર ભી સુલતાનને તુમ પર રહમ કી હૈ. તુમ અભી નવજવાન હો, ઔર બેવકૂફ હો. તુમ જોશીલે જરૂર હો, લેકિન સચમૂચ બૂરે નહિ. તુમ દમિશ્ક ભેજે જા રહે હો, વહાં તુમ્હારા રંગઢંગ દેખા જાયગા ઔર ઉસી પર તુમારા ભવિષ્ય, ખબરદાર, નિર્ભર રહેગા. દુસરી બાર તુમકો મૌકા નહિ મિલેગા.'

આટલી ચેતવણી આપીને તેને દમાસ્કસ મોકલવા માટે સીરિયા જતા વહાણમાં બેસાડી દીધો.

૬

**એંસી** દિવસ ને એંસી રાત ખલાસીઓએ સમુદ્રનાં મોજા સાથે બાથ ભીડીને મુસ્તફાને કિનારા પર ઉતાર્યો. અહીંથી તેને ઘોડા ઉપર લાંબી મજલ કરવાની હતી. તે જયારે દમાસ્કસ પહોંચ્યો ત્યારે થાકીને લોથપોથ થઇ ગયો હતો. બીજે જ દિવસે સેનાપતિએ તેને હુકમ આપ્યો :

'હોશિયાર.' અને તેને આજુબાજુની ટેકરીઓમાં વસતી પહાડી જાતિઓને કબ્જે કરવા જતી એક ટુકડીમાં મોકલી દીધો.

મુસ્તફાને સીધી લડાઈનો આ પહેલો જ અનુભવ થયો. અને એ પણ કડવો. પહાડી રસ્તા, બળબળતો ઉનાળો અને અન્નપાણીની તંગી—આ બધાંને લઈને ટુકડી ખૂબ ખૂબ હેરાન થઈ ગઈ. બીજી બાજુ પહાડી લોકો જબરા. દિવસે બધાય પોતપોતાનાં ઝૂંપડાં છોડી વિખરાઈ જતા અને રાત્રે અંધારામાં લશ્કર ઉપર છાપો મારી તેનો દારૂગોળો અને ખાવાનું લૂંટી લેતા. 'આખરે આ કાળઝાળ જાતિ સામે ઝીક ઝાલી શકાય તેમ ન હોવાથી લશ્કરને પાછા ફરવું પડયું.

પણ આ બધી હેરાનગતિમાં મુસ્તફા 'વતન'ને ભૂલ્યો નહોતો. દમાસ્કસમાં આવીને તુરત જ તેણે 'વતન'ની એક શાખા ખોલી દીધી. સીરિયા આખાની ફોજોમાં અસંતોષ તો પહેલેથી જ ફેલાઈ ગયો હતો. તેમાં મુસ્તફા જેવા જોમવાળા નવજુવાને આવીને બળતામાં ઘી હોમ્યું. થોડા જ વખતમાં સારા સીરિયામાં તેનું નામ જાણીતું થઈ ગયું. પણ સીરિયાનો આમવર્ગ ક્રાન્તિની ચિનગારી ઝીલી શક્યો નથી એ તેણે થોડા જ વખતમાં જોઈ લીધું. એટલે તેણે સાલોનિકા જવાનો નિશ્ચય કર્યો. ત્યાં તેની બદલી કરાવવામાં કોઈ પણ ઉપાયે પણ તે ફાવ્યો નહિ ત્યારે એક દિવસ થોડા દિવસની રજા લઈ અચાનક તે નાસી છૂટયો. જાફા બંદર ઉપર કામ કરતો અહમદ એ નામનો એક અમલદાર 'વતન'નો ભૂતપૂર્વ સભ્ય હતો. તેણે તેને આ કામમાં મદદ કરી.

એક અરબી વેપારીને વેશે મુસ્તફા સાલોનિકામાં દાખલ થયો. ઝુબેદા અને તેની બહેન તેને આ વેશમાં અને એકાએક આવેલો જોતાં જ નવાઈ પામ્યાં. પણ મુસ્તફાએ જ્યારે અથથી ઇતિ સુધી પોતાની વાત કહી ત્યારે એક અણજાણ ભયની કલ્પનાએ બંનેને કંપાવી દીધાં.

મુસ્તફા આવ્યો કે ક્રાન્તિકારી પ્રવૃત્તિમાં નવું જ જોશ પેદા થઈ ગયું. તે તો ઉત્સાહમાં ને ઉત્સાહમાં પોતાનું કામ કર્યે જતો હતો

અને અવનવી યોજનાઓ ઘડ્યે જતો હતો. એવામાં એક પોલીસ-અમલદાર તેને મળવા આવ્યો.

'મારે તમારું ખાસ અગત્યનું કામ છે.'

'કાલે મળજો.' મુસ્તફાએ કોરો જવાબ આપ્યો.

'તમે આજે જ સાલોનિકા છોડીને ચાલ્યા જાઓ.' અમલદારે જવાબ આપ્યો.

'કેમ, કાંઈ હદપારીનો હુકમ લાવ્યા છો ?' જરા ગુસ્સે થઈને કડક અવાજે તેણે કહ્યું.

'ના, હદપારીનો હુકમ નથી, પણ ગિરફતારીનું વૉરંટ છે, તમે મને ન ઓળખ્યો ? મારું નામ જમાલ. એક વખત હું ઇસ્તંબૂલની શાળામાં તમારી સાથે ભણતો. વતનનો જૂનો સભ્ય. પણ તમે નાસી જાઓ. બે દિવસ સુધી હું આ વૉરંટની બજામણી રોકી શકું એમ છું. તમે જલદી નાસો.' એમ કહીને તેણે વૉરંટ બતાવ્યું.

મુસ્તફા ચમક્યો. ધડકતે હૃદયે તેણે વૉરંટ હાથમાં લીધું અને નાસી છૂટવાનો નિશ્ચય કર્યો. ચોરી-છૂપીથી મહામુશ્કેલીએ તે ફરી પાછો જાફા પહોંચ્યો. ત્યાં પણ તેની ગિરફતારીનું વૉરંટ આવી ગયું હતું. તેને ગિરફતાર કરવા અહમદ બે જાતે જ વૉરંટ લઈને આવ્યો. પણ તેણે તેને ન પકડતાં દક્ષિણની સરહદ ઉપર એક લશ્કરી ટુકડી હતી ત્યાં પાછો મોકલી દીધો.

અહમદ બેએ ઇસ્તંબૂલ રિપોર્ટ મોકલી દીધો કે મુસ્તફા કમાલ ક્યાંય ગયો જ નથી, એ તો અહીં જ રહ્યો છે. તે જે ટુકડીમાં સિપાહી હતો તેના સેનાપતિએ પણ સરખો જ રિપોર્ટ કર્યો કે મુસ્તફા સાલોનિકા કે બીજે ક્યાંય ગયો જ નથી.

એ વખતે લડાઈઓ ખૂબ થતી હોવાથી લશ્કરમાં પણ ઠીક અંધાધૂંધી ચાલતી હતી. એટલે આ અહેવાલને માની લેવામાં આવ્યો અને એ રીતે મુસ્તફા બચી ગયો.

એક વરસ સુધી તેને ફરી આ પ્રદેશમાં કામ કરવું પડ્યું. લશ્કરી કામમાં તો તે ખુબ હોશિયારી બતાવી રહ્યો હતો. તેના અમલદારોએ તેનાં કાર્ય અને શિસ્તની તારીફનો રિપોર્ટ ઉપરી–અમલદારોને મોકલ્યો, અમલદારોને પણ વિશ્વાસ બેસી ગયો કે સાલોનિકાની પોલીસે ભૂલથી ખોટો રિપોર્ટ કર્યો હતો. આ જુવાન તો હવે સુધરી ગયો લાગે છે. પણ મુસ્તફા કમાલને ત્યાં ચેન પડતું નહોતું. તેનું દિલ તો સાલોનિકાના 'વતન'ના કાર્યાલયમાં પહોંચી ગયું હતું. ફરી તેણે પોતાની ઓળખાણોનો ઉપયોગ કરી ઠેઠ સુધી લાગવગ લગાડી પોતાની બદલી માટે પ્રયત્ન કર્યો અને આખરે તે ફાવ્યો. તેની બદલી સાલોનિકા થઈ.

સાલોનિકા આ વખતે તે પોતાનાં મા અને બહેન સાથે રહેતો હતો. કારણ કે ઝુબેદાનો પતિ મરી ગયા પછી તેને હવે વિરોધતું કોઈ કારણ નહોતું. વળી ઝુબેદાની પાસે તેના પતિની મિલકત પણ આવી હતી. એટલે આખું કુટુંબ સુખચેનમાં રહી શકે તેમ હતું.

ફરીને મુસ્તફા પોતાના સાથીઓની શોધમાં લાગી ગયો. તેણે પોતાના કેટલાયે જૂના મિત્રોને ખોળી કાઢ્યા અને તેમની મદદ વડે વતનની એક શાખા શરૂ કરવા પ્રયત્ન કર્યો, પણ એમાં તે બહુ સફળ ન થયો. મુસ્તફાના મિત્રો તેની વાતો મૂંગા મૂંગા સાંભળી લેતા, ન વિરોધ કરતા ન તરફેણ. તેમનાં વર્તનથી મુસ્તફાએ જોઈ લીધું કે ગમે તેમ આ લોકો મારી અને તેમની વચ્ચે પરદો રાખે છે. આનું કારણ શું તે મુસ્તફા સમજી શક્યો નહિ, પણ આખરે તેમાંના એક માણસે આવી વાતનો સ્ફોટ કર્યો.

'વતન'ની નવી શાખાની કંઈ જરૂર નથી. સાલોનિકામાં તો ઘણા વખતથી એક ક્રાન્તિકારી સંઘ ગુપ્ત રીતે ચાલે છે. 'ઐક્ય અને ઉન્નતિસંઘ' તેનું નામ. તેના સભ્યો જાહેર રીતે ફ્રીમેસન (એક ખ્રિસ્તી–સંપ્રદાયનો સભ્ય) થઈ જાય છે ને ઇટાલિયન યહૂદીઓના લત્તામાં રહે છે. ત્યાં ગુપ્તપણે તેઓ પોતાનું કાર્ય સહેલાઈથી આગળ

ધપાવી શકે છે, કારણ કે એ લત્તામાં ઇટાલીની સરકાર સાથે થયેલી સંધિ પ્રમાણે સુલતાન કોઈ પણ યહૂદીને કેદ કરી શકે નહિ કે તેના ઘરની જડતી લઈ શકે નહિ, અને જો કેસ કરવો હોય તો ઇટાલિયન સરકારના પ્રતિનિધિની કોર્ટમાં જ તે ચલાવી શકે. એટલે આપણા બધા ક્રાન્તિકારી મિત્રો અહીં પ્રાર્થનાને નામે રોજ સહેલાઈથી એકઠા થઈ શકે છે. તમે પણ આ સંઘમાં જ જોડાઈ જાઓ.'

મુસ્તફા એ સંઘનો સભ્ય તો થયો, પણ એની કાર્યવાહીનો જેમ જેમ તેને અનુભવ થતો ગયો તેમ તેમ તેને લાગ્યું કે આ ગાડું લાંબો વખત ચાલી શકે તેમ નથી. તેને એ સંઘ ઉપર અવિશ્વાસ અને કંટાળો આવતો ગયો, કારણ કે સંઘમાં મોટે ભાગે યહૂદીઓ હતા અને તેમને રાષ્ટ્રીયતાની કંઈ પડી નહોતી. એ તો આંતર-રાષ્ટ્રીયતા અને વિશ્વબંધુત્વનાં બણગાં ફૂંકી પોતાની મતલબ સાધતા હતા. તેમનાં ફળદ્રુપ ભેજાંમાંથી યોજનાઓ તો સેંકડો નીકળતી, પણ એક પણ યોજનાને સફળ રીતે પાર ઉતારવાની ફિકર તેઓ રાખતા નહિ. મુસ્તફાએ જોયું કે આવા અંધશ્રદ્ધાળુ, કલ્પનાજીવી અને નિષ્ક્રિય માણસો તુર્કસ્તાનની આઝાદી ઘેર નહિ લાવી શકે. ફ્રીમેસનની ધાર્મિક વિધિક્રિયાની એ છડેચોક મશ્કરી કરતો. તે પોતે એક તુર્ક હતો. તુર્ક હોવાનું તેને અભિમાન હતું, એથી તે વિદેશીઓની ચૂસણનીતિ અને લૂંટણનીતિથી તથા સુલતાનનાં બેવકૂફી અને અંધેર અમલમાંથી તુર્કસ્તાનની રક્ષા કરવા ઇચ્છતો હતો.

એ ઉપરાંત આ સંઘમાં તો તે પાછળથી આવ્યો હતો, એથી અહીં તેનું સ્થાન સિપાહીના જેવું હતું. પણ એ તો નેતા થવાને જ સરજાયો છે એવી તેની માન્યતા હતી. એટલે પણ તેને આ સંઘમાં ફાવ્યું નહિ. આ સંઘના આગેવાનોની એ કડવીમાં કડવી ટીકા તેમનાં મોઢાં ઉપર જ કહેતો. પાછળથી વાત કરવાની તેને ટેવ નહોતી. જો કોઈ આ સંઘના વખાણ કરતું તો તે ખૂબ ચિડાઈ જતો.

'ઉન્નતિસંઘ, ઉન્નતિસંઘ શું કર્યા કરો છો?' તે બોલી ઊઠતો

'ખાંડી ખાંડી વાતો અને રૂપિયાભારેય કામ નહિ. માત્ર બડી બડી વાતો કરનારા માણસોથી તુર્કસ્તાનની આઝાદી મળી જાય તેમ નથી."

એક દિવસ 'ઐક્ય–અને ઉન્નતિ–સંઘ'ના સભ્યો તેના એક નેતા જમાલની ખૂબ પ્રશંસા કરી રહ્યા હતા. તેનામાં રહેલાં દેશપ્રેમ અને દેશભક્તિના મોંફાટ વખાણ કરતા હતા. મુસ્તફાથી ન રહેવાયું. વચ્ચેથી જ એમને અટકાવીને દેશભક્તિ ઉપર એક લાંબું પ્રવચન સુણાવી દીધું. બીજે દિવસે રસ્તામાં જ્યારે જમાલ (જે તેનો ઉપરી–અમલદાર પણ હતો) મળ્યો ત્યારે તેને ગઈકાલની વાત અથથી ઇતિ સુધી કહી સંભળાવી. અને તેનેયે સંભળાવવામાં બાકી રાખી નહિ. તેની આગળ પણ તેણે દેશભક્તિનું એક લાંબું ભાષણ કરી નાખ્યું અને તેને સંભળાવ્યું કે 'તમને માત્ર નામની જ ભૂખ છે. બાકી દેશપ્રેમને અને તમને કાંઈ લાગે વળગે નહિ.' એની તદ્દન આ જાતની સ્પષ્ટવાદિતાને લઈને તેના બધા મિત્રો ચિડાતા અને તેનાથી દૂર રહેતા. આ જ કારણે સંઘના કાર્યવાહી–મંડળમાં તેને લેવામાં આવ્યો નહિ.

ઘેર પણ આવી જ સ્થિતિ હતી. તે ઝુબેદા સિવાય બીજા કોઈનો વિરોધ સાંખી શકતો નહિ અને ઝુબેદા પણ જો તેના અહં પર પ્રહાર કરતી તો તે છેડાઈ જતો. એક દિવસ તેના કેટલાક ક્રાન્તિકારી દોસ્તો તેને ઘેર આવ્યા હતા. સામાજિક રાજકીય બાબતો પર ચર્ચા ચાલતી હતી. તેમાં બધા ધર્મ અને સમાજની જડ રૂઢિઓ ઉપર પ્રહારો કરતા હતા. અંધશ્રદ્ધાળુ અને રૂઢિચુસ્ત ઝુબેદા આ બધું સહન ન કરી શકી. તેણે મુસ્તફાને કહી સંભળાવ્યું કે 'આ બધું મારા ઘરમાં નહિ ચાલે' મુસ્તફા ઊકળી ઊઠ્યો. તુરત જ તે ઘર છોડવા તૈયાર થઈ ગયો. આખરે ઝુબેદા ઠંડી પડી અને તેણે મહામહેનતે તેને સમજાવીને ઘેર રાખ્યો. જો કે ખલીફા અને સુલતાનનો અનાદર કરવાથી મહાપાપ થાય છે એવો ઉપદેશ તો મુસ્તફાને આપતી જ રહી. મુસ્તફાને આથી કંટાળો તો આવતો જ હતો, તેમાં બીજી બાજુ તેના વર્તન સંબંધી તેનાં સગાંસંબંધીઓ જે ટીકાઓ કરતાં અથવા

બીજી સ્ત્રીઓ મુસ્તફા વિષે છાની વાતો કરતી તેણે ઉમેરો કર્યો. આ બધાંની અસર એ થઈ કે મુસ્તફા હવે ગળા સુધી આવી ગયો. સંયમ જેવી ચીજ તો એના સ્વભાવમાં જ હતી નહિ. એટલે ઘરની અને સમાજની આ કડક ચોકી અને છાની નિંદા તે સહન કરી શક્યો નહિ, તેમ ગમે તે કામ કરવાની પોતાની સ્વતંત્રતા ઉપર કોઈ તરાપ મારે એ વાત પણ તે સ્વીકારી શક્યો નહિ. પરિણામે તેણે આ વાતનો નિકાલ લાવવા નિશ્ચય કર્યો. માનું ઘર છોડીને એ જ શહેરમાં એક બીજું મકાન ભાડે લઈ મુસ્તફા ત્યાં જ રહેવા લાગ્યો. ઝુબેદા પાસે તે અવારનવાર આવતો હતો અને તેના કહ્યા પ્રમાણે હવે વર્તવાનું ન હોવાથી તેની અપ્રિય શિખામણ મૂંગે મોંએ તે સાંભળી લેતો. કારણ કે એ બધી સલાહની અસર તો પથ્થર પર પાણી ઢોળવા જેવી હતી.

દિવસના ભાગમાં પોતાની લશ્કરી ફરજ બજાવવાનું કામ રહેતું અને રાત્રિના ભાગમાં તે હોટેલોમાં પડ્યો રહેતો. મોજથી ખાતો પીતો અને મિત્રો સાથે ભાવિ ક્રાન્તિની ચર્ચા કર્યા કરતો. પણ ક્રાન્તિકારી સંઘો અને સંસ્થાઓ સાથેનો તેનો સંબંધ દિનપ્રતિદિન ઘસાતો જતો હતો. કારણ કે એમાંનો મોટો ભાગ તેનો પૂરેપૂરો વિશ્વાસ કરતો ન હતો અને તે કોઈની નીચે કામ કરવા ટેવાયેલો નહોતો. આમ હોવાથી દિવસે ને દિવસે તે વધારે ને વધારે એકાન્ત–સેવી અને મૌનપ્રિય બનતો ગયો.

## ૭

બરાબર આ અરસામાં જે જે ક્રાન્તિ માટે અનવર, મુસ્તફા કમાલ અને તેમનો સંઘ કામ કરતા હતા તે ક્રાન્તિ અચાનક પડેલી વીજળીની પેઠે દેશને એક છેડેથી બીજે છેડે વ્યાપી ગઈ. એવી કોઈ પૂર્વતૈયારી નહોતી કે નહોતી કોઈ વ્યવસ્થિત યોજના કે નહોતું પૂરું સંગઠન. અનવર અને નિયાઝી બંનેએ મળીને મેસીડોનિયાના પહાડોમાં લશ્કરોની ટુકડી સાથે ક્રાન્તિની ઘોષણા કરી.

મુસ્તફાએ જોયું કે ક્રાન્તિ માટેનો સમય હજી આવી પહોંચ્યો નથી. આવા જબરદસ્ત અને રાષ્ટ્રીય મહત્ત્વના કામમાં બહુ ઉતાવળ થાય છે એ જોઈ તેણે આવા વગર વિચાર્યાં અને ઉતાવળિયા કામમાં પોતાનો સહકાર આપવાની ના પાડી.

ક્રાન્તિકારીઓના સદ્‌ભાગ્યે સુલતાનની સત્તા નબળી પડી ગઈ હતી, તેમ જ ફોજમાં અસંતોષ ફેલાયો હતો અને પ્રજા ગળા સુધી દુઃખમાં ડૂબી ગઈ હતી. આ બધાં કારણોને લઈને તેમને સફળતા મળી. શરૂઆતમાં તો લોકોને દાબી દેવા માટે સુલતાને સખત હાથે કામ લીધું. ક્રાન્તિકારીઓને કચડી નાખવા તેણે ટુકડીઓ ઉપર ટુકડીઓ મોકલી. પણ લોકોને દબાવવાને બદલે એ ટુકડીઓ જ ક્રાન્તિકારી–દળમાં ભળી ગઈ.

સુલતાને જોયું કે વાત વણસી ગઈ છે અને ગમે તેટલું દમન કરવા છતાંયે ક્રાન્તિની જ્વાળા બુઝાવી શકાય તેમ નથી, ત્યારે ઊંડો વિચાર કરીને બંધારણીય સુધારાવાળું તંત્ર સ્થાપવાની જાહેરાત કરી દીધી.

નિયાઝી અને અનવરને લોકોએ પોતાના નેતાઓ તરીકે વધાવી લીધા. આખા દેશની નજર આ બંને નવજુવાનો ઉપર ઠરી. કારણ કે તેઓ તેમના ભવિષ્યની આશા અને તેમના જીવનનો ઉત્સાહ હતા. મુસ્તફા કમાલ તો જ્યાંનો ત્યાં અંધારામાં જ રહી ગયો. કોઈએ તેને યાદ કર્યો નહિ–કોઈએ બોલાવ્યો નહિ.

પરંતુ નિયાઝી અને અનવરના હાથમાં સત્તાની લગામ લાંબો વખત સુધી રહી નહિ. સુલતાને આજીવન દેશપાર કરેલા કેટલાયે ક્રાન્તિકારીઓ, જે અત્યાર સુધી બહાર હતા તે, તુર્કસ્તાનની ક્રાન્તિની સફળતા જોઈને તુરત જ પોતાના માદરે વતનમાં દોડી આવ્યા. તેમાં કેટલાક રાજકુમારો હતા, માજી પ્રધાનો હતા, ઊંચા હોદ્દાના અમલદારો હતા. પ્રજા તેને ભૂલી નહોતી. પોતાની ત્યાગશક્તિ, બલિદાન અને કાર્યકુશળતા વડે તેમણે લોકહૃદય પર અનવર કે નિયાઝી કરતાંયે

વધારે કાબૂ મેળવી લીધો હતો. તેઓ આવ્યા કે તુરત જ સત્તાની લગામ પોતાના હાથમાં લઈ લીધી. આમ બંને પક્ષોએ આંતરિક ઝઘડા થયા. નિયાઝીને આલબાનિયામાં પાછા ફરવું પડ્યું. થોડા જ વખતમાં તે કાવતરાખોરોનો ભોગ થઈ પડ્યો. તેની હત્યા થઈ. અનવરને એક લશ્કરી કામ સોંપી જર્મની મોકલી દેવામાં આવ્યો. મુસ્તફા કમાલને પણ ટ્રિપોલીના કિલ્લાઓની સ્થિતિની તપાસ કરી તેનો અહેવાલ તૈયાર કરવા ઉત્તર આફ્રિકા રવાના કરી દેવામાં આવ્યો.

પણ તુર્કસ્તાનમાં શાંતિની કમાન છટકી તે છટકી જ. ફરીને જલદીથી ત્યાં સુલેહ–શાંતિ સ્થપાય એ દિવસ દૂર હતો. આ અંધાધૂંધી અને આંતરિક કલહનો લાભ લઈ આસપાસના તાબાના પ્રદેશોએ તુર્કસ્તાનની ગુલામીની ધૂંસરી ફગાવી દઈ સ્વાધીનતાની ઘોષણા કરી. ગ્રીસ અને ઑસ્ટ્રિયા જેવાં પડોશી બળવાન રાજ્યોએ તુર્કી–સામ્રાજ્યનો થોડો થોડો હિસ્સો પડાવી લીધો.

અંદરની સ્થિતિ તો એથીયે ખરાબ હતી. સુલતાનના માણસોએ બહારની અશાંતિનો લાભ લઈ નવા આગેવાનો વિરુદ્ધ પ્રજામાં ઝેરી પ્રચારકાર્ય શરૂ કરી દીધું. 'તેઓ તો પેરીસથી આવેલા છે. ખુદા, મજહબ અને ખિલાફતનો નાશ કરવા માગે છે. દેશનાં રસમરિવાજને જમીનદોસ્ત કરી નાખશે. તેનાથી ચેતો.' ગામડાંની અબુધ અને ધર્મઝનૂની પ્રજા આ વાત સાંભળીને ભડકી ઊઠી અને સુલતાનનો પક્ષ મજબૂત થયો. મુસલમાનો ને ખ્રિસ્તી, સુલતાન અને ક્રાન્તિકારીઓ વચ્ચે હુલ્લડો ફાટી નીકળ્યાં. સુલતાનના હાથમાં ફરી સત્તા આવશે કે શું એવી દહેશત ક્રાન્તિકારીઓને લાગી. તેમણે જલદી જલદી મેસી-ડોનિયાથી ફોજ મદદે બોલાવી. મહમુદ શૌકત પાશા એ ફોજનો ઉપરી હતો. તે જો કે સુલતાનના પક્ષમાં હતો પણ તેના હાથ નીચેના કેટલાક અમલદારોના દબાણથી તેણે સુલતાનને કેદ કરી લીધો. આ દબાણમાં ટ્રિપોલીથી હમણાં જ પાછા ફરેલા મુસ્તફા કમાલનો ખાસ હાથ હતો. પણ તેની તરફ કોઈનું લક્ષ્ય ખેંચાયું નહિ, કારણ કે એ જ વખતે

અનવર પણ જર્મનીથી પાછો ફર્યો હતો અને શૌકત પાશાની સેનામાં તેના કરતાં ઊંચા હોદ્દા ઉપર આવી ગયો હતો.

અનવર ફરીને લોકોનું આકર્ષણકેંદ્ર બન્યો. તે ખરો ખટપટી, ઘૂસણિયો અને ચાલાક હતો. બધાય વેશ ભજવતાં તેને આવડતું હતું. લોકો ઉપર જાદુઈ અસર કરી તેને પોતાના કાબૂમાં કેમ રાખવા તે એ જાણતો હતો. મુસ્તફા કમાલમાં આ શકિતઓ નહોતી. તે જુદી જ માટીનો માનવી હતો, તે સ્વભાવે જ ગુસ્સાબાજ, ચીડિયો સતર્ક અને કોઈના બાપનીયે પરવા ન રાખે એવો હતો. જ્યારે અનવર નાનામાં નાના માણસની પીઠ થાબડી તેને આગળ લાવતો. આથી આમજનતામાં તે વહાલો થઈ પડ્યો અને મુસ્તફા તરફ કોઈનું ધ્યાન ખેંચાયું નહિ. નેતાઓએ પણ જાણીબૂજીને તેને પાછળ રાખી દીધો. રાજકારણમાં તેને સ્થાન મળ્યું નહિ એથી પરાણે તેને લશ્કરી કામ કરવું પડ્યું.

જો કે મુસ્તફા એક સિપાહી તરીકે જ જન્મ્યો હતો અને સિપાહીનું જીવન તેને માટે એટલું જ સ્વાભાવિક હતું, જેટલું માછલીને માટે પાણી. તોપણ રાજકારણમાં ઝંપલાવ્યા સિવાય તેને ચેન પડતું નહોતું, કારણ કે માત્ર રાજકારણ જ એક એવી વસ્તુ હતી જે તેની મહત્ત્વાકાંક્ષાને પોષી શકે, તેના પ્રતિસ્પર્ધીઓની ઉન્નતિ જોઈ તે ઇર્ષાભાવથી સળગી ઊઠતો હતો. તે પોતાની નજર સામે જ જોતો હતો કે અનવર, તલઅત, જમાલ વિગેરે લોકો જે ગઈ કાલે જ ઐક્ય અને ઉન્નતિસંઘમાં સાથીદાર હતા અને જેમાં કંઈ હીર નહોતું તે આજે સત્તાને ઊંચે આસને બેસી ગયા ને પોતાને પાછળ રાખી દીધો. તે છડેચોક એ લોકોની નિંદા કરવા લાગ્યો. લશ્કરમાં પણ પોતાના માણસો આગળ તે ખુલ્લે ખુલ્લું કહેતો 'આ નકામા, પાણી વિનાના બેકાર માણસો દેશના શાસક બની બેઠા છે! એથી દેશનું ભવિષ્ય ઊજળું થાય એ વિષે મને શંકા છે.'

તુર્કસ્તાનને, પોતાના માદરે વતનને, વિદેશી શિકારીઓનો ભોગ

થતું જોઈને તે પોતાના સિપાહીઓને કહેતો, 'હું મારી આંખ સામે જોઈ રહ્યો છું કે તુર્કસ્તાન આજે દુશ્મનોના હાથનું રમકડું બની રહ્યું છે. અનવર અને તેના સાથીદારો પોતાના સ્વાર્થને ખાતર જર્મનીના હાથમાં દેશની લગામ સોંપી આખા દેશનો દ્રોહ કરી રહ્યા છે. જર્મની તો તુર્કસ્તાનને ગળી જવા ખડે પગે તૈયાર છે અને તે માટે ઇસ્તંબૂલમાં કેટલાયે જર્મન રાજનીતિજ્ઞો દોરીસંચાર કરી રહ્યા છે. દેશની અંદર પણ સુલતાનના જમાનાને ભુલાવી દે એવી અંધાધૂંધી, ગરીબી અને ચૂસણનીતિ ચાલી રહી છે. આખી પ્રજામાં અને ખાસ કરીને લશ્કરમાં કદી ન વ્યાપેલી એવી અસંતોષની આગ સળગી ઊઠી છે. હવે તો તુર્કસ્તાનને દુશ્મનોના પંજામાંથી અને આ પામર જંતુઓના કાવતરામાંથી ઉગારી લેવાની ઘડી આવી પહોંચી છે.'

લશ્કરમાં તેની વાતો શ્રદ્ધાપૂર્વક સંભળાવા લાગી. તેની પ્રત્યે શ્રદ્ધાની નજરે જોનાર માણસોની સંખ્યા વધવા લાગી. હવે તે બિન-અનુભવી જુવાનિયો નહોતો, પણ ત્રીશ વરસની ઉમરે પહોંચેલો લશ્કરી વિદ્યાનો નિષ્ણાત અને દેશની ઉન્નતિ કરવા રાત દિવસ મથનારો એક પ્રખર રાષ્ટ્રભક્ત અને ગંભીર કાર્યોને પાર પાડનાર એક જવાબદાર આગેવાન હતો. લશ્કરી અમલદારો તેનું નેતૃત્વ સ્વીકારતા ગયા તેમ તેમ તેની શ્રદ્ધા અને ઉમંગ ઓર વધતાં ગયાં.

ફરીને મોડી રાત્રે, બંધ ઓરડે, એકાન્ત ગુપ્ત સંમેલનો થવા લાગ્યાં. મુસ્તફા કમાલ આ બધાંનું મધ્યબિંદુ હતો. તે ચર્ચામાં મોખરે રહેતો, બધાને દોરતો, માર્ગદર્શન આપતો, યોજનાઓ સમજાવતો. તેની યોજનામાં આટલી વાતો મુખ્ય હતી—વર્તમાન શાસકો જે દેશદ્રોહીઓ છે તેમના હાથમાંથી સત્તા ખૂંચવી લેવી, વિદેશીઓને, ખાસ કરીને જર્મનોને, હાંકી કાઢવા અને તુર્કસ્તાનનો બધો રાજ્યકારભાર તુર્ક લોકો જ ચલાવે એવા તંત્રની સ્થાપના કરવી. તેની યુદ્ધઘોષણા હતી—'તુર્કસ્તાન માત્ર તુર્કોને માટે જ !'

યુદ્ધમંત્રી શૌકત પાશાને ખાનગી બાતમી મળી કે મુસ્તફા કમાલ

સ્થાપિત સરકારને ઉથલાવી નાખવાના ભયંકર રાજદ્રોહી કાવતરામાં સક્રિય ભાગ લઈ રહ્યો છે, ત્યારે તેણે તેને બોલાવ્યો અને તેના ઉપર રાજ્ય વિરુદ્ધ બળવો કરવાનો આરોપ મૂકવામાં આવ્યો. પણ પાછળથી પૂરતાં સાક્ષી-પુરાવાના અભાવે તે તેના ઉપર કામ ચલાવી શક્યો નહિ. પણ હવે તે આ ભયંકર માણસ સાથે બહુ સાવચેતીથી કામ લેવા માંડ્યો. તેને સાલોનિકાથી બોલાવી લઈ પોતાની નજર તળે ઇસ્તંબૂલમાં જ રાખ્યો.

ઇસ્તંબૂલમાં મુસ્તફા સાવ એકલો પડી ગયો. અહીંના વિશાળ માનવમહાસાગરમાં તેના જેવા એક લશ્કરી અમલદારનો શો હિસાબ? પણ થોડા જ વખતમાં તેને ઓળખાણો કરતાં, મિત્રો કરતાં, વાર લાગી નહિ. રાજકારણનો નશો તેને શરાબ કરતાંયે વધારે ચડ્યો હતો. એટલે પોતાનો પક્ષ રચવા તેને સંગઠિત કરી વધારે મજબૂત બનાવવાના પ્રયત્નમાં તે મંડ્યો રહ્યો. ઇસ્તંબૂલની સ્થિતિ પણ તદ્દન ખરાબ હતી. એકબીજાથી આગળ વધવાને માટે રાજકારણમાં ઝુકાવનારા પુરુષો અનેક પ્રકારના ગંદા ઉપાયો હાથ ધરી રહ્યા હતા. દર રાતે મંત્રીમંડળમાં ફેરફારો થતા હતા. ઇસ્તંબૂલમાં રહેતા જર્મન એલચી સાથે અનવરે દોસ્તી લગાવી દીધી હતી. પેલો જર્મન પણ મહા નટખટ હતો. તુર્કસ્તાનને નામ માત્રનું સામ્રાજ્ય બનાવી તે જર્મનીના હાથમાં પૂતળું બને એવો પેંતરો રચવામાં તે અનવરને કુહાડાનો હાથો બનાવી રહ્યો હતો.

ઇસ્તંબૂલમાં એક બીજું મંડળ પણ હતું. તેનો નેતા જમાલ હતો. તે જર્મન-વિરોધી હતું. મુસ્તફાને જમાલ સાથે સાલોનિકાના વખતથી સારી દોસ્તી હતી. આ મંડળે તેને આવકાર આપ્યો. તેની લશ્કરી શક્તિ વિષે આ મંડળને માન હતું.

તુર્કીમાં જર્મન અમલદારોની હારમાં ઊભો રહી શકે તેમ હોય તો મુસ્તફા કમાલ જ હતો એમ તેઓ સારી પેઠે સમજતા હતા, અને એથી મુસ્તફા કમાલને પોતાના મંડળમાં દાખલ કરવા માટે તેઓ

ઉત્સુક હતા. પણ તેના ચીડિયા અને અભિમાની સ્વભાવને લઈને તેઓ ગળા સુધી આવી ગયા. આ કારણે તેઓ તેને પોતાના અંતરંગ મંડળમાં દાખલ કરી શક્યા નહિ. મુસ્તફાને પણ આવી અર્ધદગ્ધ દોસ્તી ફાવી નહિ. વિરોધીઓની સાથે તો તે ગુસ્સે થઈને લડી પડતો ને ફેંસલો પતાવી નાખતો. પણ આ માણસોએ ન તેને રજા આપી કે ન તેને વિશ્વાસમાં લઈ પોતાનો દિલોજાન દોસ્ત બનાવ્યો. આખરે કંટાળીને અને નિરાશ થઈને તેણે આ મંડળનો ત્યાગ કર્યો.

કોઈ પણ પ્રકારના ઉદ્દેશ વિનાનું–ધ્યેય વિનાનું–સૂનું જીવન તે ગાળવા લાગ્યો. તેની ચોમેર નિરાશા, નિરુત્સાહ અને અંધકાર હતો. તેને દુશ્મનો પ્રત્યે, મિત્રો પ્રત્યે તિરસ્કાર છૂટયો. તે આખો દિવસ મહાવ્યથામાં પીડાતો હોય એમ રહેવા લાગ્યો. વેરઝેર, તિરસ્કાર અને ક્રોધની લાગણીઓ તેના શરીરને ભરખવા લાગી. આ બધું ભૂલી જવા માટે તે શરાબની પ્યાલી ઉપર પ્યાલી ચડાવવા લાગ્યો અને જિંદગીના અંધકારમય અને કષ્ટપ્રદ દિવસોમાં ગુલાબી શરાબની પ્યાલી તેને આરામ અને મસ્તી આપી રહી.

## ૮

પણ આ વખતે જ જ્યારે મુસ્તફા કમાલ નિરાશ થઈને પોતાના જીવનને વિનાશની ખાઈ તરફ ખેંચી જતો હતો ત્યારે જ ભાગ્ય–વિધાતાએ તેને માટે એક નવું મેદાન તૈયાર કરી દીધું. ૧૯૧૧માં ઇટાલિએ ઉત્તર આફ્રિકામાં આવેલા ટ્રિપોલી નામના તુર્કી–સામ્રાજ્યના એક સંસ્થાન ઉપર હુમલો કરી તેનો થોડો ભાગ જીતી લીધો. લડાઈની વાત સાંભળતાં જ મુસ્તફાનું લડાયક ખમીર ઊકળી ઊઠયું. તેની નિરાશા નિષ્ક્રિયતા અને નિરુત્સાહ બધું જ શરદઋતુનાં વાદળાંની પેઠે ઘડીકમાં અલોપ થઈ ગયાં. શત્રુઓનો સામનો કરવા તે રણમેદાન તરફ ઊપડયો.

તુર્કસ્તાનથી ટ્રિપોલી જવા માટે જળમાર્ગ બંધ થઈ ગયો હતો. ઇટાલિએ તેના ઉપર અધિકાર મેળવી લીધો હતો અને તુર્કસ્તાનનું નૌકાસૈન્ય તદ્દન નબળું હતું એથી જમીનમાર્ગે ગયા સિવાય છૂટકો જ નહોતો. પણ એ માર્ગ ખૂબ કંટાળાભરેલો અને મુશ્કેલ હતો. એથી લશ્કર મોકલવાનું તો અશક્ય જ હતું. આમ તુર્કસ્તાનની સ્થિતિ કફોડી થઈ પડી હતી. આ સ્થિતિમાં લશ્કરી અમલદારોને ફાવે તે રીતે રણમેદાન ઉપર પહોંચવાની છૂટ હતી.

મુસ્તફા પોતાના બે એક સાથીદારોને લઈને તુરત જ ટ્રિપોલી જવા માટે રવાના થયો. અનવર તો પહેલાં જ પહોંચી ગયો હતો. અને ફતેહી પણ પેરિસથી સીધો જ જળમાર્ગે ટ્યુનિસ પહોંચી ગયો હતો. બધા જ લશ્કરી અમલદારોનું પાણી મપાતું હતું. મુસ્તફા કમાલ તેમાં પાછળ કેમ રહી જાય !

રેલગાડી, ઘોડાગાડી અને કેટલીક જગાએ માત્ર ઘોડેસ્વારી. જ્યાં જે સાધન મળ્યું તે દ્વારા મુસ્તફા પોતાના સાથીદારો સાથે સીરિયા, પેલેસ્ટાઈન વિગેરે પ્રદેશમાં લાંબું ચક્કર લગાવતો લગાવતો ઇજિપ્તની સરહદ સુધી પહોંચ્યો. પણ ત્યાં પહોંચ્યા પછી એક નવી આફત ઊભી થઈ. અંગ્રેજોએ પોતાની તટસ્થતાની નીતિ જાહેર કરી ઇજિપ્તમાં થઈને જવાનો રસ્તો બંધ કરી દીધો હતો. આ એક પ્રકારની દાદાગીરી જ હતી. ઇજિપ્ત દેશ તુર્ક–સામ્રાજ્યનો જ એક વિભાગ હતો. તેના ઉપર અંગ્રેજોનો જરાયે અધિકાર નહોતો. છતાંયે તુર્કસ્તાન અત્યારે લાચાર હતું, કારણ કે તે કમજોર હતું.

આખરે ત્રણ મિત્રો છૂટા પડ્યા અને પોતપોતાને ફાવે તે રીતે એકલા ટ્રિપોલી પહોંચી જવાનું ત્રણે મિત્રોએ ઠરાવ્યું. મુસ્તફા વેશપલટાની કળામાં પહેલેથી જ પાવરધો હતો. અરબી પોષાક ધારણ કરી તે સરહદ સુધી પહોંચી ગયો. પણ ત્યાં જ તે ફસાઈ ગયો. તેની આસ્માની આંખો અને તૂટી–ફૂટી અરબી ભાષાએ તેને છતો કરી દીધો. પણ

સરહદી અમલદાર ઇજિપ્તનો વતની હતો. અંગ્રેજો, યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પ્રત્યે તે તિરસ્કાર ધરાવતો હતો અને તુર્કો પ્રત્યે સહાનુભૂતિ. તેણે દેખાવે મુસ્તફા કમાલ જેવા જ એક બીજા તુર્કને પકડીને મુસ્તફા કમાલને જવા દીધો.

તુર્કી સેનાએ તેને વધાવી લીધો. ત્યાં અમલદારોની ખૂબ જ તંગી હતી. તેને તુરતજ એક મોટી સેનાનો સેનાપતિ બનાવવામાં આવ્યો. છતાંયે અહીંયા પણ તેને અનવરના હાથ નીચે જ રહેવું પડ્યું. અનવર સારી તુર્કી સેનાનો સેનાપતિ હતો. મુસ્તફાથી એક વર્ષે નાનો હોવા છતાંયે તેને આ માન મળ્યું હતું, અને ઉંમરમાં જ નહિ, લશ્કરી વિદ્યામાં પણ મુસ્તફા તેને પોતાના કરતાં નાનો જ ગણતો હતો. સાલોનિકાના 'સંઘ'માં તેનો પ્રથમ પરિચય થયો ત્યારથી જ અનવર તેનો હરીફ બન્યો હતો. આ હરીફાઈમાં દરેક વખત તે મુસ્તફાને પાછળ રાખી દઈ પોતે આગળ નીકળી જતો. આથી અનવર પ્રત્યે મુસ્તફા કમાલના દિલમાં ઇર્ષ્યાની આગ ધુંધવાતી ગઈ. દિવસો જતાં તેણે ભડકાનું સ્વરૂપ ધારણ કર્યું હતું.

અનવર એક શાહી સલ્તનતના પ્રતિનિધિને છાજે તેવા પૂર દમામ અને ઠાઠમાઠથી રહેતો હતો. આફ્રિકાના કેટલાયે મુસલમાની પ્રદેશોએ જેહાદ પોકારી હતી. ખલીફાને અને તુર્કસ્તાનને મદદ કરવા માટે નાના મોટી સેનાઓ મોકલી હતી. એ સિવાય બીજા કેટલાયે નાના મોટા અમીર ઉમરાવો પણ પોતાના માણસો લઈને તુર્કસ્તાનને સહાય કરવા આવ્યા હતા. આ બધા અનવર તરફ મહાન નેતાની નજરે જોતા હતા. કારણ કે તે ખુદ ખલીફાનો પ્રતિનિધિ હતો. અનવરે પણ પોતાનો પાઠ બરાબર ભજવી બતાવ્યો. આફ્રિકાના સરદારો અને તેની સેનાઓનું તે પૂર્ણ ભભકાથી સ્વાગત કરતો. તેમનાં સ્વાગત અને મુલાકાત માટે તેણે એક ખાસ શમિયાનો તૈયાર કરાવ્યો હતો. ઊંચી કિંમતના મખમલના ગાલીચા, રેશમી ગાદી તકિયા, રંગબેરંગી હાંડી તખ્તા અને ઝુમ્મરથી આખો મંડપ ઝાકઝમાળ રહેતો, અને આફ્રિકનોને આંજી નાંખતો. અહીં

મુલાકાતો થતી. મહેફિલો ઊડતી. આફ્રિકન સરદારો ખલીફાના પ્રતિનિધિ આગળ જર-ઝવેરાત અને બીજી અનેક વસ્તુઓની ભેટ રજૂ કરતા. આ સિવાય અનવર મોટા મોટા દરબારો ભરતો. મોટા મોટા સરદારોને મિજબાનીઓ આપતો. નાનેથી મોટા સુધી બધાને ખુશ રાખતો. સામાન્ય માણસોને તો પોતાના ઠાઠમાઠથી જ આંજી નાખતો. થોડા જ વખતમાં તુર્કસ્તાનના પક્ષમાં લડવા આવેલી બધી ફોજોમાં તેની મહત્તાનાં ગુણગાન થવા લાગ્યાં.

મુસ્તફા આ બધું જોતો અને બળીને ખાખ થઈ જતો. જો કે તેને આમંત્રણ મળતું છતાં કદી પણ અનવરના દરબારોમાં જતો નહિ કે તેની મિજબાનીઓમાં ભાગ લેતો નહિ. તે તો સિપાહી સાથે સિપાહી થઈને જ રહેતો. એક સામાન્ય સિપાહીને જેટલાં સુખ-સગવડ મળે એથી જરાયે વધારે સેનાપતિએ લેવાં જોઈએ નહિ એવી તેની માન્યતા હતી. અનવરની યોજનાઓનો તે ડગલે ને પગલે વિરોધ કરવા લાગ્યો, એટલું જ નહિ પણ વાત આગળ વધી. વારંવાર તેઓ જાહેરમાં જ લઢી પડતા. તેમની વચ્ચે સુલેહ-સંપ કરાવવા ફતેહી નામનો એક લોકપ્રિય અને મિલનસાર સરદાર ખૂબ પ્રયત્ન કરતો પણ પરિણામ શૂન્ય આવતું.

આમ એક વરસ વીતી ગયું. ઇટાલિયનોએ વધારે લશ્કર ઉતાર્યું. માત્ર સમુદ્રકિનારા ઉપર તેમને વિજય મળ્યો પણ તેઓ એથી આગળ વધી શક્યા નહિ.

એવામાં એકાએક ૧૯૧૨માં મોન્ટેનીગ્રોએ યુદ્ધની ઘોષણા કરી અને બધાં જ બાલ્કન ખ્રિસ્તી રાજ્યોએ ઇતિહાસમાં પહેલી જ વાર એકત્ર મળીને તુર્કસ્તાન ઉપર હુમલો કર્યો. લાચાર થઈ તુર્કસ્તાનને ઇટાલિ સાથે સંધિ કરવી પડી. ટ્રિપોલીથી બધી ફોજ તુરત જ ઇજિપ્ત મોકલી દેવામાં આવી અને બધા જ અમલદારોને જલદી તુર્કી પાછા બોલાવવામાં આવ્યા. કારણ આ વખતે તો પોતાની માતૃભૂમિનું સ્વાતંત્ર્ય જોખમાતું હતું, શત્રુઓ બારણાં ઠોકતાં આવી પહોંચ્યા હતા.

માદરે વતન ભણી જલદીથી જવા માટે મુસ્તફાએ ફ્રાંસનો સૌથી ટૂંકો માર્ગ પસંદ કર્યો, પણ એ રસ્તો બંધ હતો. આખરે તેને ઑસ્ટ્રિયા, રૂમાનિયા અને કાળા સમુદ્રને રસ્તે જવું પડયું. રસ્તામાં અનેક સરહદો ઉપર તેને અટકાવવામાં આવતો, આ કારણે તે ડિસેંબર પહેલાં પહોંચી શકયો નહિ.

ત્યાં જઈને તેણે જોયું તો બધા મોરચા ઉપર તુર્કી સૈન્ય પરાજય પામતું હતું. ઉત્તરથી સર્વિયન લશ્કર ધસમસતા પૂરની પેઠે ધસી આવતું હતું. દક્ષિણમાંથી ગ્રીકોએ આગળ વધી સાલોનિકા કબજે કર્યું હતું અને પચીસ હજાર માણસોને કેદ કર્યા હતા. બલ્ગેરિયનો સીધા ઇસ્તંબૂલ ભણી કૂચ કરી રહ્યા હતા અને રાજધાનીથી માત્ર પંદર માઈલ દૂર તુર્કોની કિલ્લેબંધી આગળ થાણું નાખીને પડ્યા હતા. અંદરના વિશાળ કિલ્લાને પણ તેમણે ઘેરો ઘાલ્યો હતો. ઇસ્તંબૂલની આસપાસના થોડા માઈલ સિવાય સામ્રાજ્યનો બધો જ પ્રદેશ શત્રુઓના કબજામાં આવી ગયો હતો. માત્ર ટાઉફ નામનો એક નૌકાસૈન્યનો અમલદાર શત્રુઓને અહીંતહીં હંફાવી રહ્યો હતો.

પાટનગર ઇસ્તંબૂલ ઘાયલ નિરાધાર અને આશ્રિતોથી ઊભરાતું હતું. ઇસ્પિતાલો, શાળાઓ, દેવળો, મસ્જિદો અને બીજાં મકાનો આવાં ઘાયલ માણસોથી ખીચોખીચ ભરાઈ ગયાં હતાં. રસ્તાઓ ઉપર નિરાધારોનાં ટોળેટોળાં ખોરાક અને આશ્રયની શોધમાં અહીંતહીં ભટકતાં અને બુમરાણ મચાવતાં નજરે પડતાં હતાં. લડાઈએ બધું ખેદાનમેદાન કરી નાખ્યું હતું. હજારોની સંખ્યામાં લોકો ભૂખમરાથી, ટાઢતડકાથી, અને રોગથી મરણને શરણ થતા હતા.

ઇસ્તંબૂલ પહોંચતાં જ મુસ્તફાએ પોતાના કુટુંબની ચિંતાપૂર્વક તપાસ કરી. આશ્રિતોની એક છાવણીમાંથી પોતાની મા અને બહેનને શોધી કાઢ્યાં. ઝુબેદા સાઠ વરસ વટાવી ગઈ હતી પણ રસ્તામાં જે ટાઢ, તડકો, ભૂખ વિગેરે દારુણ દુઃખો અને હાડમારીઓ તેને વેઠવી પડી એથી તે નેવું વરસની ખખડી ગયેલી ડોસી જેવી લાગતી હતી. આ

સંકટકાળમાં અચાનક પોતાના પુત્રને જોઈને તેના આનંદનો પાર રહ્યો નહિ. ઇસ્તંબૂલમાં એક ઘર ભાડે લઈ મુસ્તફાએ તેમને ત્યાં રાખ્યાં.

ઝુબેદાના હૃદયમાં આનંદની ભરતી પૂરી થઈ, ફરીને શોકનો કાળ આવ્યો. ભૂતકાળના એક એક પ્રસંગની યાદે તેના હૃદયને દુઃખથી ભરી દીધું. સાલોનિકામાં શત્રુઓએ તેનાં સગાંવહાલાંને મારી નાખ્યાં, તેનાં માલ-મિલકત લૂંટી લીધાં, તેનાં ઘરબાર ઉજ્જડ કરી દીધાં–આ બધું યાદ કરી તે ધ્રુસકે ધ્રુસકે રડી પડતી, શત્રુઓ ઉપર શાપ વરસાવતી અને હાથ પગ જોડીને આખો દિવસ સાદડી ઉપર બેઠી બેઠી 'અલ્લા! અલ્લા!' નો પોકાર કરતી. મુસ્તફાએ તેને દિલાસો આપી શાંત કરી. તેની સેવા-ચાકરીનું કામ પોતાની બહેનને ભળાવી તે સીધો યુદ્ધસમિતિમાં પહોંચ્યો. લડાઈ તેને બોલાવી રહી હતી-ફરજ તેને પોકારી રહી હતી.

યુદ્ધસમિતિએ તેને ગેલીપોલીમાં બલ્ગેરિયનો સામે લડવા મોકલ્યો. ગેલીપોલી એક મહત્ત્વનો મોરચો હતો. જો દુશ્મનો ત્યાં સુધી પહોંચી જાય તો ડાર્ડેનલ્સ ઉપર તેઓ કબજો મેળવી લ્યે. આમ થવાથી એશિયાઈ તુર્કસ્તાનમાં ઘૂસવાનો રસ્તો ખુલ્લો થાય અને તો ઇસ્તંબૂલને ચોતરફથી ઘેરી તેને સાવ એકલું કરી મૂકે.

મુસ્તફા હજી ત્યાં ભાગ્યે જ પહોંચ્યો હશે એ પહેલાં જ બલ્ગેરિયનોએ હુમલો કરી દીધો. તુર્કોનો મોરચો તદ્દન નબળો હતો છતાંયે તેમણે ઘણો વખત સુધી ઝીક ઝાલી. ખૂનખાર લડાઈઓ થઈ. આખરે બંને પક્ષો વચ્ચે સંધિ થઈ અને લડાઈ બંધ પડી.

સંધિ પછી વળી પાછા ઝઘડા શરૂ થયા. શત્રુઓની માગણી એવી હતી કે ઇસ્તંબૂલ સિવાય બાકીનો બધો જ પ્રદેશ તુર્કસ્તાને છોડી દેવો, અને અદરનાનો કિલ્લો એકદમ ખાલી કરી દેવો. આ શરતોના સંબંધમાં તુર્કસ્તાનમાં અંદર અંદર મતભેદ શરૂ થયો. આખા દેશમાં બે મોટા પક્ષો પડી ગયા. એક પક્ષ ત્યાંના (વઝીરે

આઝમ) બુઝર્ગ વડાપ્રધાન ડિયામિલ પાશાનો હતો. તે કોઈ પણ ભોગે સુલેહ ચાહતો હતો. બીજો પક્ષ અનવર અને તેના સાથીદારોનો હતો. તેઓ બધા નૌજવાન રાષ્ટ્રવાદીઓ હતા. આ પક્ષને આવી નાલેશીભરેલી શરતો નામંજૂર હતી. તેમણે કોઈ પણ ભોગે રાષ્ટ્રની આ બેઇજ્જતી થતી અટકાવવાનો મરણિયો નિશ્ચય કર્યો.

અનવરે પોતાના થોડા સાથીદારો લઈને પ્રધાનમંડળની એક સભા ઉપર હુમલો કર્યો. તેનો સામનો કરવા જતાં યુદ્ધમંત્રી નાઝિમ તેની ગોળીનું નિશાન બની ગયો. હાથમાં તમંચો લઈ ડિયામિલ પાશા અને તેના સાથીદારોને હાંકી કાઢ્યા. તેણે મહમુદ શૌકત પાશાને વડો-પ્રધાન બનાવ્યો. જમાલ અને તલઅત વિગેરે સાથીદારો સાથે મળી તે ખુદ રાજકારભાર ચલાવવા લાગ્યો. તેણે સખતાઈથી અમલ શરૂ કર્યો. તેના બધા વિરોધીઓને સાફ કરી નાખ્યા અને શત્રુઓની માગણીને ઠોકરે મારી દીધી.

અદ્રનાના કિલ્લાની રક્ષા કરવા માટે અનવરે એક મોટી યોજના તૈયાર કરી અને એક યુદ્ધનૌકામાં તેણે પોતાના અમલદારોની એક સભા બોલાવી તેની સમક્ષ એ યોજના મૂકી. અનવરના કેટલાક મિત્રોએ તેને વધાવી લીધી પણ મુસ્તફાએ તેનો સખત વિરોધ કર્યો. તેણે કહ્યું, 'ઉપર ઉપરથી યોજના ઘણી સરસ લાગે છે, પણ અદ્રનાના કિલ્લા ઉપરથી શત્રુઓને ખસેડી શકાય એમ નથી. તમારી યોજનાઓમાં વિગતોની પારાવાર ખામીઓ છે.'

અનવર ચિડાયો. તેણે મુસ્તફાની વાત હસવામાં ટાળી નાખીને કહ્યું, 'આપનું જ્ઞાન આપની પાસે રાખો. વાતો ઓછી કરીને જે હુકમ થાય તેનો ચુપચાપ અમલ કરો.'

મુસ્તફા કમાલને ન છૂટકે હુકમને આધીન થવું પડ્યું. યોજનાનો અમલ થયો. આખરે મુસ્તફાની વાત સાચી પડી. ઇટાલિયનોએ અન-વરને જબરદસ્ત શિકસ્ત આપી. તેના ૭ હજાર ચુનંદા સિપાહીઓ

આ લડાઈમાં કામ આવ્યા. એક મહિના પછી અદરનાનો કિલ્લો પડ્યો. ડિયામિલ પાશા જે શરતો ઉપર સંધિ કરવા રાજી હતો, અને જેનો અનવરે વિરોધ કર્યો હતો એ જ શરતો ઉપર હવે તેને કોલકરાર કરવા પડ્યા.

તુર્કસ્તાન ઘાયલ થઈને પોતાનો ઘા ચાટતું પડ્યું હતું. એના શત્રુઓ લૂટની વહેંચણી કરવા લાગ્યા, પણ એમ કરતાં અંદર અંદર લડી પડ્યા. બલ્ગેરિયનોએ ગ્રીસ તથા સર્વિયા ઉપર હલ્લો કર્યો પણ તેમને પાછા હઠવું પડ્યું. અનવરે આ તકનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. તેણે અદરના ઉપર એકાએક હુમલો કર્યો, બલ્ગેરિયનોને હાંકી કાઢ્યા. તેણે અદરનામાં બ્યૂગલોના અવાજ અને ગગનગામી વાવટાઓ સાથે એક મહાન વિજેતારૂપે પ્રવેશ કર્યો. તુર્કી જનતાએ તેના રક્ષણહારનું ભાવભીનું સ્વાગત કર્યું. અદરનામાં પ્રવેશતી એ વિજયી સેનામાં એક ટુકડીના નાયક તરીકે મુસ્તફા કમાલ પણ હતો. પણ તેની કોને દરકાર હતી! તેને કોણ જાણતું હતું!

મુસ્તફા ફરી ઇસ્તંબૂલમાં પોતાની મા અને બહેન સાથે રહેવા લાગ્યો. ગઈ લડાઈમાં સાલોનિકામાં પોતાનું સર્વસ્વ ગુમાવીને તેઓ અહીં નાસી આવ્યાં હતાં. મુસ્તફા હવે તેમની સાથે જ રહેતો હતો. જો કે તેને હવે વધારે ઊંચા હોદ્દા ઉપર ચઢાવવામાં આવ્યો હતો પણ લશ્કરમાં ખાસ કાંઈ કામ નહોતું એટલે ફરી તેણે રાજકારણમાં માથું માર્યું.

પણ આ વખતે તે ફાવ્યો નહિ. મહમુદ શૌકત પાશાનું ખૂન થઈ ગયું હતું, પણ અનવર, તલઅત અને જમાલની ત્રિપુટી બધું સૂત્રસંચાલન કરતી હતી. આ ત્રણે ઐક્ય અને ઉન્નતિસંઘના વખતના તેના જૂના સાથીઓ હતા, પણ તેઓએ મુસ્તફા કમાલને ઘણો જ પાછળ રાખી દીધો હતો. અનવર તો હવે યુદ્ધમંત્રી બન્યો હતો. એ વડે તેણે આંતરરાષ્ટ્રીય સ્થાન પણ પ્રાપ્ત કર્યું

હતું. એક રાજકુમારી સાથે તેણે લગ્ન કર્યું અને શાહી દમામથી તે દરિયાકિનારા ઉપરના એક આલેશાન રાજમહેલમાં રહેવા લાગ્યો. જનતાની નજર પણ તેના ઉપર ઠરી હતી. વળી તેના સ્વભાવ અને શોખ મુજબ તેણે મોટી મોટી યોજનાઓ ઘડી કાઢી. ખલીફાની છત્ર-છાયા તળે બધા મુસ્લિમોનું સંગઠન કરવું, તુર્કી ભાષા બોલનારા તમામ તુર્કોને એક ઝંડા નીચે લાવવા અને એમ કરીને તુર્ક–સામ્રાજ્યની પુરાણી જાહોજલાલીને ફરીને મૂર્તિમંત કરવી.

તેની આ યોજના પાર પાડવા માટે તેણે વૉન સેન્ડર્સ નામના એક જર્મન સેનાપતિને તુર્કી ફોજનું સંગઠન કરવા માટે બોલાવ્યો. મુસ્તફાએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તે ગુસ્સાથી બળી ઊઠ્યો. તેણે બધાયે રાજદ્વારી માણસોને સાત પેઢીની સંભળાવી અને પોતાના અમલદાર મિત્રોને જર્મનોનો સખત વિરોધ કરવા ઉશ્કેર્યા.

'આપણી જીવનદોરીસમા લશ્કરનું સૂત્રસંચાલન કરવા એક વિદેશી, અને તેમાંયે વળી જર્મનને, બોલાવવો એ નરી મૂર્ખતા છે, પાગલપન છે, તુર્કોની કાર્યકુશળતાનું દેવાળું છે, અને સૌથી મોટું તો એ એક રાષ્ટ્રીય અપમાન છે.' તેણે અનવરના આ કાર્યનો ઘોર વિરોધ કર્યો અને જમાલને–જે ખુદ જર્મનોનો કટ્ટો શત્રુ હતો તેને–પોતાના પક્ષમાં લેવા માટે તનતોડ પ્રયત્ન કર્યો. અનવર, જમાલ અને તલઅતની ત્રિપુટીએ જોયું કે મુસ્તફા આંખનું કણું છે. તેને અહીં છુટ્ટો રાખવો એ જોખમભરેલું છે એટલા માટે તેને ક્યાંય દૂર દૂર મોકલી દેવો જોઈએ જેથી તે દખલગીરી ન કરી શકે. ફતેહીને સોફિયામાં (બલ્ગેરિયાનો એક વિભાગ) પ્રધાન બનાવી મોકલવામાં આવ્યો હતો. તેની સાથે મુસ્તફાને દોસ્તી હતી. અનવરે તેને લશ્કરી એલચી તરીકે ત્યાં મોકલ્યો.

મુસ્તફા કમાલને લાગ્યું કે પોતાને દેશનિકાલની સજા કરીને અનવરે ઠીક વેર વાળ્યું છે. પણ બીજો કોઈ ઉપાય ન હોવાથી તે સોફિયા પહોંચ્યો. ત્યાં કામ માત્ર નામનું જ હતું. પણ જે હતું તેને તે સુંદર રીતે પાર પાડતો. બલ્ગેરિયાના મુખ્ય સેનાપતિ સાથે તેને થોડા જ

વખતમાં દોસ્તી થઈ ગઈ. પણ એ કરતાંયે વધારે ગાઢ મિત્રાચારી તેને એક બીજા સેનાપતિ સાથે થઈ; જેણે તેને ગેલીપોલીમાં હરાવ્યો હતો. મુસ્તફા પોતાના હરીફ તુર્કી અમલદારો અને રાજનીતિજ્ઞો પ્રત્યે ઘૃણા કરતો હતો, જ્યારે પોતાને હરાવનાર પણ બહાદુર દુશ્મન સાથે મહોબ્બત કરતો હતો. કારણ કે તે પણ એક બહાદુર અને ખેલદિલ લડવૈયો હતો, એટલે જ્યાં તે બહાદુરી અને ખેલદિલી જોતો—પછી ભલે તે દુશ્મન હોય—ત્યાં તેનું મસ્તક નમી પડતું.

પણ અહીં તેને બહુ ફાવ્યું નહિ. તેનો સ્વભાવ જ એવો હતો કે તે હાથ જોડીને નિષ્ક્રિય બેસી શકે તેમ નહોતું. તેને કાંઈ ને કાંઈ કામ જોઈએ જ.

તે પૂરા જુસ્સા અને વેગથી મેદાનમાં ઊતરતો અને જ્યારે લડાઈ ન હોય, બીજું કાંઈ કામ ન હોય, ત્યારે મોજમજા અને રંગરાગમાં ઊતરી પડતો. તે સોફિયામાં ઉચ્ચ સમાજની સ્ત્રીઓ સાથે મહોબ્બત કરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તે નૃત્યાગારોમાં જતો. ઊંચાં કુળની છોકરીઓ સાથે હળવા મળવા અને મિલનસાર થવા માટે રીતસર એક ઉસ્તાદ પાસેથી યુરોપિયન નાચ શીખવાનું તેણે શરૂ કર્યું. પણ જેમ જેમ તે 'શિષ્ટ' અને 'સભ્ય' બનવાની કોશિશ કરતો ગયો તેમ તેમ તેના રંગરાગ વધારે હાસ્યાસ્પદ અને બેહૂદા જણાવા માંડ્યા. નાચતાં તો તેને .આવડ્યું જ નહિ. જાણે કેમ કવાયત કરતો હોય! તેના આ ઢંગ જોઈને છોકરીઓ તો ખડખડાટ હસી પડતી. બધી છોકરીઓ તેની મશ્કરી કરવા લાગી.

વળી મુસ્તફા દેખાવે પણ એટલો સુંદર કે આકર્ષક નહોતો. સ્વભાવે તે બર્બર, સુક્કો, તોછડો અને કડવો હતો. ઉચ્ચ સમાજની રમણીઓનું દિલ જીતવા માટે લાગણીની ભીનાશ, મુલાયમ ચાપલૂસી, પ્રેમપૂર્ણ વ્યવહાર કે મીઠી જીભ મુસ્તફામાં નહોતી. પ્રેમ કરતાં તે જાણતો જ નહોતો. જે સ્ત્રી તરફ તે આકર્ષાતો તેની આગળ, જરાયે અચકાયા સિવાય, કોઈપણ પ્રકારની મધુર ભૂમિકા

રાખ્યા વિના, સીધો છેલ્લી માગણી જ કરી દેતો. સ્વાભાવિક રીતે જ શિષ્ટ સમાજની સ્ત્રીઓ આવી બેહૂદી માગણીનો અસ્વીકાર કરતી. તેમાંથી તુરત જ તેનો રસ ઊડી જતો. પણ મુસ્તફા હિંમત હારે તેમ નહોતો. એક ના પાડે તો બીજી. આખરે બધી સ્ત્રીઓ તેના આ જાતના જંગલી વર્તનથી કંટાળી. તેઓ તેના 'કવાયત–નૃત્ય' ઉપર ખડખડાટ હસતી–તેની મશ્કરી કરતી.

અભિમાની અને અહંકારી મુસ્તફા આ અપમાન ક્યાંસુધી સહન કરી શકે! તેના સ્વમાન ઉપર ઘા પડતો હતો. તેને આ ઉચ્ચ સમાજની રમણીઓ પ્રત્યે અણગમો અને તિરસ્કાર થયો. તેના મત પ્રમાણે આ સ્ત્રીઓ પ્રેમ કરવાનું જ જાણતી નહોતી! કારણ કે તેઓ ધીરે ધીરે પુરુષના દિલમાં આગ સળગાવવાનું તો જાણતી પણ એ આગમાં જ પુરુષ બળીને ભસ્મ થઈ જાય તોયે તેને ઠારવા તો પ્રયત્ન નહોતી કરતી. એથી ફરીને તેણે વેશ્યાલયો અને જુગારના અખાડાનો આશ્રય લીધો.

અહીંનું વાતાવરણ તેના સ્વભાવને અનુકૂળ હતું. અહીં તે ખુશમિજાજ રહેતો. આખી રાત તે શરાબ, રંડી અને જુગાર રમવામાં ગાળી નાખતો. તેણે કિસમ કિસમના દુરાચારોનું અનિયંત્રિત રીતે સેવન કર્યું. તેણે લગામ જ છોડી દીધી હતી. વાસનાના ઘોડા સ્વચ્છંદે વિહરતા તેને વિનાશની ખાઈ તરફ ખેંચી રહ્યા હતા. તેની તબિયત ખરાબ થઈ ગઈ. તેનું સ્વાસ્થ્ય ભાંગીને ભુક્કો થઈ ગયું. તેનું શરીર નિચોવાઈ ગયું. તે ગુપ્ત રોગોનો ભોગ થઈ પડ્યો. એનું પરિણામ એ આવ્યું કે સ્ત્રીમાત્ર પ્રત્યે તેને ઘૃણા થઈ ગઈ અને હવે તે સજાતીય વાસનાનો શિકાર બન્યો.

સેનાપતિ સેન્ડર્સને ખબર મળ્યા કે અંગ્રેજોના હલ્લાની ઘડીઓ ગણાય છે. ઇજિપ્તમાં તેનું એંશી હજારનું લશ્કર અને એક મોટો દરિયાઈ કાફલો તૈયાર છે. તેની સામે વિકટ સમસ્યા આવી પડી. ગેલીપોલીનો દ્વીપકલ્પ બાવન માઈલ લાંબો હતો. આખો પ્રદેશ પહાડી હતો. આ પ્રદેશમાં અંગ્રેજો કઈ જગાએ ઊતરીને હુમલો કરે એ વિષે નક્કી કરવું કઠણ કામ હતું. તેની પાસે સાઠ હજારનું લશ્કર હતું. તેણે તેને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યું. ઉત્તર, દક્ષિણ અને મધ્ય–અને પછી તે હુમલાની રાહ જોવા લાગ્યો. અંગ્રેજો કોઈ પણ મથક ઉપર હુમલો કરે ત્યારે ઓછામાં ઓછા બેત્રણ દિવસ, જ્યાંસુધી બીજી મદદ ન આવે ત્યાંસુધી, દરેક વિભાગે ટક્કર ઝીલવી જોઈએ આ તેની ગણતરી હતી.

અનવર રશિયાથી જેવો પાછો ફર્યો કે તુરત જ મુસ્તફાને આવડા મોટા સૈન્યની સરદારી સોંપાય એ સામે અણગમો જાહેર કર્યો અને તેને નીચી પાયરીએ ઉતારવાનો હુકમ આપી દીધો. સેનાપતિ સેન્ડર્સ-ને આ વાત ગમી નહિ, પણ તેનું કાંઈ ચાલ્યું નહિ–તે પોતાની દિલગીરી પ્રદર્શિત કરવા ઉપરાંત કાંઈ કરી શક્યો નહિ. એક લશ્કરી અમલદાર તરીકે તે ઉપરી અમલદારનો હુકમ ઉઠાવવા બંધાયેલો હતો. મુસ્તફા કમાલને તેણે ૧૯મી ડિવીઝનની સરદારી સોંપી. આ ટુકડીને અનામત રાખવાની હતી. એટલે તેણે સૂચના પણ આપી, 'ખરી લડાઈ થાય ત્યાંસુધી તમે તેમને કામમાં રોકી રાખજો.'

અનવરના આવા દ્વેષભર્યા વર્તનથી મુસ્તફા લાલપીળો થઈ ગયો. પણ તે લાચાર હતો. તેને ઉપરી અમલદારનો હુકમ માનવો પડ્યો. તેને ખૂબ લાગી આવ્યું, પણ તેનો ઉપરી અમલદાર સેન્ડર્સ પોતાની પ્રત્યે કેટલો વિશ્વાસ અને આદર ધરાવે છે એ જોઈ તે અપમાનનો કડવો ઘૂંટડો ગળી જઈ ચુપચાપ કામે વળગ્યો. થોડા જ સમયમાં પોતાને સોંપાયેલા નિર્બળ સૈન્યને રાત દિવસ તાલીમ આપી તેમાંથી પહેલા નંબરનું લોખંડી સૈન્ય તૈયાર કરી દીધું. તેણે સમરાં-

ગણુના સમસ્ત પ્રદેશનો ઝીણવટથી અભ્યાસ કર્યો અને આવતી આફતનો સામનો કરવા પૂરતી તૈયારી કરી લીધી.

સેનાપતિ સેન્ડર્સને ભુલાવામાં નાખવા માટે અંગ્રેજોએ ત્રણે જગાએ સેના ઉતારી, પણ બીજી જગાએ લડાઈ મોકૂફ રાખી ચનાક બાયરની ટેકરી આગળ મોટી સેના ઉતારી. એપ્રિલની ૨૫મી તારીખે રવિવારે અંગ્રેજોએ મુખ્ય હુમલો શરૂ કર્યો. સારોયે સમુદ્ર ધુમ્મસના આછા પડથી ઢંકાઈ ગયો હતો. એકાએક એ આછા ધુમ્મસમાંથી મનવારો, મશીનગનો અને તોપ–બંદૂકોથી સજ્જ થયેલી હથિયારબંધ સેના કિનારા ઉપર ઊતરવા લાગી અને ત્યાંથી ચનાક બાયરની ટેકરીનો કબજો લેવા આગળ વધી. આ ટેકરી જ આખા પ્રદેશને જીતવાની ચાવી હતી. મુસ્તફા કમાલ પોતાની અનામત સેના સાથે અહીં જ છાવણી નાખીને પડ્યો હતો. તેણે સમયસૂચકતા વાપરી અંગ્રેજોની બાજી ઊંધી વાળી નાખી.

એક દિવસ તે પોતાના સૈન્યને કવાયત કરાવતો હતો એટલામાં જ તેણે તુર્ક લોકોની એક પલટનને શિખર ઉપર દોડી આવતી જોઈ.

'તમે શું કરો છો?' તુરત જ તેણે બૂમ પાડી.

'અંગ્રેજો ઊતર્યા છે. અમે કિનારા પરની સૌથી આગળની ટુકડીના સિપાહીઓ છીએ.'

'તેઓ ક્યાં ઊતર્યા છે?'

'આટી બુર્નુ આગળ.'

'બંદૂકમાં કીરચ લગાવો અને પાછા ફરો.' તેણે હુકમ આપ્યો.

થોડી મિનિટો પસાર થઈ. નવમા ડિવીઝનના સિપાહીઓ પણ એ જ ખબર લાવ્યા કે દુશ્મનો ઊતર્યા છે, જલદી મદદ પહોંચાડો.

એક ક્ષણ મુસ્તફા સ્થિર થઈ ગયો. તેના મગજનાં ચક્રો ગતિમાન થયાં, હકીકતો તેની સામે હતી તે ઉપરથી તે અનુમાન તારવવા લાગ્યો. અચાનક તેને એક વિચાર સહજ રીતે આવી ગયો અને તે ચમક્યો.

'લૅાન સેન્ડર્સ' ભલે એમ માને કે દુશ્મનો ઉત્તર તરફથી હુમલો કરવાના છે. તેની માન્યતાને મારી સામે પડેલી હકીકતો જુઠ્ઠી ઠરાવે છે.' તે વિચારવા લાગ્યો. 'નક્કી તેઓ અહીંથી જ હુમલો કરશે.' તેના મગજમાં ગેલીપોલીનો નકશો તેની ઝીણામાં ઝીણી વિગતો સાથે તરવા લાગ્યો. અને એક ક્ષણમાં જ તેનું મહત્ત્વ તે પામી ગયો. 'દુશ્મનોનું નિશાન ઉત્તરનું બુલેર નહિ પણ ચનાક બાયરની આ ટેકરી જ છે.' મુસ્તફાની તીક્ષ્ણ બુદ્ધિએ ગણિતના આંકડા જેવો આ ચોક્કસ નિર્ણય કરી લીધો. એકાએક વીજળીના ઝબકારાની પેઠે તેના મગજમાં એક વિચાર સહજ રીતે પસાર થઈ ગયો, અને તેણે તેની દિશા અજવાળી નાખી. 'ચનાક બાયરને ગમે તેમ કરીને બચાવી લેવું જ જોઈએ, અને તે પણ તત્ક્ષણ.'

* * *

પળો ગણાતી હતી.

'તમારી પાસેનાં કારતૂસો લાંબાં છે કે ગોળ ?' મુસ્તફાએ એક સ્ટાફ–અમલદારને પ્રશ્ન કર્યો.

'ગોળ' સ્ટાફ–મેજરે જવાબ આપ્યો.

'ત્યારે એકદમ આગળ ધસો અને જેમ બને તેમ જલદી ચનાક બાયર કબજે કરો.'

મુસ્તફા કમાલનો હુકમ છૂટ્યો.

એક હાથમાં નકશો, બીજા હાથમાં કંપાસ અને એક માર્ગદર્શક સિપાહી–આટલાં સાધન લઈને મુસ્તફા કમાલ પોતાના બસો ચુનંદા માણસો સાથે એકદમ ચનાક બાયરની ટેકરી તરફ ધસ્યો. જમીન સખત અને ચીરા પડેલી હતી, પણ તેની તેને દરકાર નહોતી. તે એટલી ઝડપથી જતો હતો કે તેના સાથી પણ તેની સાથે કદમ મિલાવી શક્યા નહિ, મોટા ભાગના તો પાછળ જ રહી ગયા. થોડા જ માણસો-ને લઇને તે જ્યારે છેલ્લા શિખર ઉપર પહોંચ્યો કે તુરત જ તેનાથી ચારસો વાર છેટે અર્ધી ટેકરી પાર કરીને આગળ વધતો ઑસ્ટ્રિયન

સૈન્યનો મોખરાનો ભાગ તેની નજરે પડ્યો, તે ચોંક્યો. તુરત જ તે પોતાની સેના તરફ ફર્યો. તેણે અમલદારોને હુકમ આપ્યો:

'જેટલા બને તેટલા તમારા સિપાહી એકઠા કરો, આગળ ધસો અને દુશ્મન પર હલ્લો કરો.'

સામેના પવન અને ઉપરના ચઢાણને લીધે સત્તાવનમી રેજિમેન્ટ થાકી ગઈ હતી, અને થોડી અસ્તવ્યસ્ત પણ થઈ હતી. મુસ્તફાએ જાતે જ તેને વ્યવસ્થિત કરી આગળ મોકલી. એટલામાં તોપો પણ આવી પહોંચી. પહેલી તોપને બરાબર ગોઠવવામાં તેણે મદદ કરી.

ધડ્ ધડ્ ધડ્ સામસામે ગોળીઓ છૂટી. મશીનગનોએ ત્વરિત ગતિએ પોતાનું કામ ચાલુ કર્યું. ગોળીઓના સતત વરસાદ નીચે તેનો જુસ્સો ઓર ખીલતો. યુદ્ધના રસની પાછળ તે પાગલ થઈ જતો. પોતાના ઉપરી-અમલદારોના હુકમ વિના, કેવળ પોતાની જ જવાબદારી ઉપર, તેણે બીજી રેજિમેન્ટને બોલાવી અને તેને લડાઈમાં ધકેલી દીધી. એટલું પણ બસ નહોતું એટલે તેણે ત્રીજી અને છેલ્લી રેજિમેન્ટને પણ યુદ્ધમાં ઝીંકી દીધી.

ઉપરી-અમલદારોએ તેને ચેતવણી આપી હતી કે આ અનામત લશ્કરને લડાઈમાં ઉતારવાનું નથી, પણ પરિસ્થિતિની ગંભીરતા જોતાં તેને ઉપરી-અમલદારના હુકમનો અનાદર કરવો પડ્યો. આખા અનામત સૈન્યને તે યુદ્ધમાં ઉતારી ચૂક્યો હતો. એક પણ માણસ અનામત સેનામાં બાકી રહ્યો નહિ, કારણ કે મુસ્તફાને તો ખાતરી જ થઈ ચૂકી હતી કે પોતે મુખ્ય હુમલાનો જ મુકાબલો કરી રહ્યો છે. જો મુખ્ય હુમલો કોઈ બીજી જગાએથી જ થાય અને તેની ગણતરી ખોટી નીવડે તો તો એ ભૂલ તુર્કોના સર્વનાશને જ નોતરે પણ તેની ગણતરી ખોટી નીકળી નહિ. તેની સહજબુદ્ધિ તેને સાચા માર્ગે દોરતી હતી.

આખો દિવસ ખૂનખાર જંગ મચ્યો. રાત પડી ત્યારે બંને

લશ્કરો પોતપોતાના તૂટેલા મોરચાને ફરી સમરાવતાં જ્યાંનાં ત્યાં ઊભાં હતાં.

ચનાક બાયરની ટેકરીની હાર ડાર્ડેનલ્સની ચાવી હતી અને ડાર્ડેનલ્સ ઇસ્તંબૂલની. જો ડાર્ડેનલ્સ અને તુર્કસ્તાનની રાજધાની ઇસ્તંબૂલ પડે તો તુર્કસ્તાન જર્મનીથી જુદું પડી જાય અને આખરે તેને દુશ્મનને શરણે જવાની કે સમાધાન કરવાની ફરજ પડે. આ ભયંકર શક્યતાઓની સામે ભૂરા ચહેરાવાળો મુસ્તફા કમાલ થાકેલા સિપાહીઓને ઉત્તેજન આપી તેની જીવતી દીવાલ રચી અડગપણે ઊભો હતો.

થોડાં અઠવાડિયાં સુધી ખાઈઓની કંટાળાભરેલી અને સતત શ્રમવાળી લડાઈ ચાલી. ખાઈઓ ખોદવી, ટનલો કાઢવી, કામચલાઉ કિલ્લેબંદી રચવી વગેરે કામ પરસેવો નિતારી દે તેવું હતું. અને રાત્રિના એ ભયંકર કલાકો ! બંદૂકની ગોળીઓના સણસણતા અવાજ, તારની તૂટલી વાડ સમરાવતી વખતે વિંધાઈ જવાનું જોખમ, આખી રાતના ઉજાગરા, શત્રુના હુમલાની રાહ જોતાં કલાકો સુધી સતત ભય, શંકા અને ઉશ્કેરાટના વાતાવરણમાં બેસી રહેવું, ભાલાં અને કીરચ વતી સાંકડી ખાઈમાં દુશ્મનોને વીંધી નાખવા કે જાતે વિંધાઈ જવું, કાન ફોડી નાખતી તોપના ગોળાનો ભોગ થયેલા સૈનિકોનાં શબના ઢગલા નજરે નિહાળવા—આ બધું માણસના જ્ઞાનતંતુને ઉશ્કેરી મૂકે તેવું હતું. આવી થોડી જ રાતો માણસને પાગલ બનાવી દેવા માટે પૂરતી હતી.

અને આ બધું ઓછું હોય તેમ લડાઈની આ ભયાનકતા સાથે માણસને ખદખદાવી નાખે એવો ભડકા નાખતો ઉનાળો આવ્યો. પથ્થર અને ખડકવાળી ટેકરીઓ તપીને લાલચોળ થઈ ગઈ. પાણીની તંગી પડવા લાગી. બીજી બાજુ યુદ્ધના મેદાન વચ્ચે હજારો મુડદાં ઉપર વાદળી રંગની માખીઓ કરોડો ને અબજોની સંખ્યામાં ઊતરી પડી. તેને લીધે લશ્કરમાં હવે વધારે વખત ટકી શકવાની શક્તિ રહી નહોતી.

પણ મુસ્તફા કમાલ આવી ભયાનકતાથી ડરી જાય કે હિંમત હારે એવો નહોતો. આવી ભયાનકતાને જ કેમ જાણે ડરાવતો હોય એવું

ભયંકર રૂપ ધારણ કરીને બીજાની પેઠે જરાયે વિસામો લેવા તે થોભતો નહિ. તે બહુ જ ઓછું ઊંઘતો. તેને જાણે ઊંઘની જરૂર જ ન હોય તેમ દેખાતું હતું. આવું વાતાવરણ તેને આંતરિક આનંદ આપતું હતું. તે સ્વભાવે જ લડાયક માણસ હતો. માછલીને હવે જળ મળ્યું હતું! તે પોતાના સ્ટાફને નિર્દય રીતે અને કેટલીક વાર ગુસ્સાભર્યા અવાજે આગળ વધવાનો હુકમ કરતો. જ્યારે બીજી જ પળે તેના ચહેરા ઉપર કોઈ અજબ પ્રકારની શાંતિ વ્યાપી રહેતી. તે કોઈપણ નિર્ણય ઝપાટાબંધ તેમ જ ગણિતની ચોકસાઈપૂર્વક કરતો અને એટલી જ ચોકસાઈ તેના હુકમોમાં રહેતી.

જર્મન જનરલ હૅર કેનેનઝીસર તેની આ અસાધારણ શક્તિ જોઇ આશ્ચર્યચકિત થઈ ગયો. 'મુસ્તફા કમાલ સ્પષ્ટ વિચારણા કરનારો અને અતિશય ક્રિયાશીલ છે' તે બોલ્યો, 'શું કરવું જોઈએ તે પોતે જ નક્કી કરી લ્યે છે. તેને પોતાને શું જોઈએ છે તે તે બરાબર જાણે છે.'

તે હમેશાં સતત રીતે લશ્કરની હરોળમાં જ રહેતો. ક્યારેક અમલદારો સાથે વાત કરતો, ક્યારેક સિપાહીઓ સાથે. અને એ રીતે છેલ્લામાં છેલ્લી અને સાચી ખબરોથી માહિતગાર રહેતો. કેટલીક વાર ખાઈઓમાંથી એકદમ માથું ઊંચકતા સૈન્ય સાથે તે પણ ઊભો થઈ જતો. કેટલીકવાર જોખમવાળા પ્રદેશમાં ઉઘાડી રીતે ઘૂમતો. કેટલીકવાર તો તે હુમલાઓની આગેવાની લઈ ટુકડીઓને જાતે દોરતો, જેથી કરીને હુમલો કરનાર ટુકડી સાહસ અને હિંમતપૂર્વક આગળ વધે. એક દિવસ પણ તે જંપ વાળીને બેસી રહેતો નહિ કે પોતાના સિપાહીઓમાં શિથિલતા ફેલાય એવું વાતાવરણ ઊભું કરતો નહિ.

વારંવાર તે ગોળીઓની અગ્નિવર્ષા નીચે ઊભો રહેતો. તે પોતાનો બચાવ કરવાનો લોભ રાખતો નહિ. સામાન્ય સિપાહીઓ જે જોખમ વચ્ચે કામ કરતા તેમાં એ ભાગ પડાવતો, એ છતાં તેની આજુ-

બાજુના કેટલાયે સિપાહી મરી જતા ત્યારે તે જરા જરામાં બચી જતો. તે અભ્યાસપૂર્વકની સાહસિકતા સાથે કૂદી પડતો, જેથી કરીને તેના સિપાહીઓમાં જોશ આવતું.

એક વખત તે એક નવી ખાઈની બહાર બેઠો હતો. એક અંગ્રેજી તોપખાનાએ તેના ઉપર ગોળીબારનો મારો શરૂ કર્યો. જેમ જેમ તુર્ક સિપાહીની લાઈન દેખાવા લાગી તેમ તેમ ગોળીઓ તેની નજીક ને નજીક આવતી ગઈ. એ ગોળીનો તે શિકાર થઈ પડે એ લગભગ ગણિત જેટલું ચોક્કસ હતું. તેના સ્ટાફે તેને પોતાના બચાવ માટે વિનાત કરી.

'નહિ' તે બોલી ઊઠ્યો, 'હવે હું બચાવ માટે આડશ શોધું તો મારા માણસો આગળ ખરાબ દાખલો પૂરો પાડું.' એકાદ સીગરેટ સળગાવીને તે ધીમે ધીમે ઘૂંટ ભરવા માંડ્યો અને ખૂબ શાંતિપૂર્વક અને બેફિકરાઈ રાખીને વાતો કરતો, જ્યારે નીચે ખાઈમાં છુપાયેલા માણસો તેની વાતો સાંભળતા અને તેને નજરે જોતાં અજાયબ થતા. દુશ્મનની તોપોએ ફરી ગોળા છોડ્યા, ધુબાંગ કરતો ગોળો છૂટ્યો, જમીન ઉપર ગાડા જેટલી ધૂળની ઢગલી ચડાવી, મુસ્તફા ધૂળથી રજોટાઈ ગયો, પણ તેને ફૂટેલા ગોળાનો એક પણ છરો વાગ્યો નહિ.

એક વખત મુસ્તફા જ્યારે ગેલીપોલી તરફ પાછો ફરતો હતો ત્યારે એક ઇંગ્લિશ મોટરબોટે તેની તરફ મશીનગન છોડી, તેની મોટરની આગળ અને પાછળ બોમ્બ ફૂટ્યા. એક બોમ્બે આગળનો પરદો તોડી નાખ્યો ને શોફરને મારી નાખ્યો, પણ મુસ્તફાને કશી ઈજા થઈ નહિ.

તેને તો સંપૂર્ણપણે જાણે ખાતરી જ થઈ ચૂકી હતી કે તેને એક પણ ગોળી વાગવાની જ નથી, અને આવાં જોખમ વચ્ચે પણ જીવતો રહ્યો એથી તે તદ્દન નિર્ભય બની ગયો.

તે દુશ્મનના સૈન્યની સ્થિતિ પોતાના ખાસ ગુપ્તચરો દ્વારા જાણી લેતો. જૂન મહિનામાં શત્રુઓની નબળાઈ તેણે શોધી કાઢી, આ નબળાઈનો લાભ લઈ તેણે શત્રુસેના ઉપર અચાનક હુમલો કરીને લેવાનું ઠરાવ્યું, એ માટે તેણે ૨૮મી તારીખ મુકરર કરી.

૨૬મી તારીખે યુદ્ધમંત્રી અને ઉપસેનાપતિ અનવરે ગેલીપોલીના મોરચાનું નિરીક્ષણ કરવા વીઝીટ કરી. જેવું તેણે ૨૮મીએ થનારા હુમલા વિષે સાંભળ્યું કે તરત જ પોતાના વીટો પાવરથી તે ઠરાવ નામંજૂર કર્યો. 'મુસ્તફા કમાલે આવું જોખમભર્યું પગલું ભરતાં પહેલાં ઉપરી–સત્તાની રજા લેવી જોઈતી હતી.' તેણે કહ્યું. 'પોતાના માણસોને નકામા હુમલાઓમાં વેડફી દેવા તે હમેશાં તૈયાર છે.' મુસ્તફા કમાલે બે મશીનગનો જીતી છે એ રિપોર્ટ પણ તેણે માન્યો નહિ. તેણે તો કહ્યું કે, 'જો જીતી હોય તો મને મશીનગન અને કેદી–સૈનિકોને બતાવો.'

મુસ્તફાના ગુસ્સાનો પાર રહ્યો નહિ. 'ફરી અનવર ! અનવર નજીવી અને નકામી બડાઈ હાંકનારો, સસ્તા રાજકારણનો દુરુપયોગ કરીને સત્તા ઉપર આવનારો, જ્યાં હોય ત્યાં એ જ આડો, અને બધી બાજી બગાડનારો.' તુરત જ તેણે પોતાનું રાજીનામું મોકલી દીધું.

સેનાપતિ સેન્ડર્સે તેને રાજીનામું પાછું ખેંચી લેવા સમજાવ્યો. જર્મન–સરદાર પોતાના સૌથી સારા ડિવીઝનના સેનાપતિને ગુમાવવા તૈયાર નહોતો. તેણે મુસ્તફા તરફ સહાનુભુતિ બતાવી. મુસ્તફાની પેઠે એ પણ ધંધાદારી સિપાહી હતો અને અનવર પ્રત્યે તેને પણ અણગમો અને તિરસ્કાર જ હતો. અનવરની આ દરમિયાનગીરી તેને પણ ગમી નહોતી.

અનવરે પોતાનો વીટો પાવર પાછો ખેંચી લીધો. હુમલો કરવાનું નક્કી કરવામાં આવ્યું એમાં સંપૂર્ણ શિકસ્ત મળી. ૧૮મી રેજિમેન્ટ સાફ થઈ ગઈ. મુસ્તફાએ બધો દોષ અનવરને માથે ઢોળ્યો. જો એ

વચ્ચે ન પડચો હોત તો હુમલાની તૈયારી માટે પૂરતો વખત મળત અને સ્ટાફનું કામ પણ સંભાળપૂર્વક થઈ શકત.

અનવરે ૧૯મી ડિવીઝનનું નિરીક્ષણ કર્યું. તેની બહાદુરી માટે અભિનંદન આપ્યાં. પણ મુસ્તફા કમાલને તો તેણે ફરીને ઉતારી પાડ્યો અને ૨૮મીના હુમલામાં મળેલી શિકસ્ત માટે તેને દોષિત ઠરાવ્યો.

ફરીને મુસ્તફાએ રાજીનામું આપ્યું. ફરી વૉન સેન્ડર્સે તેને સમજાવવા પ્રયત્ન કર્યો પણ મુસ્તફાએ પોતાનો આગ્રહ જારી રાખ્યો. તેણે પોતાના સ્ટાફના મુખ્ય માણસ કિયાઝીમને મુસ્તફાને સમજાવવા માટે કહ્યું. કિયાઝીમે મુસ્તફા સાથે ફોનથી વાત શરૂ કરી.

'કાં, તમારું કામ કેમ ચાલે છે? પરિસ્થિતિ વિષે તમે શું ધારો છો? તમારે શી જરૂર છે?'

'મેં તો તમને પરિસ્થિતિ અને તેનો તોડ લાવવા શું કરવું જોઈએ એ વિષે દિવસોથી કહી દીધું છે, પણ બધું જ નિષ્ફળ. હવે માત્ર એક જ વસ્તુ કરવાની બાકી રહે છે.'

'અને તે કઈ?' કિયાઝીમ જરા ગૂંચવાયો.

'તમારી પાસે જેટલી ટુકડીઓ હોય તે બધાને મારે હવાલે કરી દો.'

'બસ એટલું જ?' જરા કટાક્ષમાં તે બોલ્યો. 'એટલું બધું લશ્કર તમને વધારે નહિ થઈ પડે?'

'ઘણું જ ઓછું.' અને તેણે ફોન બંધ કરી દીધો.

પણ મુસ્તફા કમાલની જે માગણી અમલદારોએ હસવામાં ઉડાવી દીધી હતી તે જ માગણી પાછળથી તેમને સ્વીકારવી પડી. કેટલાયે મોરચાઓ ઉપર ઘમસાણ યુદ્ધો થયાં પછી જ્યારે કાંઈ પરિણામ ન આવ્યું ત્યારે અંગ્રેજોએ લડાઈનો જલદી અંત લાવવા વધારે સૈન્ય ઉતાર્યું.

ઑગસ્ટ મહિનાની કાળરાત્રિએ જ્યારે આકાશમાં ચંદ્રમા નહોતો ઊગ્યો ત્યારે અંધારાનો લાભ લઈ અંગ્રેજોએ ૧૬૦૦૦નું સૈન્ય કિનારા પર ઉતાર્યું. અંધારામાં તે ગુપચુપ એક માઈલ સુધી આગળ વધ્યું.

સેનાપતિ સેન્ડર્સને ખબર પડતાં જ તેણે કેનેનઝીસરને મુસ્તફા કમાલની મદદે મોકલ્યો. તેણે સવારના સાડાચાર વાગે ટેકરી ઉપર ચડતા દુશ્મનના સૈન્ય ઉપર ભયંકર ગોળીબાર કર્યો પણ તે ઘવાયો.

બરાબર એ જ વખતે સુલવાના ઉપસાગર આગળ અંગ્રેજોની મોટી સેના સહિસલામત રીતે કિનારે ઊતરી. સેન્ડર્સે દુશ્મનોના કટકની આ લાંબી હાર જોઈ. તેનું ભયંકર પરિણામ તે ક્ષણવારમાં પામી ગયો. તુરત જ તેણે પોતાની બે અનામત રેજિમેન્ટોને હોજા ચેમેનની ટેકરી ઉપર મોકલી, અને વધુ મદદ માટે ઉત્તર તરફ અને એશિયાઈ તુર્કી તરફ સંદેશવાહકો દોડાવ્યા.

આઠમી તારીખે અંગ્રેજોએ ચનાક બાયરની ટેકરીનો થોડો ભાગ કબજે કર્યો. મુસ્તફા કમાલે તેનો જબરદસ્ત સામનો કર્યો પણ તેને પાછા હટવું પડ્યું. તેનો સ્ટાફ ડરી ગયો, બધાએ પાછા ફરવાની સલાહ આપી. તેમનો મોરચો તૂટી ગયો. તેમનું કેંદ્ર દુશ્મનોના હાથમાં ગયું.

પણ મુસ્તફાના પેટનું પાણી હલ્યું નહિ. તેના મુખ ઉપર લડાયક યોદ્ધાની શાંતિ અને મક્કમતા હતાં. જરાયે ગભરાયા વગર ગોળીઓની સનસનાટી વચ્ચે જઈને તે નિર્ભયપણે ઊભો રહ્યો–સ્થિર અને અચલ! તેના આ પગલાને લીધે આસપાસના સિપાહીઓને પ્રેરણા અને હૂંફ મળ્યાં. તેણે મુર્દામાં પ્રાણ પ્રગટાવ્યા. ફરીવાર તેની આસપાસ સૈન્ય એકત્રિત થયું અને તેણે દુશ્મનો સામે ટક્કર ઝીલી.

સેનાપતિ સેન્ડર્સ અત્યંત અકળાયો હતો. દુશ્મનોના હુમલા ઉપર હુમલા તેને મૂંઝવતા હતા. મદદ માટે તેણે આખો દિવસ તાર પર તાર કર્યા, સંદેશવાહકો દોડાવ્યા, ફોન દ્વારા ખબર મોકલ્યા પણ બધું જ નિષ્ફળ. તે અકળાતો હતો, ગુસ્સે થતો હતો. આખરે તેણે મુસ્તફા કમાલને બોલાવ્યો ને કહ્યું :

'આ બધા સૈન્યને એકત્ર કરી તેનો એક જબરદસ્ત મોરચો બનાવવાનો મેં નિર્ણય કર્યો છે. મારી ઇચ્છા છે કે તમે જ આની સરદારી સ્વીકારો.'

મુસ્તફા જરાયે ખચકાયો નહિ કે પ્રશ્ન પૂછવા જેટલો તેણે વિલંબ કર્યો નહિ. મોટા કામની જવાબદારી તે સમજતો હતો. ભયંકર જોખમો વચ્ચે તેની શક્તિ ઓર ખીલી ઊઠતી. જરાયે આનાકાની વિના તેણે આખું લશ્કર સંભાળી લીધું અને શત્રુ સામે ટક્કર ઝીલવા તેણે તુરત જ મોરચો બાંધવાનું કામ શરૂ કર્યું. તેના સારા નસીબે બુલેરથી ફેવજીની સરદારી નીચે એક સૈન્ય ત્રીસ માઈલની ઝડપે કૂચ કરતું આવી પહોંચ્યું હતું. ઓછામાં ઓછો આરામ આપી તેને પણ મુખ્ય મોરચામાં જ ગોઠવી દીધું.

એ જ રાત્રે અંગ્રેજોનો સેનાપતિ કર્નલ હેમિલ્ટન આવી પહોંચ્યો હતો. તેણે હુમલો કરવાનો હુકમ આપી દીધો. બંને પક્ષોએ સામસામે એકી સાથે હુમલા કર્યા. બંનેએ બરાબર ટક્કર ઝીલી. પણ મુસ્તફાની કુનેહ અને બહાદુરીને લીધે અંગ્રેજો એક ઇંચ પણ આગળ વધી શક્યા નહિ. મુસ્તફાએ બાજી મારી લીધી. તેણે એક અગત્યનો મોરચો શત્રુના હાથમાં જતાં બચાવ્યો હતો.

પણ ચનાક બાયરના મોરચા ઉપર પરિસ્થિતિ અત્યંત વિકટ હતી. તુર્કોની સેના થાકીને લોથપોથ થઈ ગઈ હતી. દુશ્મનોની ભયંકર અગ્નિવર્ષાએ તેમનાં હૃદય ભાંગી નાખ્યાં હતાં. ઠેર ઠેર મહાભયનું અને નિરાશાનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. તુર્કી સૈન્યના સેનાપતિએ મુસ્તફાને ફોન કર્યો 'માણસો થાકી ગયા છે. વધારે વખત તેમને લડાવી શકાય તેમ નથી. જલદી મદદે આવો. વિલંબ થશે તો સેના ડરીને નાસી જશે.'

'ફિકર નહિ,' મુસ્તફાએ ફોનથી જવાબ આપ્યો. તેનો અવાજ શાન્ત, ઠંડો અને હિંમતભરેલો હતો, 'માત્ર ચોવીસ કલાક ગમે તેમ

કરીને ટકી રહો, એટલામાં અહીં આનાફાર્તા પાસે બધી વ્યવસ્થા ઠીક કરી લઉં. તમારી આગળ થોડા જ વખતમાં હું આવી પહોંચીશ અને ત્યારે બધું જ બરાબર કરી દઈશ.'

બરાબર રત્રિના ચાર વાગે મુસ્તફા ચનાક બાયર પહોંચ્યો. તે જાતે જ ખાઈની બહાર જઈને ઊભો. એ વખત દુશ્મનોએ તેના ઉપર ગોળી તાકીને છોડી. તેના સ્ટાફે તેમને સંભાળી રાખવા વિનતિ કરી, પણ તે તો ન્યૂઝીલેન્ડના મોરચા સુધી સીધો પહોંચી ગયો, તેના આખા પ્રદેશનું ધ્યાનપૂર્વક અવલોકન કર્યું અને પછી કોઈપણ જાતના રક્ષણ વિના ખુલ્લામાં ચાલીને પાછો ફર્યો. તેણે જોયું કે ચનાક બાયર ઉપરથી ન્યૂઝીલેન્ડને બળજબરીથી હઠાવી દેવામાં નહિ આવે તો લડાઈને અંતે પરાજય ચોક્કસ છે.

આખી રાત તેણે તૈયારી કરી. સેન્ડર્સે તેની મદદે એશિયા તરફથી આવેલી ૮મી ડિવીઝન મોકલી હતી. તેણે ૧૯મી ડિવીઝનમાં ત્રણ બેટાલિયનો ઉમેરી દીધી હતી. મુસ્તફાએ પોતાના સિપાહીઓને ખાઈ-ઓની અંદર જેટલી ઓછી જગા રોકી શકાય એટલી ઓછી જગામાં બધાને એકઠા કર્યા. એક બીજાના આટલા નજીકના સંસર્ગને લીધે તેમનામાં હિંમત આવતી. તે આ બધામાં હસતો હસતો ઘૂમતો. પોતાનો સ્વભાવ મીઠો બનાવી દઈ, સૈનિક જેવો સૈનિક બની, સૌમાં એ ભળી જતો. ફરી તે આનંદમાં આવી ગયો હતો, કારણ કે તે યુદ્ધ ખેલતો હતો.

'જલદી આગળ ન વધતા, બચ્ચાઓ.' તે કહેતો. 'બહુ ઉતાવળ ન કરશો, આપણે બરાબર ચોક્કસપણે ખરી મિનિટ પસંદ કરશું. પછી હું બહાર નીકળીશ. જ્યારે હું હાથ ઉઠાવું ત્યારે તમારા બેયોનેટ બહાર કાઢી બંદૂકમાં ભરાવી દેજો અને તુરત જ મારી પાછળ દોડ્યા આવજો.'

તેણે એકેએક સામાન્ય તુર્કી સિપાહીમાં પ્રાણ ફૂંકી દીધો. કોઈ

નવું જ જોશ તેમનાં દિલમાં ભરી દીધું. હવે તેઓ તેની પાછળ જહન્નમમાં જવા પણ તૈયાર હતા.

તેમની સામે દુશ્મનના દળમાં થાકેલા પણ બહાદુર ન્યૂઝીલેન્ડરની જગાએ વિલ્ટશાયર ને લેંકેશાયરની બે નવી ટુકડીઓ આવી હતી.

પ્રભાત પહેલાં તો તુર્કોની દરેક તોપ–બંદૂકમાંથી દુશ્મનોના મોરચા ઉપર ગોળીઓનો વરસાદ કેંદ્રિત કરવામાં આવ્યો. સવારના ત્રણ વાગે મુસ્તફા ખાઈમાંથી બહાર નીકળી પડ્યો અને આગળ ચાલ્યો. અંગ્રેજોએ તેની ઉપર ગોળીઓ છોડી. એક ગોળીએ તેના ઘડિયાળનો ભુક્કો ઉડાવી દીધો, પણ તે બચી ગયો. જો તે વખતે તે ઘાયલ થયો હોત તો હુમલો કરી શક્ત નહિ–તુર્ક લોકો આગળ વધવાની જ ના પાડી દેત.

ગોળીઓનો વરસાદ બંધ પડ્યો. એક મિનિટ મુસ્તફા મેદાનના અધિપતિ જેવો–એકલો ઊભો, સર્વસત્તાધીશ, અડગ અને અજેય! પછી તુરત જ તેણે હાથ ઊંચો કર્યો અને આગળ વધ્યો. એક ભયંકર અને જંગલી ચિત્કાર સાથે તુર્કીશ લશ્કર ખાઈમાંથી નીકળી તેની પાછળ પાછળ દોડ્યું. યુદ્ધનો લલકાર કરતા સિપાહીઓની ટુકડી પછી ટુકડી જાણે સમુદ્રની ભરતીનાં મોજાં પછી મોજાં ગર્જના કરતાં કિનારા ઉપર ધસતાં હોય તેમ બેયોનેટ અને કીરચનો મહાસાગર ઊમટ્યો. તેમણે જોતજોતાંમાં એવો ધસારો કરી દીધો કે બંને ઇંગ્લિશ બેટાલિયનનો ખુરદો બોલાવી નાખ્યો. લેંકેશાયરની ટુકડીને સાફ કરી નાખી અને વિલ્ટશાયરના એક એક માણસને કીરચ વડે વાંધી નાંખ્યો. ટેકરીની પેલી મેર દરિયાકિનારા સુધીનું મેદાન તુર્કોએ સાફ કરી નાખ્યું. ઇંગ્લિશ નૌકાસૈન્યે તેના ઉપર તોપગોળા છોડ્યાં. એ રાક્ષસી ગોળાઓએ તુર્કોની ભીંસોભીંસ સેનામાં મોટાં ગાબડાં પાડ્યાં. તેઓને પાછા ફરીને ખાઈઓમાં ભરાવું પડ્યું. પણ ચનાક બાયરનું શિખર તો સાફ કરી દીધું હતું. એ મોરચો સુરક્ષિત થઈ ગયો હતો.

* * *

મુસ્તફા કમાલને પાશાની પદવી મળી. બીજા ત્રણ મહિનાઓ સુધી તેણે આનાફાર્તા-ફ્રન્ટ ઉપર સેનાપતિ તરીકે કામ કર્યું. એ ત્રણ મહિનાની લડાઈ ખાઈઓની લડાઈ હતી.

૧૯૧૫ના ડિસેંબરમાં અંગ્રેજોએ આ લડાઈ બંધ કરી ને લશ્કરને પાછું બોલાવી લીધું. એટલે તુર્કોનું લશ્કર પણ ઓછું કરી નાખવામાં આવ્યું. માત્ર ચોકી કરવા પૂરતું જ રાખી બાકીનાને પાછું બોલાવી લેવામાં આવ્યું અને મુસ્તફા કેમાલ પણ ઇસ્તંબૂલ પાછો ફર્યો.

તુર્કસ્તાનનાં વર્તમાનપત્રોએ તેને 'ડાર્ડેનલ્સના તારણહાર અને પાટનગર ઇસ્તંબૂલના રક્ષણહાર' તરીકે નવાજી ભાવભીનો આવકાર આપ્યો. એ નવાજેશમાં તુર્કોની પ્રજાનો જ પ્રતિધ્વનિ હતો.

## ૧૦

ઇસ્તંબૂલની પ્રજાએ મુસ્તફાનું સ્વાગત કર્યું. તેને પાશાનો ઇલકાબ મળી ચૂક્યો હતો અને દેશનાં વર્તમાનપત્રોએ પણ તેને ડાર્ડેનલ્સનો તારણહાર અને ઇસ્તંબૂલનો રક્ષક કહીને સંબોધ્યો હતો. યુદ્ધવિદ્યાવિશારદ તરીકે તેની કીર્તિ જગજાહેર થઈ ગઈ હતી. પોતાની મહત્તાના આ ભાન સાથે મુસ્તફાએ પાટનગરમાં પ્રવેશ કર્યો.

ત્યાં આવતાં જ તેણે રાજકારણમાં ઝંપલાવ્યું. પોતાને ઠીક મોકો મળ્યો છે, જનતા તેની વાત સાંભળવા તૈયાર છે એ જોઈ તેણે જર્મનો વિરુદ્ધ પ્રચારકાર્ય જોરશોરથી શરૂ કર્યું.

સભાઓમાં તેણે ખુલ્લમખુલ્લા જાહેર કર્યું કે 'તુર્કસ્તાન કેવળ તુર્કોને માટે જ રહે. જર્મનોએ તુર્કસ્તાનમાં રહેવું હોય તો શેઠ તરીકે નહિ પણ નોકર તરીકે ભલે રહે. જર્મનીની દોસ્તી તુર્કોને માટે ઘાતક છે. મહાયુદ્ધમાં જર્મની જીતશે તોપણ તુર્કસ્તાનને કાંઈ

નથી મળવાનું. સિવાય નુકસાનનો બોજો.' પોતાનો આ અભિપ્રાય એ સતત રીતે લોકો આગળ અને લશ્કર આગળ જુસ્સાપૂર્વક જાહેર કરતો રહ્યો.

અનવર પણ તેની જર્મનો સાથેની દોસ્તીને લઈને લોકોમાં અળખામણો અને અપ્રિય થઈ ગયો હતો. અનવર-વિરોધી વાતાવરણ લોકોમાં ધીમે ધીમે તૈયાર થઈ રહ્યું હતું. અનવર જાણતો હતો કે તેની જિંદગી સાલામત નથી. તેનો જાન લેવા ખાતર હરહમેશ તેની પાછળ મારાઓ ફરે છે એથી તે હમેશાં સાવચેત થઈને રહેતો. તે આ વખતે તુર્કસ્તાનનો સર્વસત્તાધીશ સરમુખત્યાર હતો. અને મહાયુદ્ધની મહા-આફતમાંથી બચવા માગતા બધા લોકો તેની વિરુદ્ધ હતા.

પણ મુસ્તફા કમાલમાં કૂટ નીતિ પૂરતા પ્રમાણમાં નહોતી. એથી તે પોતાનો અધિકાર બરાબર રીતે જમાવી શક્યો નહિ. સ્પષ્ટ-વાદિતા અને અહંકારને કારણે તે કોઈને ભલું પણ મનવી શકતો નહિ. એથી તે અમલદારોની આંખનું કણું બની ગયો હતો. વળી તેનું લશ્કરી મગજ એટલું બધું ગરમ હતું કે તે કાબૂમાં રાખી શકતો નહિ અને ગમે તેની સાથે તડ ને ફડ કરી બેસતો. આમ તે પોતાનું કામ જાતે જ બગાડી મૂકતો.

પોતાની ફોજી લાયકાતના આધારે હવે તેને યુદ્ધમંત્રી બનાવવો જોઈએ એવી તેની પ્રમાણિક અને સાફ માન્યતા હતી. આ માન્યતા તેણે છુપાવી નહિ.

તે વડાપ્રધાન તલઅતને મળ્યો અને યુદ્ધમંત્રી થવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી. તલઅત પાશાએ તેને આવકાર આપ્યો, માન-પૂર્વક બેસાડ્યો ને તેની વાત ધ્યાનથી સાંભળતો હોય તેવો દેખાવ કર્યો. પછી જ્યારે મુસ્તફા બહાર ગયો ત્યારે તે ખડખડાટ હસી પડ્યો. આ વાતની મુસ્તફાને ખબર પડતાં જ તે ગુસ્સાથી ઊકળી ઊઠ્યો ને બોલ્યો 'હું કદી પણ તેને માફ કરીશ નહિ!'

તે પરદેશમંત્રી નસીમને મળ્યો. જર્મની પ્રત્યેનો તેનો તિરસ્કાર જગજાહેર હતો. એથી મુસ્તફાને પોતાની ઇચ્છા ફળીભૂત થાય એવી આશા હતી. તે નસીમને મળવા ગયો ત્યારે તે કામમાં હતો. તેણે તેને એક રૂમમાં રાહ જોવડાવી કામ પૂરું કર્યા પછી થોડીવારે બોલાવ્યો.

મુસ્તફાને રાહ જોતાં બેસવું પડ્યું એથી તેનું સ્વાભિમાન ઘવાયું હતું. તે ગુસ્સે થયો હતો. ગુસ્સામાં ને ગુસ્સામાં તે બોલી ઊઠ્યો, 'અનવર અયોગ્ય છે. યુદ્ધસમિતિનો આશાજનક અહેવાલ ખોટો છે. જર્મનો હારવાના છે એ ચોક્કસ છે અને તુર્કીનું સત્યાનાશ વળવાનું છે, માટે તમે જવાબદાર માણસ તરીકે આ વસ્તુ ઉપર ગંભીરપણે વિચાર કરો.'

'તમે ઘર ભૂલી ગયા લાગો છો. એક લશ્કરી અમલદાર તરીકે તમારી આ માન્યતા હોય તો યુદ્ધસામતિ આગળ રજૂ કરો. આ તો પરદેશખાતાની કચેરી છે.'

મુસ્તફા ઘવાયો. તે ઊકળીને બોલી ઊઠ્યો. 'યુદ્ધસમિતિ આગળ ફરિયાદ જવું એટલે પેલા નાલાયકો–જર્મનો–પાસે જવું. એ લોકો તો મને કાઢવાનું કાવતરું કરી રહ્યા છે.' આવેશમાં ને આવેશમાં તેણે પગ જોરથી પછાડ્યો અને રૂમ બહાર ચાલ્યો ગયો.

અનવર, તલઅત અને બીજા જર્મનો બધા જ મુસ્તફાથી કંટાળ્યા. આ લપને ગમે તેમ કરીને કાઢવાની તરકીબ તેઓ વિચારવા લાગ્યા.

બરાબર આ વખતે જ અનવરની હત્યા કરવાનું એક કાવતરું ફૂટી ગયું. તેનો ઉદ્દેશ અનવરની જગા મુસ્તફા કમાલને સોંપવાનો હતો. અનવરે આરોપીઓ સાથે સખત હાથે કામ લીધું. તેમને ફાંસી પર ચઢાવી દીધા. મુસ્તફા કમાલ આ કાવત્રામાં સંડોવાયેલો છે કે નહિ તે શોધવા તેણે ખૂબ મહેનત કરી, પણ નિષ્ફળ. તેની ઇચ્છા તો થોડું સરખું પ્રમાણ મળે તો મુસ્તફાને પણ ફાંસીએ

ચઢાવી દેવાની હતી. પણ મુસ્તફા ભલે કૂટ નીતિજ્ઞ ન હોય, પણ મૂર્ખ નહોતો. તેનામાં સતર્કતા અને ચાલાકી ઓછી નહોતી. કૂટ નીતિમાં એને સફળતા મળતી નહોતી એનું કારણ તેની મૂર્ખાઈ નહિ, પણ તેનો અહંકાર, ઉદ્દંડતા અને નિરાડંબરપણું હતાં. અમસ્તો તો તે ઘણો જ ચતુર હતો અને કોઈ દિવસ કોઈ પણ જાળમાં ફસાતો નહિ.

છતાંયે આ કાવતરું બહાર પડી ગયા પછી અનવર પણ મુસ્તફાથી સાવચેત થઈ ગયો. ગમે તેમ કરીને તેને અહીંથી કાઢવાની અનવરે પોતાના મનમાં ગાંઠ વાળી.

તેણે મુસ્તફા કમાલને રશિયાની સરહદ ઉપર કૉકેસસમાં એક સેનાનો સેનાપતિ બનાવી તુરત રવાના કરી દીધો.

રશિયા તો જોરશોરથી આગળ વધી રહ્યું હતું. તુર્કસ્તાનનો કેટલોયે પ્રદેશ તેણે કબજે કર્યો હતો. ત્યાંનો રસ્તો ઘણો જ વિકટ અને જોખમભરેલો હોવાથી તથા પૂર્વ અને દક્ષિણની લડાઈમાં રોકાયેલું હોવાથી તુર્કસ્તાન હજી સુધી રશિયાની ખબર લઈ શક્યું નહોતું.

હજી ગયે વરસે જ અનવરે તેની હમેશની ટેવ મુજબ રશિયાને શિકસ્ત આપવા એક મહાન (?) યોજના બનાવી હતી. તુર્કી સૈન્યના એક લાખ ચુનંદા અને ઉત્તમોત્તમ સિપાહીઓ સાથે તેણે રશિયા ઉપર ચઢાઈ કરવાનો વિચાર કર્યો હતો. પણ તેની બેવકૂફીને કારણે તેણે ત્યાંની ઋતુનો ખ્યાલ કર્યો નહિ. શિયાળાના સખત વાવાઝોડા ને બરફના તોફાનમાં ૮૮૦૦૦ સિપાહીઓ સપડાઈ ગયા. ૩૦૦૦૦નું ઢીમ તો માત્ર એક જગાએ જ ઢળી ગયું હતું. તુર્કીની સૌથી સુંદર સેનાનો અનવરની નાલાયકી અને મૂર્ખાઈને પરિણામે આવો કરુણ અંત આવ્યો!

ત્યારથી એ વિભાગ તરફ તુર્કીનો મોરચો નબળો પડી ગયો હતો. અને રશિયા તેનો બરાબર લાભ લઈ આગળ વધતું જતું હતું. આ વખતે પણ મુસ્તફાને ત્યાં રશિયાનો સફળ સામનો કરવાના ઇરાદાથી

નહોતો મોકલ્યો. કારણ કે દરેકને ખાતરી થઈ ચૂકી હતી કે રશિયાને પાછા હઠાવવાનું કામ મુશ્કેલ જ નહિ પણ અશક્ય છે. આ તો હમણાં હમણાં લડાયક જીતો મેળવીને ખ્યાતિ પામેલા મુસ્તફાની કીર્તિને કલંક લગાડવાના દુષ્ટ હેતુથી જ અનવરે તેને મોકલ્યો હતો. આમ એક કાંકરે બે પક્ષી પડે તેમ હતાં. ઇસ્તંબૂલમાંથી મુસ્તફારૂપી લપ જાય અને રશિયાની લડાઈમાં તેની કીર્તિ પણ ઝાંખી પડે એટલા માટે તેને જે સેના અને સાધનો સોંપ્યાં હતાં તે હદ કરતાંયે વિશેષ ખરાબ હતાં. લશ્કર ખૂબ થાકી ગયેલું અને કંગાલ, અન્નવસ્ત્ર, દારૂગોળો, બંદૂક, રાઈફલ, તોપ, મશીનગન વિગેરેની અત્યંત કમી–જાણે અનવર મુસ્તફાનાં ભૂતપૂર્વ શાનદાર કાર્યો ઉપર અંધારપરદો કેમ નાખવા માગતો હોય !

પણ મુસ્તફા નિરાશ થાય એવો નહોતો. એક કામ હાથમાં લીધા પછી પૂરું કરીને છોડવાની તેની આદત હતી. પોતાની પૂરેપૂરી શક્તિ લગાવીને તેણે સેનાનું ફરીથી સંગઠન કર્યું. લશ્કરી ઇજારદારો અને અમલદારોમાં લાંચ–રુશવતનું ખૂબ જોર હતું. તેમને પકડી પકડીને તેણે સીધા કર્યા. તેણે સચ્ચાઈ, પ્રમાણિકતા વિગેરેનું લશ્કરમાં કડક રીતે પાલન કરાવ્યું. કોઈ બેવકૂફ અમલદાર મુસ્તફાને ખુશ કરવા માટે સોના-મહોરની એક પેટી ભેટ દેવા આવ્યો. મુસ્તફાએ તેને ફાંસીની સજા કરી લશ્કરમાં દાખલો બેસાડયો. આળસુ અને અયોગ્ય લોકો સાથે તેણે સખત હાથે કામ લીધું. ધીમે ધીમે તેની જરીપુરાણી અને નિર્બળ સેનામાં કાયાપલટ થઈ ગઈ. આ સેનાનું આટલું સુંદર અને સુવ્યવસ્થિત સંગઠન કરવામાં મુસ્તફા કમાલના જમણા અને ડાબા હાથસમા કર્નલ ઇસ્મત અને કાઝીમ કરા બકીરનો પણ હિસ્સો હતો. તેઓએ ઇમાનદારી, વફાદારી અને સચ્ચાઈથી મુસ્તફાના એક એક હુકમોનો અમલ કર્યો હતો અને તેના વિશ્વાસનું પાત્ર બન્યા હતા.

રશિયા સાથે હવે આ સૈન્ય ઠીક ઠીક ટક્કર ઝીલતું હતું. એવામાં રશિયામાં ક્રાન્તિની આગ ફાટી નીકળી એટલે રશિયન લશ્કરને સરહદ

ઉપરથી પાછું બોલાવી લેવું પડ્યું. મુસ્તફા કમાલના જબરદસ્ત પુરુષાર્થને અંતે ભાગ્ય તેની મદદે આવ્યું અને તેને એક વધારે જીત મળી. અલ્લાએ અનવર જેવા ઇન્સાનની મેલી કરામત ઉપર પાણી ફેરવી નાખ્યું.

## ૧૧

રશિયન સરહદ ઉપર શાંતિની સ્થાપના થઈ ન થઈ ત્યાં દક્ષિણમાં અંગ્રેજોએ બગદાદ જીતી લીધું અને સીરિયા તથા મેસેપોટેમિયા ઉપર ભયંકર આક્રમણ કરવાની તૈયારી કરવા લાગ્યા. મુસ્તફા કમાલને તુરત જ પાછો બોલવી તેને સીધો સીરિયાના મોરચા ઉપર મોકલી દીધો. આ મોરચાનો મુખ્ય સેનાપતિ તાજો જ આવેલો એક જર્મન હતો. મુસ્તફા કમાલને તેની સાથે પહેલેથી જ બન્યું નહિ. તેની એક એક યોજનાનો મુસ્તફાએ તીવ્ર વિરોધ કર્યો. અનવરની સાથે પણ તેને ફરીથી ઝઘડો થયો, પરિણામે તેણે પોતાનું રાજીનામું આપી દીધું.

જર્મન-સેનાપતિ મુસ્તફા ઉપર ક્રોધે ભરાયો. હુકમભંગ કરવા માટે તેના ઉપર લશ્કરી અદાલતમાં કામ ચલાવવા તે ઇચ્છતો હતો પણ અનવરની હિંમત ચાલી નહિ. મુસ્તફાનું સ્થાન હવે ઊંચું થઈ ગયું હતું. પ્રજામાં અને લશ્કરી અમલદારોમાં તે માનીતો થઈ પડ્યો હતો. આવા માણસને સજા કરવાથી અનવર અને તેના સાથીદારો લોકોમાં ખૂબ અપ્રિય થઈ પડે અને મુસ્તફા એક રાષ્ટ્રપુરુષ તરીકે માન ખાટી જાય એવી તેના મનમાં ઊંડે ઊંડે દહેશત હતી. વળી તે એમ પણ જાણતો હતો, દેશમાં જર્મન-વિરોધી વાતાવરણ તૈયાર થઈ રહ્યું છે એ વખતે જ જો મુસ્તફાને કંઈ સજા થાય તો દેશમાં વિરોધ અને ઉકળાટ પેદા થાય અને મુસ્તફા એ આખા પ્રશ્નને રાષ્ટ્રીય સ્વરૂપ આપી દેશમાં બળવો જગાવે. તેણે મુસ્તફા કમાલને કોકેસસમાં ફરીને મોકલવાનો નિશ્ચય કર્યો, પણ મુસ્તફા કમાલે ત્યાં જવાની સાફ ના

પાડી એટલું જ નહિ પણ તે સીરિયામાં ન રહેતા સીધો ઇસ્તંબૂલ પહોંચી ગયો. અનવર આ અપમાન ચુપચાપ ગળી ગયો. તેણે તેને માંદગીની લાંબી રજા આપી છૂટો કરવાની વિધિ પતાવી.

ઇસ્તંબૂલમાં મુસ્તફા કમાલ પોતાની મા અને બહેન સાથે રહેવા લાગ્યો. પણ થોડા જ દિવસોમાં તે આ પ્રકારના ઘરના બંધિયાર જીવનથી કંટાળી ગયો. સ્ત્રીઓનો સંસર્ગ તે સહન કરી શકતો જ નહિ. વળી તેઓની ચાડી–ચુગલી કરવાની, બીજાના અંગત જીવન ઉપર ચોકી કરવાની અને દરેક નાની મોટી બાબતોમાં ટક ટક કરવાની તેઓની ટેવથી તે કંટાળી ગયો. સ્ત્રીઓની જરૂર તેને માત્ર પોતાની વાસના તૃપ્ત કરવા માટે, પોતાનું દિલ બહેલાવવા થોડા વખત પૂરતી જ હતી. લાંબા સમય સુધી સહધર્મચારિણી તરીકે સ્ત્રીની તેને જરાય જરૂર નહોતી. તેની ઇચ્છા દરેક પ્રકારે સ્વતંત્ર, સ્વચ્છંદી, મુક્તવિહારી રહેવાની હતી. એથી થોડાક દિવસો પછી તે એક હોટેલમાં રહેવા લાગ્યો. હોટેલમાં કિસમ કિસમના માણસો ભેગા થતા. તેમની આગળ અનવરની નાલાયકી અને જર્મનોની લુચ્ચાઈ તથા ચૂસણનીતિ ઉપર લાંબાં લાંબાં પ્રવચનો તે કરતો. અનવરે જોયું કે આ માતેલા આખલાને છૂટોદોર મૂકવો એ પોતાને માટે ભયંકર છે. એથી ગમે તેમ કરીને પણ આ આફત દૂર કરવી જ જોઈએ.

તેણે એક ઉપાય ખોળી કાઢ્યો. ૧૯૧૮માં તુર્કસ્તાનના યુવરાજ વહીદ્દીનને રાજકીય મુલાકાતે જર્મની મોકલવામાં આવ્યા. અનવરે મુસ્તફા કમાલને તેની સાથે મોકલવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તેની પાછળ તેના બે હેતુ હતા. એક તો અહીંથી આ લપ ટળે અને બીજું જર્મની ગયા પછી, જર્મનોનું લશ્કરી સંગઠન અને કાર્યકુશળતા નજરે જોઈને કદાચ તેનો જર્મન–વિરોધી ખ્યાલ ભુંસાઈ જાય. આમ થાય તો અનવરનો પક્ષ ખૂબ બળવાન બની જાય.

મુસ્તફા કમાલ પણ નિષ્ક્રિય જીવનથી ગળા સુધી આવ્યો હતો. તેણે અનવરની સૂચના સ્વીકારી અને જર્મની જવા તૈયાર થયો.

જર્મની જતાં પહેલાં યુવરાજ વહીદ્દીન સાથે તેની મુલાકાત ગોઠવવામાં આવી. એ મુલાકાતથી મુસ્તફા નિરાશ થયો. તેને યુવરાજ તદ્દન સુસ્ત, ખંધાણી, અને ઊંઘણશી જેવો લાગ્યો. તેના મુખ ઉપર જડતા, આળસ અને ભાવશૂન્યતા દેખાતી હતી. મુસ્તફા કમાલને થયું કે આ ગમાર, મૂઢ અને કમઅક્કલ માણસ તુર્કોના પ્રતિનિધિ તરીકે જર્મનીમાં શું ઉકાળશે? જર્મન બાદશાહ ઉપર તે શી છાપ પાડશે? આવા માણસના સાથીદાર તરીકે જવાનું કબૂલ કરવા બદલ તેને પસ્તાવો થયો.

આખરે જવાનો દિવસ નક્કી થયો. ખાસ ટ્રેઈન તૈયાર થઈ. વહીદ્દીન પોતાના રસાલા સાથે આવી પહોંચ્યો. મુસ્તફાની જગ્યા તેના નોકરોની જગા સાથે છેલ્લા ડબામાં રાખવામાં આવી હતી જ્યાં બીજા અમલદારનો સરસામાન પણ પડી રહેતો. પોતાનું આમ અપમાન થતું જોઈ તેના ઉકળાટનો પાર રહ્યો નહિ. ક્રોધથી તે રાતોપીળો થઈ ગયો. આવી રીતે ફસાઈ જવા બદલ તે પોતાની બુદ્ધિ ઉપર શ્રાપ વરસાવવા લાગ્યો.

તુર્કસ્તાનની સરહદ પૂરી થઈ કે તુરત જ મુસ્તફા કમાલને યુવરાજનું તેડું આવ્યું. ગુસ્સાથી ધૂંધવાતો ધૂંધવાતો મુસ્તફા યુવરાજના ખાસ સલૂનમાં તેને મળવા ચાલ્યો. સલૂનમાં પ્રવેશ કરતાં જ તેણે યુવરાજને જોયો અને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. પહેલાનો સુસ્ત, ઊંઘણશી અને ગમાર માણસ અદશ્ય થઈ ગયો હતો અને તેની જગાએ એક ચપળ, બુદ્ધિમાન અને ગંભીર પ્રશ્નોની સમતુલા કરી શકે એવો એક પ્રખર રાજનીતિજ્ઞ તેની દૃષ્ટિએ પડ્યો.

વાત એમ હતી કે વહીદ્દીન ચપળ, ચાલાક અને બુદ્ધિમાન હતો પણ તે કાયર હતો. વરસો સુધી તે સુલતાનનો કેદી હતો. સુલતાન કે અનવર વિરુદ્ધ નાનું સરખું કાર્ય કરવાની પણ તેની હિંમત નહોતી. રખે કાવતરું ફૂટી જશે એટલા ખાતર રાજમહેલમાં તે કોઈની સાથે વાત કરતો નહિ. એટલું જ નહિ પણ પોતે કાંઈ સમજતો નથી એવી છાપ સુલતાન અને તેના અમલદારો ઉપર પાડવા તે હમેશાં મુખ

ઉપર કૃત્રિમ ભાવો ધારણુ કરતો હતો. અને છતાંયે તે રાજકારણના અનેક રંગો અને આંતરપ્રવાહોથી માહિતગાર રહેતો. ઝીણામાં ઝીણી વિગત પણુ તેના ખ્યાલ બહાર નહોતી.

સુલતાન પછી વહીદ્દીન ગાદીએ ન આવે એમ અનવર ઇચ્છતો હતો. આ વાત વહીદ્દીન જાણુતો હોવાથી તે અનવર વિરુદ્ધ કાવતરું કરવાની તક સાધતો હતો. મુસ્તફા અનવરનો કટ્ટો વિરોધી છે એની તેને ખબર હતી. વળી તુર્કસ્તાનમાં મુસ્તફા કમાલ એક અને અજોડ સેનાપતિ હતો એ પણુ તે જાણુતો હતો. અનવર વિરુદ્ધ તેનો ઉપયોગ શા માટે ન કરવો? આખરે તેની બુદ્ધિએ ફેંસલો આપ્યો અને મુસ્તફા સાથે દોસ્તી કરવાનું તેણે ઠરાવ્યું. મુસ્તફા પણુ સારી પેઠે જાણુતો હતો કે નજીકના જ ભવિષ્યમાં આ માણુસ સુલતાન થશે. તેની સાથે જેટલો સંબંધ રાખી શકાય તેટલું તેના લાભમાં જ છે. આમ પોતપોતાના હેતુ સાધવા માટે બંને એક બીજા પ્રત્યે આકર્ષાયા. ટ્રેઈનમાં કલાકો સુધી તેઓ વાતો કરતા. ભવિષ્યની યોજનાઓ કરતા. મુસ્તફા અનવર ને જર્મનોનું કાસળ કેમ કાઢવું તેની યોજના રજૂ કરતો. આમ તેઓનો સંબંધ દિનપ્રતિદિન ઘનિષ્ઠ થતો ચાલ્યો.

જર્મની પહોંચ્યા પછી ત્યાંનાં લશ્કરોની મુલાકાતો લીધા પછી મુસ્તફા કમાલને ખાતરી થઈ કે જર્મન લોકો હારવાના છે. તેણે પોતાનો આ અભિપ્રાય જરાયે છુપાવ્યો નહિ. એક દિવસ કૈસરે આપેલા એક ખાસ ભોજનસમારંભ વખતે તેણે જર્મન સેનાપતિ હિન્ડનબર્ગને સંભળાવ્યું, 'તમારી લડાયક તૈયારી અને શક્તિ વિષે તમે જે અહેવાલ આપ્યો છે તેમાં ઘણા હકીકતદોષો રહેલા છે. દાખલા તરીકે સીરિયન મોરચા ઉપરની તમારી વાત સાવ ખોટી છે. કારણુ કે હું પોતે જ ત્યાંથી બધી પરિસ્થિતિ નજરે જોઈ ને ચાલ્યો આવું છું.' આ અને એવા બીજા પ્રસંગોએ તે સાચી વાત મોઢા ઉપર ચોડી દેતો. એક વખત તુર્ક વિષે કોઇ જર્મન ગવર્નરે ટીકા કરી. મુસ્તફાએ ગુસ્સે થઈને તેને એવી તો સંભળાવી કે તેને માફી માગવી પડી. આમ જ્યારે તે જર્મનીથી પાછો ફર્યો

ત્યારે તેની જર્મન-વિરોધી ભાવના ઘટવાને બદલે ઊલટી વધારે વધી હતી.

પાછા ફરતી વખતે મુસ્તફાએ પોતાનું દ્દષ્ટિબિંદુ વધુ ને વધુ ભારપૂર્વક રજૂ કર્યું.

'જહાંપનાહ! હું તમારા આગળ એક સૂચન રજૂ કરું છું, જો તમે તેનો સ્વીકાર કરશો તો આપણાં જીવન એકતાની કોઈ અતૂટ સાંકળે જોડાશે.'

'હું' વહીદ્દીને માથું હલાવી તેને આગળ બોલવા ઇશારો કર્યો.

'લશ્કરના સેનાધિપતિની માગણી કરો. બધા જર્મન યુવરાજો સેના સંભાળે છે. અનવરે પોતે જ અત્યાર સુધી આ વસ્તુ ન સૂચવી એમાં આપનું અપમાન છે.'

'કઈ સેનાનું?'

'પાંચમી સેનાનું.' મુસ્તફા જાણતો હતો કે ઇસ્તંબૂલ ને તેની આસપાસનો પ્રદેશ આ સેનાના કાબૂ તળે આવતો હતો.

'પછી?'

'મને તમારા સ્ટાફનો મુખ્ય માણસ બનાવો.'

'તેઓ ના પાડે તો?'

'તો જોયું જશે. પણ તમે માગણી કરો જ કરો.'

'ઇસ્તંબૂલ જશું ત્યારે વિચાર કરીશું' એવો ગોળ ગોળ જવાબ આપીને તેણે વાત ટાળી નાખી.

વહીદ્દીન ઘણી જ સાવચેતીથી આગળ વધવા માગતો હતો. તે ફૂંકી ફૂંકીને પગલું માંડવા ઇચ્છતો હતો એટલે બંને જણા એક બીજાથી નિરાશ થયા. ઉપર ઉપરથી તેમની દોસ્તી ચાલુ રહી.

ઇસ્તંબૂલ પાછા ફર્યા પછી તે ખૂબ બીમાર પડ્યો. સોફિયામાં તેને ગુપ્ત રોગ લાગુ થયો હતો. તેની સારવાર એક ઊંટવૈદ્યને હાથે

થતાં દર્દ ઊલટું વધી ગયું હતું. ત્યારથી આ દર્દ તેને અવારનવાર તકલીફ આપતું હતું, પણ મોટે ભાગે તે તેના પ્રત્યે બેદરકાર રહેતો. આ વખતે તેના જક્કી સ્વભાવે દર્દને વધારવામાં ખૂબ ભાગ ભજવ્યો. પોતાના સ્વભાવને અનુકૂળ કામ મળતું તો તે શેતાન પેઠે દિવસ રાત કામ કરતો પણ જો તે નવરો પડતો કે તુરત જ ઇર્ષ્યા, નિરાશા અને નિષ્ફળ ક્રોધ તેને ખાઈ જતાં. તે શિથિલ થઈ જતો અને દુઃખ ભૂલવા માટે તે સુરા અને સુંદરીનું સેવન કરતો. રાતોની રાતો તે આરામ-ચેનમાં ગુજારતો. આ વખતે બીમારીએ પણ તેનાં આ કાર્યોનો બદલો લેવાનો પૂરો નિશ્ચય કર્યો હતો. તેના ગુપ્ત દર્દે મૂત્રાશય સુધી અસર પહોંચાડી હતી. એક મહિના સુધી અતિશય પીડાને લઈને તે કણસતો કણસતો પથારીમાં પડ્યો રહ્યો. પછી મિત્રો અને ડોક્ટરોના આગ્રહથી તે વીએના ગયો. સુંદર સારવાર અને અતિશય આરામ પછી માંડ માંડ તે સાજો થયો. પણ તેના શરીરમાં જરાયે ચેતન નહોતું રહ્યું. મનની અને શરીરની નબળાઈ એટલી બધી વધી ગઈ હતી કે જ્યારે તેને ૧૯૧૮ના જુલાઈમાં ખબર મળી કે સુલતાન મરી ગયો અને તેની જગાએ વહીદ્દીન ગાદીએ આવ્યો ત્યારે પણ તેનામાં કોઈ પણ પ્રકારનો ઉત્સાહ કે જોશ પેદા થયું નહિ.

તેના મિત્રોએ તેને જલદી પાછા ફરવા માટે વારંવાર પત્રો લખ્યા, તાર કર્યા ત્યારે ઘણી જ મુશ્કેલીથી તે ઇસ્તંબૂલ આવવા તૈયાર થયો. રસ્તામાં તેને ઇન્ફ્લુએન્ઝા લાગુ પડ્યો. આખરે પોતાના અજબ મનોબળથી તેણે રોગને દબાવી દીધો ને જુલાઈની આખરે ઇસ્તંબૂલ આવ્યો. આવતાં જ તેણે રાજખટપટમાં ઝંપલાવ્યું.

આ વખતે તુર્કસ્તાનની દુનિયા સાવ નિરાળી જ હતી. 'ઐક્યસંઘ'નો વિરોધી ઇજ્જત પાશા સુલતાનનો મુખ્ય માણસ થયો હતો. અનવરને તેના હોદ્દા ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો હતો. ઉપરથી એમ જણાતું હતું કે વહીદ્દીન અગાઉની યોજના મુજબ કંઈક હિંમત બતાવી રહ્યો છે. પણ વાસ્તવમાં તે કાયર હતો. બુઢાપામાં

મળેલા તખ્તને તે ચોંટી રહેવા માગતો હતો. એટલે કોઈ જોખમ ખેડવાની વાત તેને રુચે એમ નહોતી.

મુસ્તફા આવ્યો. તેનો ભાવભીનો સત્કાર કર્યો. તેને માટે ખુદ પોતે સીગરેટ સળગાવી, તુર્કીના પ્રજાજનને મળતું મોટામાં મોટું માન આપ્યું.

મુસ્તફાએ સીધી મુદ્દાની વાત જ કરી :

'જહાંપનાહે સર્વ સત્તા પોતાના હાથમાં લેવી જોઈએ. જર્મનો હારવાના છે એ નિશ્ચિત વાત છે. આપને તેમની સાથેના કરાર તોડી કાઢી, બીજા નવેસરથી કરારો કરવાની જરૂર છે. નહિ તો સર્વનાશ નજર સામે જ છે.'

'આવો અભિપ્રાય ધરાવનાર બીજા કોઈ અમલદાર છે?' વહીદ્દીને પ્રશ્ન કર્યો.

'એક નહિ પણ અનેક છે, સરકાર!'

'વારુ ત્યારે' એમ કહીને વહીદ્દીને મુલાકાત પૂરી કરી.

એ પછીની મુલાકાતોમાં પણ વાતો ખૂબ થઈ. મુસ્તફા પોતાની બધી જ બુદ્ધિ, શક્તિ અને લાગણી સુલતાનને પોતાની વાત ગળે ઉતરાવવા માટે ખરચી નાખતો. તેની આશા વધતી જતી હતી. એવામાં એક દિવસે સુલતાને તેને રોકડું પરખાવી દીધું અને તેની આશા ભાંગી નાખી.

'મારે શું કરવું તેની તમામ વ્યવસ્થા અનવર અને તલઅત સાથે મળીને નક્કી કરી લીધી છે.'

મુસ્તફા ગુસ્સાથી ઊકળી ઊઠયો, પણ તે લાચાર હતો. તેણે જોયું કે અનવર છૂપો દોરીસંચાર કરી રહ્યો હતો અને આખરે સુલતાનને દબાવવામાં તે ફાવ્યો હતો. મુસ્તફાની બાજી ધૂળ મળી ગઈ.

અનવર ફરીને સાવચેત થયો. ફરીને તેણે મુસ્તફાનો ફેંસલો કરવાનો નિશ્ચય કર્યો.

સુલતાને મુસ્તફા કમાલને બોલાવ્યો. તેની આજુબાજુ જર્મન અમલદારો બેઠા હતા. બાજુના રૂમમાં અનવર વિગેરે હતા.

'આ મુસ્તફા કમાલ એક શક્તિમાન અને બહાદુર સેનાપતિ.' તેણે જર્મનો તરફ ફરીને કહ્યું. 'મને તેની શક્તિમાં પૂર્ણ વિશ્વાસ છે' પછી મુસ્તફા કમાલ તરફ દૃષ્ટિ ફેંકીને તે બોલ્યો. 'હું તમારી નિમણૂક સીરિયાના લશ્કરના સેનાપતિ તરીકે કરું છું. તે મોરચો ઘણો જ અગત્યનો છે. દુશ્મનોના હાથમાં તે ન જાય તેની જવાબદારી તમને સોંપુ છું. હોશિયારીથી કામ લેશો' અને તેણે મુસ્તફાને રજા આપી.

બાજુના રૂમમાં અનવર ને તેના મિત્રોના હાસ્યનો ખડખડાટ કાને પડતો હતો.

મુસ્તફાએ જોયું કે અનવરે બરાબર વેર વાળ્યું. બહાર નીકળતાં તે તેને મળ્યો. 'શાબાશ અનવર! હું તને ધન્યવાદ આપુ છું. આખરે તું જીત્યો. સીરિયામાં નામમાત્રની સેના છે તે હું જાણું છું. ત્યાં મોકલીને તેં ઠીક વેર વાળ્યું' એમ કહીને તે રૂમમાંથી બહાર નીકળ્યો.

એટલામાં એક જર્મન અમલદારે કટાક્ષ કર્યો. 'તુર્ક લોકો ઢોર જેવા છે. તેને લડવાની કશી ગતાગમ નથી. તે માત્ર નાસી જવાનું જ જાણે છે. હું તેના સેનાપતિની કદી ઈર્ષ્યા ન કરું.'

મુસ્તફા કમાલ ગુસ્સાથી લાલચોળ થઈ ગયો. 'હું પણ એક સિપાહી છું, મેં પણ આ સૈન્યમાં સેનાપતિ તરીકે કામ કર્યું છે. તુર્ક સિપાહીઓ કદી નાસી જતા નથી. જો તમે તેની પીઠ જોઈ હશે તો તમે પોતે જ નાસતી વખતે પાછું ફરીને જોયું હશે. તમારી પોતાની કાયરતા છુપાવવા તુર્ક લોકો ઉપર શા માટે દોષનો ટોપલો નાખો છો ?'

મુસ્તફાના અવાજના કંપથી આખા ઓરડામાં શાંતિ છવાઈ ગઈ. એક ક્ષણ તે ડોળા ઘૂરકાવતો ઊભો રહ્યો અને બીજી જ પળે ઉતાવળથી તે રાજમહેલની બહાર નીકળી ગયો.

## ૧૨

મુસ્તફા કમલા સીરિયા પહોંચ્યો. તેને ત્યાંના મુખ્ય સેનાપતિ વૉન સેન્ડર્સના હાથ નીચે કામ કરવાનું હતું. મુસ્તફા કમાલ એક વખત ગેલીપોલીમાં તેના જ હાથ નીચે કામ કરી ચૂક્યો હતો. વૉન સેન્ડર્સ ખૂબ ખુશ થયો.

'તમારા જેવા બહાદુર અમલદારનો સાથ મને મળ્યો એથી મને આનંદ થાય છે' એટલું કહીને મુસ્તફાને તેણે એક મહત્ત્વની સેનાની સરદારી આપી. પૂર્વમાં જાહા બંદરથી માંડીને પશ્ચિમમાં હિજાજ રેલવે-લાઈન સુધી તુર્કી સેનાએ પડાવ નાખ્યો હતો. મુસ્તફાને વચ્ચેનો હિસ્સો સોંપવામાં આવ્યો. તેની નીચે કર્નલ ઇસ્મત અને કર્નલ અલી ફુઆદનાં એમ બે સૈન્ય સોંપવામાં આવ્યાં.

મુસ્તફા કમાલને કૉકેસસમાં જે સેના સોંપવામાં આવી હતી તેની દશા અત્યંત ખરાબ હતી એ આપણે જોઈ ગયા છીએ. પણ અહીંની સેના સાથે તેને સરખાવીએ તો તો એ હજાર દરજ્જે સારી હતી. અહીંની સેનાને વ્યવસ્થિત લશ્કર જ કહી શકાય એમ નહોતું. આખી સેનાની હાલત દયાજનક હતી. કેટલીયે ટુકડીઓમાં દસ ટકા સિપાહીઓ પણ લડવાને લાયક નહોતા. અન્નવસ્ત્રના તો ભયંકર સાંસા, પાણીનો દુકાળ, કીટાણુ અને જંતુઓનો મારો વધતો જતો હતો. અને રેગિસ્તાનની ગજબનાક ગરમી. હજારો સૈનિકો ભૂખમરાથી, ગરમીથી, રોગથી મરતા હતા. સારવાર, દવાદારૂ અને સારા ખોરાકની તો આશા જ નહોતી.

આખીયે સેનામાં એક પ્રકારની નિરાશા, નિરુત્સાહ, મંદતા અને અરાજકતા ફરી વળી હતી. હજારોની સંખ્યામાં સિપાહીઓ લશ્કર છોડીને નાસી જતા. એમને મોરચા ઉપર જ રોકી રાખવા માટે પાછળ તોપો અને મશીનગનો ગોઠવી હતી. જે લોકો ભાગવાનો પ્રયત્ન કરતા તેમને ગોળીથી ઉડાવી દેવામાં આવતા હતા અને છતાંયે મરનારા કરતાં ભાગનારાની સંખ્યા વધી ગઈ હતી!

બીજી બાજુ અંગ્રેજી સેનાની હાલત તદ્દન ઊલટી હતી. એક પછી એક ટુકડી તેમની નજર સામે જ કિનારે ઊતરી રહી હતી. તે ક્યારે હુમલો કરશે તે કહેવાય તેમ નહોતું. તેની સંખ્યા તુર્કી સૈન્ય કરતાં ક્યાંયે અધિક હતી. તેમના સિપાહી મજબૂત, હૃષ્ટપુષ્ટ, તાજા અને તંદુરસ્ત હતા. તેઓ ઉત્સાહ અને જુસ્સાથી ભરેલા હતા. તેમની દરેક પ્રકારની અન્નવસ્ત્રની, હથિયારની, દારૂગોળાની ઉત્તમ સગવડો પૂરી પાડવામાં આવી હતી. તેમની ચિકિત્સાની વ્યવસ્થા પણ ઘણી જ સુંદર હતી. તેમની પાસે જે હથિયારો હતાં તે છેલ્લામાં છેલ્લી પદ્ધતિનાં ને વધારે કારગર હતાં. લડાયક વિમાનો પણ ઘણાં હતાં.

આ ઉપરાંત મક્કાના આરબ લોકો અંગ્રેજો સાથે મળી ગયા હતા. કર્નલ લૉરેન્સ નામના એક સુપ્રસિદ્ધ અંગ્રેજે તેમને ચડાવ્યા હતા. એક શેતાનની પેઠે તેણે આરબો ઉપર કોઈ જાદુની અજબ ભૂરકી છાંટી હતી. તેઓ તારનાં દોરડાં કાપી નાખતા, રેલવેના પાટાઓ ઉખેડી નાખતા, પૂલો બાળી નાખતા, દૂતોને પકડતા અને તુર્કોના તાબાના મુલકનાં ગામડાંઓ લૂંટતા હતા અને લોકોમાં તુર્કસ્તાનની વિરુદ્ધ વિદ્રોહની આગ ફેલાવતા હતા.

પણ મુસ્તફા કમાલ હિંમત હારે તેમ નહોતો. જે કામ બીજાની શક્તિની બહારનું હતું તે કામ પૂરું કર્યા પછી જ તેને છોડવાની મુસ્તફાની આદત હતી. જ્યાં બીજા સેનાપતિ હાથ ધોઈ નાખતા ત્યાંથી મુસ્તફાના કામની શરૂઆત થતી. આ મુશ્કેલીઓનો સામનો કરવા તે કટિબદ્ધ થયો. તેની નસોમાં લોહી ધમધમાટ કરતું દોડવા

લાગ્યું. તેના અભિમાનને પડકાર કરવામાં આવ્યો હતો તે તેણે મરદાનગીને છાજે એ રીતે ઝીલ્યો.

એકવાર ફરીને તે પૂરા જુસ્સાથી કામે લાગ્યો. જીર્ણશીર્ણ થયેલા સૈન્યને ફરી તાલીમ આપી સંગઠિત કર્યું. તેણે એક રાક્ષસની શક્તિથી દિવસ ને રાત કામ કર્યું, પણ આ અતિશય પરિશ્રમને લીધે તેનો પેલો જૂનો રોગ ફરીને ઉપર આવ્યો. તે માંદગીને ખાટલે પટકાયો. મૂત્રાશય ઉપર સોજો ચઢી આવ્યો. સપ્ટેંબરનાં બે અઠવાડિયાં સુધી જ્યારે પ્રતિદિન અંગ્રેજોના હુમલાનો સંભવ જણાતો હતો ત્યારે તે ખાટલે પડ્યો પડ્યો કણુસતો હતો.

સત્તરમી ડિસેંબરે અચાનક ખબર મળ્યા કે ૧૯મી તારીખે અંગ્રેજો એક સૌથી મોટો હુમલો કરવાના છે. મુસ્તફા કમાલે પોતાના સાથીદારો સાથે આ સંબંધી ચર્ચા કરી. સૌને આ ખબર સાચી લાગી. આ જબરદસ્ત હુમલાનો પ્રતિકાર કરવા માટે તે તુરત જ તૈયારી કરવા લાગ્યો. સેનાપતિ સેન્ડર્સને પણ તેણે આ ખબર મોકલ્યા. સેન્ડર્સે આ વાત સાચી માની નહિ. તેણે મુસ્તફાને જણાવ્યું કે મને તો આમાં અંગ્રેજોની ચાલબાજી જ લાગે છે.

પણ મુસ્તફા કમાલને તો ખાતરી જ થઈ ચૂકી હતી કે અંગ્રેજો ૧૯મી તારીખે ચોક્કસ હુમલો કરવાના છે. અમસ્થો તો તે પોતાની ફરજ બજાવી ચૂક્યો હતો. બીમારીને ખાટલે પડ્યા છતાં તેણે આ સમાચાર પોતાના ઉપરી–અમલદારને જણાવી તેને સાવચેત કરી દીધો હતો. છતાંયે તેણે ખાસ તૈયારી કરવાનો હુકમ ન આપ્યો તો થયું! હવે તેને પોતાને ખાસ કાંઈ કરવાની જરૂર નહોતી. અહીં તેનું કર્તવ્ય પૂરું થયું. વળી ખાસ કરીને ભયંકર બીમારીની હાલતમાં તો તેને આરામ ભોગવવાનો હક્ક હતો. પણ તે એક સાચો સૈનિક હતો અને તેના પ્યારા વતન તુર્કસ્તાનનો સાચો સપૂત હતો. તેનામાં દેશભક્તિની ભાવના ભરપૂર ભરી હતી. જ્યારે તેને ખાતરી થઈ ગઈ કે અંગ્રેજો હુમલો કરવાના જ છે તો તે ચુપ-

ચાપ પથારીમાં કેમ પડયો રહે? આવા પ્રસંગે તે અદ્દભુત મનોબળ બતાવી શકતો હતો. તેના શરીરમાં ગજબનો તાવ ભરાયો હતો. મૂત્રાશય અને બીજા ગુપ્ત ભાગોમાં દર્દથી તેને અસહ્ય પીડા થતી હતી. ગરમીનો માર્યો તે અરધો બેહોશ થઈ ને પડયો હતો. તેની ઇચ્છાશક્તિ પ્રબળ હતી. તેણે પોતાની જાત ઉપરનો કાબૂ ખોયો ન હતો. એક પ્રબળ પ્રયત્ન કરીને તે પથારીમાંથી ઊઠયો. તાવ, પીડા, દર્દ બધાંને તેણે દબાવી દીધાં અને અંગ્રેજોના હુમલાનો મુકાબલો કરવા તે કમર કસીને કામે લાગી ગયો.

૧૯ મી તરીખે સવારમાં અંગ્રેજોએ હુમલો કર્યો એક બાજુ તેમણે મુસ્તફાના સૈન્યને રોકી રાખ્યું, બીજી બાજુ તેણે તુર્કીના બધા મોરચા ઉડાવી દઈ તેમની સેનાઓને છિન્નભિન્ન કરી નાખી. સેનાપતિ સેન્ડર્સની લગોલગ આવી પહોંચ્યા અને તુર્કી સેનાને પાછા હઠવાનો રસ્તો બંધ કરી દીધો.

મુસ્તફાએ મામલો વીફરેલો જોયો. તેને લાગ્યું કે આ વખતે હોશિયારીથી નાસી છૂટી પોતાની સેનાને બચાવી લેવામાં જ શ્રેય છે. જીવલેણ લડાઈ કરતો કરતો તે પાછળ ખસતો ગયો, પણ તેના ઘણા માણસો માર્યા ગયા. તેઓ અત્યંત ગભરાઈ ગયા હતા અને નાસભાગ કરવા માંડયા હતા. પોતાના તાબામાં જેટલાને એકઠા કરી શકાય એ બધાને એકઠા કરી પાંચમે દિવસે તેણે યરદૂન નદી પાર કરવાનો નિશ્ચય કર્યો. જ્યારે તેના બધા જ માણસો નદી પાર કરી ગયા ત્યારે છેલ્લી ટુકડી સાથે મુસ્તફા પણ સામે કિનારે આવી પહોંચ્યો. બરાબર એ જ વખતે પાછળથી અંગ્રેજોની સેના તેની બાકી રહેલી સેના ઉપર તૂટી પડી. હજારો માણસો સાફ થઈ ગયા. મુસ્તફા કમાલ માંડ માંડ બચી શકયો. પોતાની સેનાને લઈને તે ત્વરાથી પાછો ફર્યો.

રસ્તામાં તેને અનેક પ્રકારની વિટંબણાઓનો સામનો કરવો પડયો. તેની ચોતરફ રણ પથરાયેલું હતું—સુકકું ભઠ, તપ્ત અને વરાળો નાખતું. અંગ્રેજોની તોપો તેના સૈન્યના પાછલા ભાગ ઉપર ભયંકર

મારો ચલાવતી હતી અને ઉપરથી વિમાનો બેશુમાર બોમ્બનો વરસાદ વરસાવતાં હજારો સિપાહીઓના પુરચે પુરચા ઉડાવતાં મુડદાં ઉપર ગીધ ઊડે તેમ ઊડી રહ્યાં હતાં.

બીકના માર્યા માણસો અહીં તહીં નાસવા માંડ્યા. પણ નાસીનેય જાય ક્યાં ? ઉલમાંથી ચૂલમાં ! ચારે બાજુ અંગ્રેજોએ ઉશ્કેરેલા લૉરેન્સના આરબોનાં થાણું હતાં. તેના હાથમાં આ નાસી છૂટેલા લોકો પડતા તો નિર્દયતાપૂર્વક તેમની કતલ કરી જહન્નમની ખાડીમાં ધકેલી દેતા હતા.

આ બધી મુશ્કેલીઓ અને ભયંકર વિટંબણાઓ વચ્ચેથી મુસ્તફા કમાલ પોતાની નાનકડી સેનાને લઈને હિમાલયની પેઠે માથું ઊંચું રાખીને વીજળીવેગે કૂચ કરી રહ્યો હતો.

કૂચ કરતો કરતો તે દરા સ્ટેશને આવી પહોંચ્યો. ત્યાંથી તે રેલરસ્તે દમાસ્કસ પહોંચ્યો. અત્યંત ઝડપને લીધે તેણે અંગ્રેજોને ખૂબ પાછળ રાખી દીધા.

વૉન સેન્ડર્સે રયાક આગળ નવો મોરચો બાંધવાનો હુકમ કર્યો. પણ સેનામાં એટલો ગભરાટ વ્યાપી ગયો હતો કે મોટા મોટા અમલદારો પણ જીવ લઈને ભાગતા હતા.

એક દિવસે એક અમલદારને મુસ્તફા કમાલે નાસતાં નાસતાં પકડી પાડ્યો.

'તમારા આ કાયર પગલા માટે તમને ગોળીએ દેવા જોઈએ. પણ આ વખતે તમને જવા દઉં છું. અલી પુઆદની નીચે રયાકના મોરચા ઉપર જાઓ.' એટલું કહીને મુસ્તફાએ તેને જવા દીધો.

બીજે જ દિવસે તે રયાકના મોરચા ઉપરથી ભાગી ગયો હતો.

મુસ્તાફાએ જોયું કે આખી સેનામાં આશંક છવાઈ ગયો છે. ગમે તેમ કરીને પણ તેને અટકાવી શકાય તેમ નથી. અને જ્યાંસુધી સૈન્યને ફરીને વ્યવસ્થિત કરી તેનો મજબૂત મોરચો ન ગોઠવાય ત્યાં-

સુધી દુશ્મનનો મુકાબલો કરવો વ્યર્થ છે. આમ વિચારી તે સેન્ડર્સને મળ્યો.

સેન્ડર્સ ખૂબ જ મૂંઝાયેલો દેખાતો હતો. મુસ્તફાએ તેને સૈન્યની પરિસ્થિતિનું હૂબહૂ બ્યાન આપ્યું અને કહ્યું કે 'આ વાતાવરણમાં સીરિયાને બચાવવાનો પ્રયત્ન કરવો એમાં મને તો મૂર્ખાઈ સિવાય બીજું કશું જ દેખાતું નથી.'

'એટલે તમે શું કહેવા માગો છો ?'

'મારું કહેવું એમ છે કે સીરિયાની આશા છોડી દો. અને ઉત્તરનો ૨૦૦ માઈલનો પ્રદેશ છોડી હલબ આગળ આખી સેનાને લઈ જવી. અને ત્યાં આગળ નવો મોરચો તૈયાર કરવો.'

'તમારો અભિપ્રાય બરાબર છે. પણ એમ કરવાને હું પોતે હુકમ આપી શકું તેમ નથી. હું એક વિદેશી છું. આખર સુધી લડ્યા સિવાય તુર્ક સામ્રાજ્યના આવા મોટા વિભાગને દુશ્મનોના હાથમાં સોંપી દેવાની જવાબદારી હું લઈ શકું નહિ. તમે લોકો એમ કરી શકો છો.'

'હું પૂરેપૂરી જવાબદારી સ્વીકારવા તૈયાર છું. મને તો એ સિવાય બીજો એક પણ માર્ગ જ દેખાતો નથી.'

સેનાપતિ સેન્ડર્સે તેની વાત માન્ય રાખી. એટલે મુસ્તફા ઝડપથી આખી સેનાને હલબ સુધી લઈ ગયો. અહીંથી દસ માઈલ ઉત્તરે મુસ્તફા કમાલે તેની સમગ્ર સેનાનો એક લાંબો મોરચો બનાવ્યો. તૂરસ પર્વતની ખીણોમાં થઈને તુર્કીમાં જવાનો આ એક જ માર્ગ હતો. અને તે પણ ખૂબ સાંકડો. મુસ્તફા કમાલે જે નવો મોરચો બાંધ્યો હતો તે આ આખા રસ્તાને ઢાંકી દેતો હતો. અહીંથી ન તો કોઈ દુશ્મન કે ન કોઈ નાસી છૂટનાર સિપાહી આ મજબૂત મોરચાને વીંધીને તુર્કસ્તાનમાં પ્રવેશ કરી શકે એમ હતું.

'અરબસ્તાન, પેલેસ્ટાઈન, સીરિયા વિગેરે આરબ લોકોના મુલક હતા. તુર્કી સામ્રાજ્યમાંથી એ ગુમાવ્યા તો ભલે ગુમાવ્યા. એથી તુર્ક લોકોના માદરે–વતનનો, તેમના જીગરનો કોઈ ટુકડો નહોતો ગુમાવ્યો. હવે તો માદરે–વતનની રક્ષા કરવાની વાત હતી. એક એક તુર્કને પોતાની માતૃભૂમિની રક્ષા માટે લોહી રેડવાનું તે સમજાવી શકશે.'

આવા આવા વિચારો કરતો મુસ્તફા નવા મોરચાને વધારે ને વધારે દૃઢ કરવા માટે તન તોડીને મહેનત કરતો. તુર્કોની નાડીનો તે સૌથી મોટો હકીમ હતો. તુર્કોનાં દિલમાં રહેલી રાષ્ટ્રભાવનાને જગાવવા માટે જ તેણે તુર્કીની સરહદ ઉપર જ આ મજબૂત મોરચો બાંધ્યો હતો.

અને બહાદુરી, નિર્ભિકતા અને સાહસના આ મૂર્તિમંત આદર્શની સામે એક એક તુર્ક સિપાહીએ પોતાનાં શિર ઝુકાવ્યાં. માતૃભૂમિની રક્ષા માટે લોહીનું છેલ્લું ટીપું પણ રેડી દેવાની તેમણે ભીષણ પ્રતિજ્ઞા કરી.

મુસ્તફા કમાલને પોતાની જાતમાં સંપૂર્ણ વિશ્વાસ હતો. પોતાની યોગ્યતાનું એ જૂઠું ઘમંડ નહોતું. તુર્કસ્તાનનું ભાવિ તે જ ઘડી શકે એમ છે એવી તેની શ્રદ્ધા ભવિષ્યમાં સાચી ઠરી. એ વખતના તુર્કસ્તાનના ભાગ્યવિધાતા દ્વારા દેશનું અકલ્યાણ થઈ રહ્યું છે એમ સ્પષ્ટ રીતે તે જોઈ શકતો હતો.

તેણે સુલતાનને તારથી ખબર આપ્યા, 'કોઈ રીતે હજીયે અનવર અને તેના મંડળને પદચ્યુત કરી શકો તેમ છો?' પણ તેના તારનો કંઈ જવાબ મળ્યો નહિ. ઊલટા બીજી જગ્યાએથી તેને એવા સમાચાર મળ્યા કે અનવર, તલઅત અને જમાલની ટણક ટોળી જીવ લઈને નાસી છૂટી છે અને તેની જગાએ જનરલ રઉફ, જનરલ ફોજી વિગેરેનું નવું પ્રધાનમંડળ રચવામાં આવ્યું છે.

૨૬મી ઓકટોબરે અંગ્રેજી સેના તુર્કી મોરચા આગળ આવી પહોંચી. પણ મુસ્તફા કમાલે પોતાની સર્વ શક્તિઓ રેડીને તુર્કી

સૈન્યને તૈયાર કર્યું હતું. તેણે બહાદુરીથી અંગ્રેજોનો સામનો કર્યો. અંગ્રેજી સેનાને પાછા હઠવું પડયું. એટલામાં જ ઇસ્તંબૂલથી હુકમ આવ્યો કે અંગ્રેજો સાથે સંધિ થઈ ગઈ છે. લડાઈ બંધ કરો.' મુસ્તફાના મનની મનમાં જ રહી ગઈ.

સંધિની શરતો પ્રમાણે બધા જર્મનોએ જર્મની પાછા ફરવાનું હતું. વૉન સેન્ડર્સનું મુખ્ય સેનાપતિપદ મુસ્તફા કમાલને મળ્યું. જનરલ સેન્ડર્સે જે વખતે પોતાનો અધિકાર મુસ્તફા કમાલને સોંપ્યો એ વખતનું દૃશ્ય જોવા જેવું હતું. અધિકાર સોંપવાની વિધિ પૂરી થયા પછી મુસ્તફા કમાલે સેન્ડર્સને મિજબાનીમાં આમંત્રણ આપ્યું. બંને એક બીજાના પ્રશંસક હતા. વિદાય વેળાએ જનરલ સેન્ડર્સે કહ્યું:

'મારો તમારી સાથેનો સંબંધ ઘણો જૂનો છે. તમારી કાર્યકુશળતા હું પહેલેથી જ પિછાની ગયો એથી મને ગર્વ થાય છે. આપણી વચ્ચે કેટલીયે વાર ઊંડા મતભેદ થયા છે, પણ એથી આપણી મિત્રતાને જરાયે ઊની આંચ આવી નથી. અમારા પરાજયના આ પ્રસંગે એ વાતથી હું દિલાસો લઈ શકું છું કે આ સૈન્યની લગામ તમારા કાબેલ હાથમાં સોંપી જાઉં છું.'

તુર્કસ્તાન પરાજય પામી ચૂક્યું હતું. પણ મુસ્તફા કમાલ આ કડવો ઘૂંટડો સહેલાઈથી ગળી જાય તેમ નહોતો. દુશ્મનોની સાથે સંધિની નાની મોટી શરતોનું પાલન કરવાના માર્ગમાં તે વિઘ્ન નાખતો ગયો. વિજયી અંગ્રેજો અસ્કન્દરૂના પર કબજો કરવા આવ્યા. મુસ્તફાએ તેમને સંભળાવી દીધું કે 'તમને અધિકાર નથી. અને બળજબરી કરશો તો અમે તેનો ભયંકર સામનો કરીશું.'

વડાપ્રધાન ઇજ્જત પાશાનો ફોન આવ્યો, 'અંગ્રેજો સાથે ઝઘડો નહિ!' મુસ્તફાએ વળતો જવાબ આપ્યો. 'અમે દુશ્મનો આગળ હરગિજ નાકલીટી નહિ તાણીએ. દરેક વખતે નમતું આપશું તો આપણે પૃથ્વીના પટ ઉપરથી ભુંસાઈ જશું.'

મુસ્તફા કમાલે લડાઈની તૈયારીઓ આરંભી. તેણે કિલ્લેબંદી ઊભી કરી અને કેટલુંક સૈન્ય ડુંગરાઓમાં એકઠું કરી ગેરીલા–યુદ્ધની ધમકી આપી.

ઇસ્તંબૂલમાં નવી સરકારની સ્થાપના થઈ. ફતેહી, કેપ્ટન રાઉફ જનરલ ફૌજી વિગેરે પ્રધાનમંડળમાં આવ્યા. ઇસ્મતને પણ ઉપ–યુદ્ધમંત્રી થવા માટે બોલાવ્યો. મુસ્તફાને ક્યાંયે સ્થાન મળ્યું નહિ. તે ખૂબ ગુસ્સે થયો પણ તેની કંઈ અસર ન થઈ.

એવામાં ઇજ્જત પાશાએ તેને તારથી બોલાવ્યો, 'પ્રધાનમંડળ સાથે ઝઘડો થયો છે. તમારી મદદની જરૂર છે. જલદી આવો.'

પોતાના સૈન્યની જવાબદારી બીજાને સોંપીને મુસ્તફા તુરત જ ઇસ્તંબૂલ પહોંચ્યો.

## ૧૩

મુસ્તફા કમાલ ઇસ્તંબૂલ આવ્યો ત્યારે મિત્રરાજ્યોના લશ્કરો તુર્ક–સામ્રાજ્યના મુડદાને ફોલી રહ્યાં હતાં. ઇજિપ્ત, સીરિયા, પેલેસ્ટાઈન, અરબસ્તાન વિગેરે પ્રદેશો તો પહેલેથી જ દુશ્મનોના કબજામાં આવી ગયા હતા. ખુદ તુર્કસ્તાન પોતે બ્રિટિશ સિંહના પંજામાં સપડાયું હતું. સુલતાન અંગ્રેજોના હાથનું રમકડું બની ગયો હતો અને તેઓ જેમ નચાવે તેમ નાચતો હતો. પોલીસ, લશ્કર, દારૂગોળો વિગેરે બધું જ અંગ્રેજોના હાથમાં આવ્યું હતું. તેઓ કિલ્લા તોડી નાખતા હતા, લશ્કર ઘટાડી નાખતા હતા. તુર્કસ્તાનની અંદર અને બહાર જ્યાં જુઓ ત્યાં અંગ્રેજો અને મિત્રરાજ્યોની બોલબાલા હતી.

અંગ્રેજોનો જૂનો દોસ્ત તારીક પાશા તેમની મહેરબાનીથી વડો પ્રધાન બન્યો હતો અને તેમને પૂછી પૂછીને પગલું માંડતો હતો.

ઐક્ય અને ઉન્નતિસંઘનું નામનિશાન નહોતું રહ્યું. અનવર, તલઅત ને જમાલ કાળા સમુદ્રમાં થઈને જીવ બચાવવા નાસી છૂટ્યા હતા. બીજા કેટલાયે અહીં તહીં ભરાઈ ગયા હતા. વિજેતા આગળ તુર્ક પ્રજા માથું ઝુકાવી જીવનના અભયદાનની ભિક્ષા માંગતી હાથ જોડીને બેઠી હતી.

આ દયાજનક સ્થિતિ મુસ્તફાએ નજરે નિહાળી. જર્મનો પ્રત્યે તેને તિરસ્કાર હતો. અને તુર્કસ્તાન ઉપર જર્મનોનો કાબૂ તે સહન કરી શકતો નહિ. પણ તેનો અર્થ એ નહોતો કે જર્મનોને બદલે હવે અંગ્રેજો તુર્કસ્તાનનો કબજો લ્યે અને તુર્કસ્તાન હવે તેમના હાથમાં ઢીંગલું બને.

તેને પોતાના દેશનું અભિમાન હતું. રાષ્ટ્રીયતાનું ગરમ લોહી તેની નસે નસમાં દોડતું હતું. વિજેતા આગળ તેણે પોતાની ગરદન ઝુકાવી નહિ. તેણે આવતાવેંત જ લોકોને જાગૃત કર્યાં, સચેત કર્યાં. ઇજ્જત પાશાની સાથે મળીને તેણે એક મજબૂત રાષ્ટ્રવાદી દળ ઊભું કર્યું.

તુર્કસ્તાનની આંતરિક બાબતોમાં બીજા કોઈ પણ દેશનો હસ્તક્ષેપ મૂંગે મોઢે બરદાસ્ત નહિ કરે એવું આ દળે ઠરાવ્યું. આ વખતે ઇસ્તંબૂલમાં સત્તાભૂખ્યા માણસો ખૂબ ઊભરાયા હતા. અને દરેક જણે પોતપોતાનું મંડળ ઊભું કર્યું હતું. ચોમાસાનાં અળસિયાંની પેઠે આવાં પાર વિનાનાં મંડળો ફૂટી નીકળ્યાં હતાં. પણ બધાં જ બીજાં રાષ્ટ્રોની કૃપાદૃષ્ટિ મેળવી તુર્કસ્તાનની અસ્મિતાની ભિક્ષા માગતાં હતાં. જ્યારે મુસ્તફા કમાલનું એક જ દળ એવું હતું જે તુર્કસ્તાનને પોતાના પગ ઉપર ઊભું રહેતું જોવા માગતું હતું. મુસ્તફાએ કોઈની પાસે દયાની ભીખ માગી નહિ. માત્ર તુર્કસ્તાનના નાના મોટા પ્રત્યેક પાસેથી માતૃભૂમિની રક્ષા માટે—તુર્કસ્તાનની ઇજ્જત માટે—આપભોગની માગણી કરી.

આ વખતે મુસ્તફા કમાલનું સ્થાન ખૂબ ઊંચું થઈ ગયું હતું.

અનવર, તલઅત અને જમાલ જેવા બીજા આગેવાનો જ્યારે પોતાના નાચીજ જીવનની રક્ષાને ખાતર આખા દેશને શત્રુના હાથમાં લૂંટાતો મૂકી ઇસ્તંબુલમાંથી નાસી ગયા હતા ત્યારે એ જ દેશની રક્ષાને ખાતર મુસ્તફા કમાલ પોતાના જીવનની પરવા કર્યા વિના તત્કાળ અહીં દોડી આવ્યો હતો. વળી એક માત્ર સફળ સેનાપતિ તરીકે સારા તુર્કસ્તાનમાં તેની ખ્યાતિ થઈ ચૂકી હતી. રાજનીતિજ્ઞો પણ તેની વાત ધ્યાનપૂર્વક સાંભળતા થયા હતા.

તેણે સૌથી પહેલાં દેશની બેઇજ્જતી કરનાર આ નાલેશીભરી અને અપમાનજનક સંધિનો સ્વીકાર કરનાર પ્રધાનમંડળને બદલવા માટે જોરશોરથી પ્રયત્ન કર્યો.

તે ધારાસભાના સભાસદોને મળ્યો. તેણે તેની આગળ પોતાનું હૃદય ઠાલવ્યું અને તુર્કીની ઇજ્જત બચાવવા દેશદ્રોહી પ્રધાનમંડળને ઉડાવી દેવા સમજાવ્યું. બધા સભ્યો કબૂલ થયા હોય એમ લાગ્યું. પણ મત આપવાનો વખત આવ્યો ત્યારે ફરી બેઠા. 'તેમને લાગ્યું કે મુસ્તફા પોતાના હાથમાં સત્તા મેળવવા માટે આ પેંતરો રચે છે. અધિકાર મળ્યા પછી મુસ્તફા એક એક સભ્યને કાઢી મૂકશે અને પોતાની ઉચ્છૃંખલતા અને મૂર્ખાઈથી આખા દેશને ડુબાવશે. અંગ્રેજો જેવી પ્રબળ પ્રજાનો સામનો કરવો એ મૂર્ખાઈ નહિ તો બીજું શું છે?

આ વિશ્વાસઘાતથી મુસ્તફા ઊકળી ઊઠ્યો. તેનું મોઢું ગુસ્સાથી લાલચોળ થઈ ગયું. તેને લાગ્યું કે આરામપ્રેમી, સ્વાર્થી પામર જંતુઓથી કાંઈ થઈ શકે તેમ નથી. તે સીધો સુલતાન આગળ ગયો. સુલતાન પાસેથી તેણે આશાજનક જવાબની આશા રાખી હતી. તેણે સુલતાન આગળ પોતાનો કેસ રજૂ કર્યો.

'નામદાર, રાષ્ટ્રની ઇજ્જત આજે દુશ્મનોના હાથે લિલામ થઈ રહી છે. અંગ્રેજોની દખલગીરી આપ શા માટે બરદાસ્ત કરી લ્યો છો? તેઓ તુર્કીને નપુંસક બનાવી દેશે. પરાજયનો અસ્વીકાર કરો. આપ

નામદારના હિંમતભર્યા એક જ શબ્દનું ઉચ્ચારણ રાષ્ટ્રમાં આશાની નવી જ્યોત પ્રગટાવશે.'

'હં' વહીદ્દીને પોતાની પુરાણી ટેવ મુજબ માન રાખી તેને આગળ બોલવા સંકેત કર્યો.

'આ નમાલા પ્રધાનમંડળને બદલી તેની જગાએ એક પ્રબળ સરકારની સ્થાપના કરો. અને રાષ્ટ્રદ્રોહી ધારાસભાને વિખેરી નાખો. તેમાં અર્ધા અનવરના ગોઠિયા છે, જેઓ સ્વાર્થી અને લાલચુ છે. બાકીના કાયર બાયલા છે.'

'લશ્કર ઉપર તમારી જબરદસ્ત અસર છે.' સુલતાને તેને અટકાવીને કહ્યું 'લશ્કર મને વફાદાર છે એમ તમે ખાતરીપૂર્વક કહી શકો છો?'

'નામદાર, હું તો હજી હમણાં જ આવ્યો છું એટલે લશ્કરની સ્થિતિથી વાકેફ નથી.'

વહીદ્દીન પોતાના મુખભાવ છુપાવતો હોય તેમ તેણે પોતાની અર્ધ-મીચેલી આંખો વડે ઊંઘતો હોય એવો દેખાવ ધારણ કર્યો.

'હજૂર પાસે બિનવફાદારીની કોઈ ચોક્કસ સાબિતી છે?'

'પણ લશ્કર મને અત્યારે વફાદાર છે અને ભવિષ્યમાં રહેશે?' મુખ ઉપર કંટાળો લાવીને વહીદ્દીને એ જ પ્રશ્ન ફરી ફરીને પૂછ્યો.

'તે વફાદાર નથી અથવા નહિ રહે એવું માનવાને કોઈ કારણ મારી પાસે નથી.'

'ત્યારે લશ્કરને વફાદારીના પાઠ પઢાવવાનું ગંભીર કાર્ય હું તમને સોંપું છું.'

ખરી વાત એ હતી કે સુલતાનને દેશની ઇજ્જત આઝાદી કરતાં પોતાની ગાદીની વધારે પડી હતી. અને તે તો અંગ્રેજોની કૃપા ઉપર નિર્ભર હતી. વળી મુસ્તફા કમાલ જેવા કરડા અને ભયંકર માણસના હાથમાં આવી કટોકટીની પળે લશ્કરનું સૂત્રસંચાલન સોંપી દેવું એ

પોતાને માટે ખતરનાક હતું એમ સુલતાન માનતો હતો. એટલે જ તેણે તેને ગોળ ગોળ જવાબ આપી વિદાય કર્યો.

બીજે દિવસે લોકોના અસંતોષને શાંત પાડવા માટે તેણે ધારસભા બરખાસ્ત કરી. અને રાજ્યની લગામ સંપૂર્ણ રીતે પોતાના હાથમાં લીધી અને દામાદ ફરીદ કરીને તેના એક સગાને વડો પ્રધાન બનાવ્યો.

મુસ્તફા કમાલને સુલતાને જરાયે મોં–મન દીધું નહોતું અને નવા પ્રધાનમંડળમાં તેને દાખલ પણ કર્યો નહોતો છતાંયે ધારાસભાને બરખાસ્ત કરવાના સુલાતાનના પગલા પાછળ મુસ્તફા કમાલનો હાથ હતો એમ લોકોએ માની લીધું. સુલતાનના આ કાર્યથી આખા દેશમાં જબરદસ્ત વિરોધનો વંટોળ ફેલાઈ ગયો. પરિણામે લોકો મુસ્તફા કમાલ ઉપર છેડાઈ પડ્યા. જે લોકો પહેલાં તેને સાથ આપતા હતા, તે તેનાથી જુદા પડી ગયા.

ફરી એકવાર મુસ્તફા નિરાશ થઇને એકલો નિષ્ક્રિય જીવન વિતાવવા લાગ્યો. તેને બધી જગાએથી જાકારો મળ્યો. કોઇએ તેને સ્થાન આપ્યું નહિ. તુર્કસ્તાનની નિરાધાર દશા, વિદેશીઓ દ્વારા તેનું અપમાન અને ઠેકઠેકાણે અંગ્રેજોની દખલંદાજી–આ બધું જોઇને તેનું લોહી ઊકળી ઊઠ્યું. પણ તેણે સબૂરી પકડી હતી. આવી લાચાર અને નિરાધાર દશામાં ખાલી ગુસ્સો વ્યક્ત કરવાનો શો અર્થ હતો ? ઊલટું એથી તો અંગ્રેજોના જાસૂસોને તેને ગિરફતાર કરવાનું બહાનું મળશે. આમ વિચાર કરી તે પોતાની ચકોર આંખે પરિસ્થિતિનું માપ કાઢતો ગુપચુપ બેઠો હતો.

પણ ૧૯૧૯ની શરૂઆતમાં યુરોપની સ્થિતિએ પલટો ખાધો. બધાં મિત્રરાજ્યોની આંતરિક સ્થિતિ ખરાબ થઈ ગઈ હતી. ઇટાલિ, ફ્રાંસ અને ઇંગ્લાંડ વિગેરે દેશોમાં બળવાનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. મિત્રરાજ્યોને પોતપોતાના લશ્કરને ઇસ્તંબૂલમાંથી પાછું બોલાવી લેવું પડ્યું. બીજી બાજુ લૂંટની વહેંચણી કરતાં કરતાં મિત્રરાજ્યો અંદર અંદર

તકરાર કરવા લાગ્યાં. ઇસ્તંબૂલમાં તેઓ છડેચોક એક બીજા સાથે ઝઘડો કરવા લાગ્યાં. આમ વિજેતાઓનો તુર્કી ઉપરનો કાબૂ ઢીલો થયો.

તેમની આ ફાટફૂટનો લાભ દેશભક્ત તુર્ક આગેવાનોએ બરાબર લીધો. રાષ્ટ્રીયતાની ભાવનાનો જુસ્સો તેમણે આખા દેશમાં ફેલાવ્યો. ઇસ્તંબૂલમાં હજી વિજેતાઓનો કડક ચોકી પહેરો હતો. પણ તુર્કીની અંદરના ભાગમાં ખાસ કરીને આનાતોલિયા જેવા પહાડી પ્રદેશોમાં, જ્યાં દુશ્મનોને પહોંચવાનો માર્ગ વિકટ હતો ત્યાં, હથિયારો દારૂગોળો ગુપ્ત રીતે એકઠો થવા માંડ્યો. અને સૈનિકોની ભરતી પણ ઝડપથી શરૂ થઈ ગઈ. ઇસ્તંબૂલમાં પણ ઇસ્મત, ફૌજી, રાઉફ વિગેરે જે લોકોનો વર્તમાન શાસનમાં અવાજ હતો તેમાંના કેટલાક મુસ્તફાના મિત્રો હતા અને બાકીના તેની નીતિને ટેકો આપનારા હતા. આ લોકોએ બળવાની તૈયારી માટે પૈસા, હથિયાર, અને બીજી વસ્તુઓ પૂરી પાડવા માટે છૂપી રીતે શક્ય એટલા તમામ પ્રયત્નો કર્યા. અને ક્રાન્તિના કાર્યમાં થાય તેટલી સહાયતા કરી.

દેશની અંદરના ભાગમાં બળવાની છૂપી તૈયારી ઝડપથી થવા લાગી. મુસ્તફા કમાલ ઇસ્તંબૂલ આવ્યો એ પહેલાં તે જે સૈન્ય પોતાના વિશ્વાસુ માણસને સોંપી ગયો હતો તે વધારે ને વધારે સંગઠિત થઈ રહ્યું હતું. ઠેકઠેકાણે નાનાં મોટાં ક્રાન્તિકારી મંડળો રચાવા લાગ્યાં અને તેઓ સૈનિકભરતી, દારૂગોળો અને હથિયારો એકઠાં કરવાનું કાર્ય કરવા લાગ્યાં. કૉકેસસમાં મુસ્તફા કમાલે પોતાની સેનાનો ચાર્જ પોતાના વફાદાર માણસ કિયાઝીમ કારા બકીરને સોંપ્યો હતો, તે પણ મિત્રરાજ્યોના કાર્યમાં અડચણ નાખવા લાગ્યો. પોતાનું લશ્કર વિખેરી નાખવાની તેણે ના પાડી, એટલું નહિ પણ મિત્રરાજ્યોના એક એક હુકમનો તે છડેચોક ભંગ કરવા લાગ્યો.

ચારે તરફ બળવાની આગ ધીરે ધીરે ગુપ્ત રીતે ફેલાવા લાગી. પરિસ્થિતિ એટલી વિકટ હતી કે દરેક જગાએ સંભાળી સંભાળીને એક એક ડગલું માંડવામાં આવતું હતું. મિત્રરાજ્યોના જાસૂસો ચોમેર ફરતા

હતા અને કાવતરાની કે વિદ્રોહની જરા સરખી ગંધ આવતાં જ તેઓ માણસોને ગિરફ્તાર કરી માલ્ટા મોકલી દેતા.

અત્યાર સુધીમાં કેટલાક તુર્કોને કેદ કરવામાં આવ્યા હતા. મુસ્તફાએ તેમને જેલમાંથી નસાડી મૂકવાનું કાવતરું કર્યું. એ આખું કાવતરું જો કે ફૂટી ગયું પણ મુસ્તફાનો એમાં હાથ છે એવી ગંધ સરખી પણ તેણે આવવા દીધી નહિ. આવી બાબતોમાં તે પહેલેથી જ પાવરધો, હોશિયાર અને ચાલાક હતો. તે જાણતો હતો કે ઉતાવળથી કોઈ કામ પાર પડતું નથી. એથી આવા કામમાં ખૂબ ધીરજ, વિચારપૂર્વકની યોજના અને પૂરતી સાવધાની સિવાય એ કદી હાથ નાખતો નહિ. બીજી બાજુ બહારથી તે એમ બતાવતો હતો કે તેને સુલતાન અને દામાદ ફરીદના અમલ સામે જરાયે વિરોધ નથી.

પણ અંગ્રેજો તો તેને પહેલેથી જ પિછાની ગયા હતા. તેનું નામ અંગ્રેજોની કાળી યાદીમાં નોંધાઈ ગયું હતું. તેઓ તેને ગિરફ્તાર કરી માલ્ટા ટાપુમાં મોકલી દેવાની તજવીજમાં જ હતા. પણ મુસ્તફાનું નસીબ અને તુર્કીનું ભવિષ્ય ઊજળું હતું. વિધિએ તેને માટે કાંઈ બીજું જ નિર્માણ કર્યું હતું.

## ૧૪

આનાતોલિયાથી ખબર આવ્યા કે ‘ઐક્ય અને ઉન્નતિસંઘ’ના માણસોએ બળવો કર્યો છે. સુલતાન અને અંગ્રેજોએ સાથે મળીને નક્કી કર્યું કે આ બળવાની આગ આગળ વધે એ પહેલાં જ તેને બુઝાવી નાખવી જોઈએ. એ માટે મજબૂત હાથે કામ લેનાર માણસની જરૂર હતી. સુલતાને મુસ્તફા કમાલનું નામ સૂચવ્યું. અંગ્રેજોએ અસ્વીકાર કર્યો.

મુસ્તફા તો નહિ જ નહિ. તેનું માનસ જ વિદ્રોહી છે. અરકંદરૂના કબજા વખતે તેણે કડક વલણ અખત્યાર કર્યું હતું.

વડા પ્રધાને અંગ્રેજોને સમજાવ્યા. આનાતોલિયાનો બળવો એ રાજકીય બળવો છે જ નહિ. 'ઐકય અને ઉન્નતિસંઘ'ના થોડા માણસોએ આ તોફાન મચાવ્યું છે. મુસ્તફા જો કે એ સંઘનો સભ્ય છે પણ વાસ્તાવક રીતે તે અનવર અને તેના આ સંઘનો કટ્ટો દુશ્મન છે. તે વફાદારીપુર્વક હુકમનો અમલ બજાવશે. અને થોડા જ વખતમાં વિદ્રોહીઓને સખ્ત હાથે દાબી દેશે. તે એક બહાદુર અને ભલો માણસ છે. તેના ઉપર પૂરો ભરોસો રાખવો જોઈએ. આ કામને માટે એ જ સૌથી વધારે લાયક છે.

પણ અંગ્રેજોને વિશ્વાસ બેઠો નહિ. કેટલાયે દિવસો સુધી આ વાતનો નિકાલ આવ્યો નહિ. કેટલીયે વાર એમ લાગતું હતું કે અંગ્રેજો હમણાં જ તેને ગિરફતાર કરી આ જીવન દેશનિકાલની સજા કરશે. તો કેટલીક વાર એમ પણ લાગતું હતું કે તેઓ સુલાતાનની સૂચના કબૂલ રાખશે. આખરે છેલ્લી વાત સાચી પડી. સુલતાનનો એ. ડી. સી. તો પહેલાં હતો જ. હવે તેને પૂર્વ તુર્કીનો ગવર્નર–જનરલ બનાવવામાં આવ્યો અને ઉત્તરમાં ઇન્સ્પેકટર જનરલ.

મુસ્તફા કમાલે જોયું કે પોતે જે તકની ઘણા વખતથી રાહ જોઈ રહ્યો હતો તે તક આજે તેના હાથમાં આવી છે. સુલતાનના પ્રતિનિધિ તરીકે તે આ બંને પ્રદેશો ઉપર પોતાની લાગવગ જમાવી શકશે. લોકોને અંગ્રેજ વિરુદ્ધ ઉશ્કેરી એક જબરદસ્ત સામનો કરી શકશે અને છેલ્લી પળે તુર્કસ્તાનને–પોતાના માદરે;વતનને–બચાવી શકશે.

તેની નિરાશા અલોપ થઈ ગઈ. તેની નિષ્ક્રિયતા ક્યાંયે નાસી ગઈ. તેનામાં નવી આશા, નવો ઉત્સાહ, નવું ચેતન આવ્યું.

પણ તેણે પોતાનો આ ઉત્સાહ અને આતુરતા છુપાવી સુલતાનને કહ્યું:

'સરકાર, આપ નામદારનો હુકમ ઉઠાવવા સેવક તૈયાર જ છે. પણ આપે જે માટે જવાબદારી મારે શિરે નાખી છે એ જોતાં અધિકારો ઘણા જ ઓછા છે.'

'એટલે ?'

'એટલે એમ કે આવડા જબરદસ્ત બળવાને પહોંચી વળવા માટે મને વિશાળ સત્તા સોંપવી જોઈએ.'

સુલતાને તેની માગણી કબૂલ રાખી અને વફાદારીથી કાર્ય પૂરું કરવાની સૂચના આપી તેને વિદાય કર્યો.

વિરહના દુઃખથી આંસુ સારતી પોતાની બુઝર્ગ માતાની વિદાય લઈ તે તુરત જ બંદર ઉપર પહોંચ્યો. એક દિવસનો પણ તેણે વિલંબ કર્યો નહિ. એક જ દિવસ તે મોડો પડ્યો હોત તો હાથમાં આવેલી સોનેરી તક તેણે ગુમાવી હોત.

કારણ કે એ જ રાત્રે સુલતાનને પોતાના ગુપ્તચરો દ્વારા મુસ્તફાના ઇરાદાની ખબર પડી ગઈ. મધરાતે સુલતાને અંગ્રેજ અમલદારોને ફોન કર્યો 'મુસ્તફાને મોકલવા વિષેનો મારો વિચાર બદલાવું છું.'

પણ મુસ્તફા તો ઇસ્તંબૂલથી નીકળી ચૂક્યો હતો.

બંદરના અમલદાર ઉપર હુકમ છૂટ્યો 'મુસ્તફાને ગિરફતાર કરી તુરત અહીં મોકલી આપો.'

પણ એ વખતની શાસનવ્યવસ્થા અત્યંત ખરાબ હતી. મિત્ર-રાજ્યો વારંવાર તુર્કસ્તાનના રાજ્યવહીવટમાં દરમિયાનગીરી કરતાં હતાં. તુર્કસ્તાનની નાની મોટી દરેક બાબતમાં અંગ્રેજ, ફ્રેન્ચ અને ઇટાલિયન અમલદારો વારંવાર માથું મારતા હતા. જે નાવમાં બેસીને મુસ્તફા જતો હતો તેની તપાસ કરી તેને ગિરફતાર કરવામાં ગોટાળો થયો. વૉરંટની જ્યારે બજામણી થઈ એ પહેલાં થોડા જ કલાકે મુસ્તફા ત્યાંથી નીકળી ચૂક્યો હતો. આમ થોડા જ કલાકમાં તુર્કીની આશા, તુર્કીનું ઉજ્જવળ ભાવિ, ગિરફતાર થતાં બચી ગયું.

આ પ્રવાસમાં તેને એક નવી દોસ્તી થઈ. કર્નલ રેફત કરીને એક ખુશમિજાજ અને વિનોદપ્રિય લશ્કરી અમલદાર હતો. સિવાસની સેનાનો અધિકાર તેને સોંપવામાં આવ્યો હતો. કાળા સમુદ્રની યાત્રામાં

તે બરાબર સાથે રહ્યો. મુસ્તફાએ તેનો સંસર્ગ સાધ્યો. તેની આગળ પોતાનું હૃદય ઠાલવ્યું. રોજ રોજ તે તેની આગળ તુર્કીની કમજોરી, અંગ્રેજોની ઉદ્દંડ નીતિ વિષે અનેક દાખલા દલીલો સહિત વાત કરતો અને દુશ્મનોનો સામનો કરી દેશની રક્ષા કરવાની વાત તેના મગજ ઉપર ઠસાવતો. પોતાના બધા જ વિચારો, આશાઓ, ઇચ્છા, અભિલાષાઓ, વિગેરે તેને જણાવતો અને ભવિષ્યના કાર્યમાં સાથ આપવા તેને સમજાવતો. કર્નલ રાફત એક આનંદી, હસમુખો અને ભલો માણસ હતો. તે ખૂબ બહાદુર હતો. કેટલાયે જંગ તે જીત્યો હતો. હમેશાં સુંદર કપડાંમાં સજ્જ. જ્યારે તે વાત કરતો ત્યારે તેના ચહેરા ઉપર બાળકની નિર્દોષતા અને આંખમાં હાસ્યના ફુવારા દેખાતા.

રાફત એક પણ શબ્દ બોલ્યા વિના તેની વાત ધ્યાન દઈને સાંભળતો ગયો. મુસ્તફા કમાલની લાયકાત, તેની હિંમત અને બહાદુરી અને નેતાગીરીના તમામ ગુણો તેણે તુરત જ પિછાની લીધા. વિદેશીઓને તુર્કસ્તાનની બહાર હાંકી કાઢવા માટે જબરદસ્ત આંદોલન કરવાના મુસ્તફા કમાલના વિચાર સાથે તે પૂરેપૂરો સંમત થયો અને તેણે સાથ આપવાનું વચન પણ આપ્યું. પણ બીજી બાજુ તેણે એ પણ જોયું કે મુસ્તફાની દેશભક્તિની પાછળ તેનો પ્રબળ અહંકાર અને સત્તાની અદમ્ય લાલસા પડી છે. તેને પૂરેપૂરો સહકાર આપવાની સાથે તે છકી ન જાય એટલા માટે તેની ઉપર પાકી નજર રાખવાનો પણ તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો.

સમસૂનના બંદર ઉપર બંને જણ સાથે ઊતર્યા. રાફત ત્યાંથી સિવાસ ગયો અને મુસ્તફા કમાલે ત્યાં આગળ પોતાની છાવણી નાખી. પણ અહીં અંગ્રેજો અને ગ્રીક લોકોનું જોર હતું. તેના ભયથી તુર્ક લોકો થર થર કાંપતા હતા. અહીં બીક છોડીને મુસ્તફાની ક્રાન્તિકારી વાતો સાંભળવા માટે કોઈ આવે તેમ નહોતું. એથી મુસ્તફાએ પોતાનો મુકામ બદલી અમાસિયામાં રાખ્યો અને પોતાનું કામ આરંભી દીધું.

છ મહિનાના બંધિયાર વાતાવરણમાં રહ્યા પછી પહેલી જ વાર મુસ્તફાએ છુટકારાનો દમ ખેંચ્યો. છ છ મહિના સુધી અંગ્રેજોની તીક્ષ્ણ નજર નીચે તે તુર્કીના અપમાનનો કડવો ઘૂંટડો ચુપચાપ ગળી રહ્યો હતો. છ છ મહિના સુધી તેની આંખ સામે પોતાની માતૃભૂમિ દુશ્મનોની એડી તળે છુંદાતી હતી. છ છ મહિના સુધી તેણે સુલતાન, પ્રધાનો અને રાજાઓને અંગ્રેજોને ચરણે શિર ઝુકાવતા જોયા હતા. પણ તેનો ઉપાય નહોતો. તે લાચાર હતો. હવે તેનું બંધન શિથિલ થયું હતું. તેને મુક્ત વાતાવરણ મળ્યું હતું એટલે પૂરા જુસ્સાથી તે કામ કરવા લાગ્યો.

ટેલીફોન અને તારા દ્વારા તેણે દેશના ખૂણે ખૂણેથી રાજકીય સ્થિતિના ખબરો મંગાવ્યા અને આખી પરિસ્થિતિનો ઝીણવટથી અભ્યાસ કર્યો.

તેણે જોયું કે દુશ્મનોએ તુર્કસ્તાનને વીંખી નાખ્યું છે. આખા દેશમાં મરદાનગી મરી પરવારી છે. દેશની લડાયક શક્તિ તદ્દન ક્ષીણ થઈ ગઈ છે. લશ્કરોને વિખેરી નાખવામાં આવ્યાં છે. વ્યવસ્થિત સેનાનું નામનિશાન ભૂંસી નાખ્યું છે. લશ્કરી ટુકડીઓ માત્ર નામની જ બાકી રહી છે. તેમનાં અસ્ત્રશસ્ત્ર છીનવી લેવામાં આવ્યાં છે. જે ટુકડીઓ બચી છે તેમની વ્યવસ્થા અત્યંત ખરાબ છે. માત્ર પૂર્વમાં કાજિમ કારા બકીરની સેના સારી હાલતમાં છે. પણ બીજી બાજુ સ્મર્ના તરફ યુનાનીઓના છૂટાછવાયા હુમલા ચાલુ છે. અને પેલી મેર પહાડોમાં કેટલાક દેશભક્ત ક્રાન્તિકારીઓ બહાદુરીથી લડતા લડતા દેશની લાજ રાખી રહ્યા છે. તેમની આગેવાની જેણે તાજેતરમાં જ પ્રધાનમંડળમાંથી રાજીનામું આપી દીધું છે એવા રાઉફ નામના નૌકાસૈન્યના એક સેનાપતિએ લીધી છે.

મુસ્તફા કમાલને લાગ્યું કે લશ્કરી સેનાપતિઓની સહાય વિના આ મહાભારત કામ પાર પાડવું અશક્ય છે. તેણે રાફત, રાઉફ અને અંગોરાથી અલી ફુઆદને બોલાવ્યા. અને ચારેએ મળીને ગુપ્ત મંત્રણા કરી.

ચારેએ મળીને બળવો કરવા માટે એક આબાદ યોજના ઘડી કાઢી. દરેકને એક એક વિભાગ સોંપવામાં આવ્યો. સારાયે બળવાની આગેવાની મુસ્તફા કમાલને સોંપવામાં આવી.

મુસ્તફા કમાલે એક બીજી યોજના રજૂ કરી. 'સુલતાન અને તેની સરકાર દુશ્મનોના હાથમાં સપડાઈ ગયાં હોવાથી આપણે અનાતોલિયામાં એક નવી સરકાર સ્થાપવી જોઈએ.'

આ યોજના તરફ બધા શંકાની નજરે જોવા લાગ્યા. રાઉફ પોતાના દેશની રક્ષા કરવા માગતો હતો, પણ સુલતાન અને ખલીફાના અધિકારો ઉપર તરાપ એ સાંખી લ્યે તેમ નહોતો. અલી ફુઆદ ખૂબ ચતુર હતો અને મુસ્તફાને સુકાનદાર મૂકવા માગતો નહોતો. રાફત તો મુસ્તફાની અધિકાર–લોલુપતા ઉપર બરાબર નજર રાખતો હતો. વળી તે મુસ્તફા કમાલની પેઠે નાસ્તિક નહોતો. તે જાણતો હતો કે મુસ્તફા કોઈ પણ પ્રણાલિકામાં માનતો નથી. અને તેના હાથમાં સત્તા આવ્યા પછી તે કોઈની પરવા નહિ કરે.

મુસ્તફાએ પોતાની સમજાવવાની તમામ શક્તિ અને કળા તેની આગળ ઠાલવી. આખરે મુસ્તફાની પ્રખર ઇચ્છાશક્તિ આગળ તેમને નમવું પડ્યું. તેમણે ઠરાવ કર્યો, સિવાસમાં તુરત જ એક કોંગ્રેસ બોલાવવામાં આવે. તુર્કસ્તાનના ખૂણેખૂણેથી પ્રતિનિધિઓને આમંત્રણ આપવામાં આવે. આખી યોજના તેમની આગળ મૂકવી અને તે મંજૂર કરે એ પછી જ આગળ પગલું ભરવું. એટલા વખતમાં કાજિમ કારા બકીર વિગેરે કેટલાયે સેનાપતિઓ પાસેથી મુસ્તફા કમાલ તેમના સહકારનાં વચનો મેળવી ચૂક્યો હતો. આમ મુસ્તફા કમાલ લડતનો પહેલો વ્યૂહ જીત્યો.

મુસ્તફા કમાલે હવે કોંગ્રેસની બેઠક માટે જોરશોરથી પ્રચાર કર્યો. તે ગામડે ગામડે ભટક્યો, વર્તમાન શાસનથી અસંતુષ્ટ થયેલા લોકોને તેણે એકઠા કર્યા. વિખેરી નાખેલી સેનાનું તેણે ફરી સંગઠન કરવા

માંડ્યું. ઠેકઠેકાણે ઘૂમી ઘૂમીને તે પોતાની આગઝરતી જબાનમાં ભાષણો આપી લોકોને બેઠા કરવા લાગ્યો. તે કહેતો:

'તુર્કી, આપણું વહાલું વતન, આજે પરદેશીઓની લોખંડી એડી તળે છુંદાઈ રહ્યું છે. અંગ્રેજોએ આપણા દેશને પાયમાલ કર્યો છે. ખુદ સુલતાન, આપણા પ્યારા સુલતાન, એમની જાળમાં ફસાઈ ગયા છે. આપણા ખલીફા, આપણા મજહબના રક્ષક, આજે એ દુષ્ટોના કેદી બન્યા છે. એમના ફરમાનથી, એમના હુકમથી, આજે હું તમારી આગળ ક્રાન્તિની વાત કરવા આવ્યો છું. બહાદુર તુર્કો તુર્કીની રક્ષા માટે ઊભા થાવ. આખા દેશમાં બળવાની પ્રચંડ આગ ફેલાવો, એ વિદેશીઓને ભસ્મીભૂત કરી તુર્કીમાંથી હાંકી કાઢી, સુલતાનની, ખલીફાની રક્ષા કરો. આપણી માબહેનોની ઇજ્જત માટે, આપણા કુટુંબ-કબીલાની રક્ષા માટે, આપણા દેશની આઝાદી માટે ઊઠો, લડો, મરી ફીટો, કુરબાની કરો અને દુનિયામાં ડંકો વગાડી જાહેર કરી દો કે તુર્કીની ઇજ્જત માટે એક એક તુર્ક તેનાં બાળબચ્ચાં સહિત આખર સુધી લડશે ને લોહીનું છેલ્લું ટીપું નિચોવી તુર્કીના ગુલઝારને ખીલવશે.'

મુસ્તફાની પ્રખર વકતૃત્વશક્તિએ સૂતેલાને જગાડ્યા, મુર્દામાં પ્રાણ પૂર્યા. ગામડે ગામડે તેણે સમિતિઓ સ્થાપી. ગામડે ગામડે પોતાના પ્રતિનિધિઓ નીમ્યા અને જોરશોરથી કામ આગળ ધપાવ્યું.

સ્મર્નામાં યુનાનીઓએ તુર્કોની કતલ કરી હતી. બાલબચ્ચાં અને સ્ત્રીઓને પણ તેમણે છોડ્યાં નહોતાં. ઘરોમાં આગ લગાવી હતી. આ બધી હકીકતો તે ગામડાંની પ્રજા આગળ મૂકતો અને તેના દિલમાં વૈરની, દ્વેષની, બદલાની ભાવના પ્રગટાવતો.

પૂર્વમાં તેનું કામ ખૂબ જ સહેલું થઈ ગયું. કોકેસસમાં અંગ્રેજોએ એક આર્મિનીઅન પ્રજાતંત્ર ઊભું કર્યું હતું અને તેમાં તુર્કસ્તાનનો થોડો વિભાગ જોડી દીધો હતો. તુર્કો આથી ધૂંધવાતા તો હતા જ. મુસ્તફાએ ત્યાં જઈને બળતામાં ઘી રેડ્યું. તેઓ બધા

મુસ્તફા કમાલના ઝંડા નીચે એકત્ર થયા. કાજિમ કારા બકીરે પણ તેને આ પ્રદેશમાં ખૂબ સહાય કરી.

ધીરે ધીરે મુસ્તફા કમાલના ક્રાન્તિકારી ઝંડા નીચે અસંખ્ય માણસો એકત્ર થવા લાગ્યા. અંગ્રેજો અને ફ્રેન્ચોનાં શસ્ત્રાગારો ઉપર અચાનક છાપો મારી હથિયારો લૂંટી તેઓ પહાડમાં નાસી જવા લાગ્યા. મુસ્તફાએ પણ સુલતાનના પ્રતિનિધિ તરીકે બધે હુકમો છોડી દીધા, 'સુલતાનનો આદેશ છે, અંગ્રેજોને હથિયારો સોંપવામાં ઢીલ કરો, લશ્કરને વિખેરવાની આનાકાની કરો, ગામડાંમાં અને શહેરોમાં સમિતિ સ્થાપો, ભરતી કરો, ફંડ એકઠું કરો, નાકરની લડત શરૂ કરી દુશ્મનના કબજામાં જતી એક એક પાઈ બચાવો.'

આ સમાચારો વીજળીવેગે ઇસ્તંબૂલ પહોંચ્યા. અંગ્રેજોએ સુલતાનને ધમકાવ્યો. તેણે મુસ્તફા કમાલને તારથી હુકમ આપ્યો. 'જલદી પાછા આવો.' મુસ્તફાએ જવાબ આપ્યો:

'અંગ્રેજોને હાંકી કાઢવા માટે તેમનો ભયંકર મુકાબલો કરવા દેશ આખો કટિબદ્ધ છે, શસ્ત્રસજ્જ છે. તે ઇચ્છે છે કે આપ તેમની સરદારી સ્વીકારો.'

સુલતાન અકળાયો. તેણે મુસ્તફાને પાછા આવવા ફરી તાર કર્યો.

જવાબમાં તેણે તાર કર્યો 'જ્યાંસુધી તુર્કસ્તાન આઝાદ નહિ થાય ત્યાંસુધી હું અહીં જ રહીશ.'

સુલતાન રાતોપીળો થઈ ગયો તેણે મુસ્તફા ઉપર કટુવા વરસાવી. તેણે તેને ગવર્નર–જનરલપદેથી છુટ્ટો કર્યો અને તેનો હુકમ ન માનવા તેણે બધી જગ્યાએ સરકારી અમલદારોને જણાવી દીધું.

મુસ્તફા કમાલે પોતાના સહાયકો, મિત્રો, લશ્કરી અમલદારો વિગેરેને એકઠા કર્યા. અને સારીયે પરિસ્થિતિ તેમની આગળ રજૂ કરી.

'દેશમાં ભયંકર કટોકટીની પળ આવી ચૂકી છે. મધ્યસ્થ સરકાર અને સુલતાન આપણને ટેકો આપવાની ના પાડે છે. એટલું જ નહિ

પણ આપણો સામનો કરશે. કદાચ દેશ આખાએ કદી ન જોયેલી એવી આંતરિક લડાઈ (સિવિલ વૉર) થાય. આપણે આપણા બળ ઉપર જ ઝૂઝવાનું છે. જબરદસ્ત બલિદાનની તૈયારી કરવાની છે. એક વખત નક્કી કર્યા પછી પ્રાણાન્તે પણ પાછા હઠાય નહિ એ જોજો. વખત એવો આવ્યો છે કે આપણે બધા એક થઈને કામ કરીએ. તમે હવે તમારો આગેવાન ચૂંટી કાઢો, જે આખા બળવાનું સંચાલન કરે. ક્રાન્તિની સફળતા માટે તે એક અનિવાર્ય શરત છે. તમે જો મને પસંદ કરશો તો તમારે મારી પેઠે જ ભયંકર મુસીબતો બરદાસ્ત કરવી પડશે. હું હવે માત્ર એક સામાન્ય નાગરિક છું. થોડા જ વખતમાં મને બળવાખોર તરીકે જાહેર કરવામાં આવશે ને મારા માથા સાટે ઇનામ જાહેર કરવામાં આવશે. મારી સરદારીની એક જ શરત છે અને તે એ છે કે તમારે મારા હુકમોનું સંપૂર્ણપણે પાલન કરવું પડશે—જાણે હજી પણ તમારો હું લશ્કરી સેનાપતિ હોઉં તેમ.’

બધાએ એક થઈને કામ કરવાની અને આખર સુધી ટકી રહેવાની તૈયારી બતાવી. તેમણે મુસ્તફા કમાલની આગેવાની સ્વીકારી માત્ર એક જ શરત રાખી અને તે એ કે સુલતાનને ઊની આંચ આવવી જોઈએ નહિ.

આ શરત પાળવાનું મુસ્તફા કમાલે વચન આપ્યું.

## ૧૫

મુસ્તફા કમાલે સિવાસની કૉંગ્રેસ માટે પ્રતિનિધિઓને તારથી નિમંત્રણો મોકલ્યાં.

‘અત્યારે દેશ આફતમાં છે. દુશ્મનોએ પોતાનો ભરડો વધારે સખત કર્યો છે. સુલતાન અને તેની સરકાર તેમની જાળમાં ફસાઈ ગયાં છે. રાષ્ટ્રની આઝાદી જોખમમાં આવી પડી છે. જનતાની તાકાત અને

તેના લોખંડી નિશ્ચય વડે જ માત્ર તેની રક્ષા શક્ય છે. આ વસ્તુ ઉપર વિચાર કરવાને માટે સિવાસમાં એક કૉંગ્રેસની બેઠક ભરવાનો નિશ્ચય કર્યો છે. દરેક જિલ્લો પોતાને ત્યાંથી ત્રણ ત્રણ પ્રતિનિધિઓ મોકલે. સાવચેતીથી કામ કરજો અને બધું કામ ગુપ્ત રીતે કરજો.'

પણ કૉંગ્રેસની બેઠક પહેલાં પોતાનું કોઈ ચોક્કસ સ્થાન થાય એ જરૂરી હતું. અત્યારે તે કોઈ સરકારી હોદ્દા ઉપર નહોતો. અને તેની આગેવાની પણ અમુક થોડા જ માણસોએ સ્વીકારી હતી. અને એ પણ કોઈ જાતનાં ધારાધોરણ વિના. એથી તેણે કાજિમ કારા બકીરની સલાહ લઈ અર્જરૂમમાં લશ્કરી અમલદારો અને આસપાસના જિલ્લાના પ્રતિનિધિઓનું એક પ્રારંભિક સંમેલન ભર્યું.

પણ આ સંમેલનમાં તેને પોતાનો હેતુ પાર પાડવામાં ખૂબ જ મુશ્કેલી પડી. કેટલાયે માણસો તેના વિચારો સાથે સંમત થતા નહોતા. કેટલાયે તેને સંપૂર્ણ અધિકારોનો કોરો કાગળ આપવામાં અચકાતા હતા. એ બધામાં પરસ્પર ઈર્ષ્યા હતી, કુસંપ હતો, અનેક પ્રકારના રાગદ્વેષ હતા. એકતાનું કોઈ ચિહ્ન દેખાતું નહોતું.

મુસ્તફા કમાલ આજે પોતાના સ્વભાવની વિરુદ્ધ જઈને આશ્ચર્યજનક ધીરજ, ખામોશી અને સહનશીલતા દાખવી રહ્યો હતો. એક પણ વખત તે ચિડાયો નહિ. દરેક પ્રતિનિધિને તેણે ધીરજથી, ખંતથી, ઉત્સાહથી સમજાવવાનો પ્રયત્ન કર્યો. દલીલોની પરંપરા રજૂ કરી. અને એક પછી એક એમ કેટલાયને પોતાના પક્ષમાં લીધા. છતાંયે કેટલાકને તેની નિયતમાં સંદેહ રહ્યો તે રહ્યો જ.

બરાબર એ જ વખતે ઇસ્તંબૂલથી કાજિમ કારા બકીરને હુકમ મળ્યો:

'મુસ્તફા કમાલને ગિરફતાર કરો. સિવાસની કૉંગ્રેસ વિખેરી નાખો અને પ્રતિનિધિઓને પોતપોતાને ગામ રવાના કરી દ્યો' હવે આખી બાજી કાજિમ કારા બકીરના હાથમાં હતી. તુર્કસ્તાનની એકની એક અને વ્યવસ્થિત સેના તેની પાસે હતી. તે કડક શિસ્તપાલન કરાવનાર

એક કઠોર સેનાપતિ હતો. પણ તેનું હૃદય કોમળ હતું. તેની બુદ્ધિ સામાન્ય હતી. પણ તે ન્યાયશીલ, ઉદાર, ઇમાનદાર અને એકવચની હતો. જૂના જમાનાના સાચા માણસનો તે એક સુંદર નમૂનો પૂરો પાડતો હતો. પોતાની સેનામાં એ ખૂબ લોકપ્રિય હતો. જો તેણે ઇચ્છા કરી હોત તો તે અત્યારે મુસ્તફાને કેદ કરી તેનું સ્થાન અને મહત્તા પ્રાપ્ત કરી શક્યો હોત. પણ તે એવો મહત્ત્વાકાંક્ષી નહોતો.

તે ભારે અસમંજસમાં પડ્યો. એક બાજુ મુસ્તફા કમાલને તેણે આપેલું વચન અને દેશનો ખ્યાલ હતો. બીજી બાજુ જેની તે નોકરી કરતો હતો તેવા સુલતાનનો હુકમ હતો જે ખલીફા હતો અને જેની વિરુદ્ધ જવા તેનું અંતઃકરણ ના પાડતું હતું. સુલતાનનો હુકમ તેણે મુસ્તફાથી છુપાવ્યો નહિ, તેમ એ હુકમથી ઊભી થયેલી પોતાની મૂંઝવણ પણ છુપાવી નહિ.

મુસ્તફા કમાલે જોયું કે પરિસ્થિતિ કટોકટીભરી છે. આ વખતે જો તે બાજી ગુમાવશે તો તેનું અને સાથે સાથે તુર્કસ્તાનનું ભવિષ્ય અંધકારમય થઈ જશે. કાજિમ કારા બકીરને પોતાના પક્ષમાં જીતવા માટે તેણે પોતાની તમામ તર્કશક્તિ, વાક્પટુતા અને સૌજન્ય ખરચી નાખ્યાં. તેણે ધર્મભીરુ અને ભોળા કાજિમ કારા બકીરને તેના મુદ્દા ઉપર જ સમજાવવા માંડ્યો.

'આપણે બધાએ જરૂર વફાદાર રહેવું જોઈએ. પણ એ વફાદારી કોને માટે ? આપણી માતૃભૂમિ માટે, આપણા પ્યારા તુર્ક દેશ માટે. સુલતાન અને તેની સરકાર તો અંગ્રેજોના હાથે કેદ બન્યાં છે. તે પોતાના વાસ્તવિક સ્વરૂપમાં નથી. તેઓ પોતે જ સંકટમાં પડ્યાં છે. તેમની હાલત ભૂતના વળગાડવાળા માણસ જેવી છે. તેનો હુકમ આ વખતે તેનો નહિ પણ અંગ્રેજોનો હુકમ છે. આ કરુણ પરિસ્થિતિ મિટાવવી એક માત્ર જનતાના જ હાથમાં છે. એટલે આ વખતે સારી જનતાની ઇચ્છા એ જ સુલતાનની ઇચ્છા. શું આપણા સુલતાન, આપણા ખલીફા, દુશ્મનોના કેદી બની રહે એમ જનતા ઇચ્છે છે?

જનતા શું ઇચ્છે છે એ હું કે તમે કહીએ એ ન ચાલે. એ તો જનતા કહે તે જ સાચું. સિવાસની કૉંગ્રેસ એટલા માટે જ બોલાવી છે કે જનતા પોતાની ઇચ્છા પ્રકટ કરી શકે.'

તીક્ષ્ણબુદ્ધિ મુસ્તફા કમાલની તર્કજાળમાં ભોળા દિલનો કાઝીમ કારા બકીર આબાદ રીતે સપડાઈ ગયો. આખરે મુસ્તફાને આપેલા વચનનું પાલન કરવાનું તેને ઉચિત લાગ્યું. આ પરિસ્થિતિમાં પોતાની એ જ ફરજ છે એમ તેને સમજાયું. અને તેણે જીવનની અંતિમ પળ સુધી મુસ્તફા, રાઉફ અને પ્રજાને સાથ આપવાનો નિશ્ચય કર્યો. તેનો નિશ્ચય હિમાલય જેવો અડગ હતો. એક વખત નિશ્ચય કર્યા પછી તેને ચલાયમાન કરવાનું અશક્ય હતું.

મુસ્તફા કમાલ ફરી એક મોરચો જીત્યો. સુલતાનના આ હુકમથી સંમેલનના તમામ પ્રતિનિધિ રોષે ભરાયા, અને સિવાસની કૉંગ્રેસમાં તેમણે દેશમાંથી વિદેશીઓને હાંકી કાઢવા ક્રાન્તિનો ઝંડો ફરકાવવાનો ઠરાવ કર્યો. એની સફળતા માટે એક જુદી સરકારની સ્થાપના કરવાનો નિશ્ચય કર્યો. સાથે સાથે સિવાસ કૉંગ્રેસમાં પોતાનો મત રજૂ કરવા તેમણે એક કાર્યવાહકસમિતિ ચૂંટી કાઢી અને મુસ્તફા કમાલને તેનો પ્રમુખ બનાવ્યો. રાઉફ ઉપપ્રમુખ તરીકે ચૂંટાયો.

આમ મુસ્તફાના નસીબે પલટો લીધો. પહેલાં જે લોકો તેના પક્ષમાં ભળવા માટે તૈયાર ન હતા તે સુલતાનના કરતૂકથી ચિડાઈને મુસ્તફા કમાલના પક્ષમાં ભળી ગયા. હવે મુસ્તફાનું સ્થાન ખૂબ ઊંચું અને સુદૃઢ બન્યું હતું. તે એક મહત્ત્વની અને પ્રભાવશાળી સમિતિનો પ્રમુખ હતો અને તુર્કસ્તાનની એક માત્ર વ્યવસ્થિત સેના તેની સાથે હતી.

છેવટે સિવાસમાં કૉંગ્રેસની બેઠક શરૂ થઈ. અનેક વિટંબણાઓ સહન કરીને પ્રતિનિધિઓ સંતાતા છુપાતા માંડ માંડ સિવાસ આવી પહોંચ્યા. સુલતાનની સરકારે તો કોઈ પણ પ્રતિનિધિ નજરે પડે કે તુરત જ તેને ગિરફતાર કરવાનો હુકમ આપી દીધો હતો. મુસ્તફા પણ પોલીસના પંજામાં પડતાં સહેજ વારમાં બચી ગયો અને સિવાસ આવ્યો.

સિવાસની બેઠક તો શરૂ થઈ, પણ રાજકારણથી અજાણ્યા અને વિજેતા અંગ્રેજોના પ્રભાવથી ડરી ગયેલા મોટા ભાગના પ્રતિનિધિઓ દેશની ચાલુ પરિસ્થિતિમાં ક્રાન્તિ અશક્ય છે એવા મતના હતા. જોખમ ખેડવાની તૈયારી બહુ જ થોડામાં દેખાતી હતી. આ બધાને પોતાના પક્ષમાં જીતી લેવા માટે મુસ્તફા કમાલે ફરી એક વાર પોતાની તમામ સમગ્ર બુદ્ધિ, સમગ્ર તર્કશક્તિ ખરચી નાખી. અહીં તેણે એક આગેવાનને છાજે એવી પ્રતિભા અને કાર્યકુશળતા દેખાડયાં. એક એક પ્રતિનિધિ સાથે અસીમ ધીરજ રાખી તે ચર્ચા કરતો અને પોતાના સ્વાભાવિક ગુસ્સાને તે કાબૂમાં રાખતો. કોને ખબર હતી કે હમેશનો ઉચ્છૃંખલ, ચીડિયો, કડવાં વેણ બોલનારો અને ઉતાવળો મુસ્તફા એક પ્રખર રાજનીતિજ્ઞ અને દૂરદેશી આગેવાનની અદાથી બધાના વિરોધને હસીને પી જશે અને નાનામાં નાના માણસની વાતને ધીરજથી સાંભળશે અને તેમની દલીલોનાં જાળાંને પોતાની કુશાગ્ર બુદ્ધિની વીજળીક શક્તિથી છિન્નભિન્ન કરી નાખશે! પણ તુર્કસ્તાનની રક્ષા અને પોતાની મહત્ત્વાકાંક્ષા પાર પાડવા માટે તેણે જેની તેની પાસેથી આશા ન રાખી શકાય એવું બધું જ કરી બતાવ્યું.

તેના વ્યક્તિત્વનો પ્રભાવ ચોમેર પડવા લાગ્યો. તેની પ્રબળ રાષ્ટ્રભાવના, સચોટ દલીલશક્તિ અને અદમ્ય ઉત્સાહ વડે તે વિરોધીઓનાં દિલને જીતવા માંડયો. આખરે તેનો પરિશ્રમ ફળતો હોય એમ દેખાયું. ધીરે ધીરે એક પછી એક કેટલાયે પ્રતિનિધિઓ તેના પક્ષમાં ભળવા માંડયા. પણ હજીયે મોટા ભાગના સભ્યોનો તેનામાં વિશ્વાસ નહોતો. તે એટલે સુધી કે રાઉફ તથા કાજિમ કારા બકીર સુદ્ધાં તેને એવી સલાહ આપતા હતા કે તેણે સિવાસની કોંગ્રેસના પ્રમુખપદ માટે ઉમેદવારી કરવી નહિ.

પણ મુસ્તફાએ તેમની સલાહ માની નહિ. તેનું ધ્યેય સ્પષ્ટ હતું. તેનો માર્ગ અચલ હતો. તેની યોજના તેના મગજમાં અરીસા જેવી સાફ હતી. તેણે કહ્યું કે 'સફળ વિદ્રોહની આ એક જ શરત છે. તમે

ઢીલીપોચી નીતિવાળા માણસોના હાથમાં વિદ્રોહની લગામ કદી ન સોંપો. દુશ્મનો સાથે કામ લેવામાં પોલાદી મુઠ્ઠાની જરૂર છે.'

તેને પોતાની યોગ્યતાનું અભિમાન હતું. અને નેતા તરીકેની પોતાની શક્તિમાં શ્રદ્ધા હતી. આ વસ્તુ પાછળથી સાચી ઠરી. છેવટે તેના બધા વિરોધીઓ એક પછી એક તેના મતને મળતા થયા. બધા એના જાદુમાં ફસાઈ ગયા ! એવામાં એક પ્રસંગે મુસ્તફાના આ મુશ્કેલ કામને વધારે સરળ બનાવી દીધું.

કાજિમ કારા બકીરે સુલતાનનો હુકમ માન્યો નહિ. એથી તે ગુસ્સે થયો. પણ ગુસ્સે થયા સિવાય તે બીજું કાંઈ કરી શકે એમ નહોતો. તેના હુકમનો અમલ કરાવવા માટે લશ્કરનું પીઠબળ જોઇએ એ તેની પાસે નહોતું. તેણે એક નવી સેના ઊભી કરવાનો નિશ્ચય કર્યો. મલાસિયાના ગર્વનર અલી ગાલીબને તેણે જણાવ્યું કે 'કુર્દોની એક સેના તૈયાર કરો અને સિવાસ કોંગ્રેસ ઉપર ચઢાઈ કરી બધા પ્રતિનિધિઓને ગિરફતાર કરો.'

મલાસિયા સિવાસની દક્ષિણે કુર્દોનો એક પ્રદેશ હતો. કુર્દ લોકો અંધશ્રદ્ધાળુ, ધર્મભીરુ, જંગલી અને ઝનૂની હતા. તેની વફાદારીમાં સુલતાનને વિશ્વાસ હતો. એથી તેણે આ દિશામાં પ્રયત્ન કર્યો. પણ સુલતાનના કમનસીબે કોંગ્રેસમાં આ વાતની ખબર પડી ગઈ. નાગરિકોને દબાવવા માટે જંગલી અને ઝનૂની લોકોના ટોળાનો ઉપયોગ કરવા જેવાં હિચકારાં પગલાં સુલતાન લઈ રહ્યો છે એથી તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેમાં મુસ્તફાની તલવારની ધાર જેવી વાણીએ તેમને ઉશ્કેરી મૂકયા. સારાયે તુર્કના પ્રતિનિધિઓ ઉપર કુર્દ જેવા ઝનૂની વરુઓ છુટાં મૂકી દેવાં એ કરતાં બીજું ભયંકર અપમાન કયું હોઈ શકે ! અને આ અપમાનનો બદલો લેવા તેમણે મુસ્તફા કમાલને સત્તા આપી. મુસ્તફા કમાલે પ્રસંગનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. તેણે કુર્દોને રસ્તામાં જ અટકાવ્યા. તેઓ તૈયાર થાય એ પહેલાં જ તેમને સાફ કરી નાખ્યા અને અલી ગાલીબને નસાડી મૂકયો.

હવે મુસ્તફા કમાલની કોંગ્રેસ ઉપર અજબ છાપ પડી. બધા પ્રતિનિધિઓએ મુસ્તફા કમાલની નીતિનું એકમતે સમર્થન કર્યું અને સંગઠિત વિદ્રોહની કુલ સત્તા તેને સોંપી દીધી. એક 'રાષ્ટ્રીય કરારપત્ર' તૈયાર કરવામાં આવ્યું. એ કરારનામાની પહેલી જ શરત એ હતી કે 'દુશ્મનો સાથે સુલેહ કરવાનો માત્ર તુર્કીની જનતાને જ અધિકાર છે.' સાથે સાથે તુર્કસ્તાનમાં અમલ કરવા માટે એક કામચલાઉ સરકારની સ્થાપના કરવામાં આવી અને મુસ્તફા કમાલને તેનો પ્રમુખ બનાવવામાં આવ્યો. મુસ્તફા કમાલની પૂરેપૂરી જીત થઈ. સારાયે તુર્કસ્તાનની એક કામચલાઉ સરકાર તેના હાથમાં આવી હતી.

ઇસ્તંબૂલની સરકાર અને અલી ગાલીબ વચ્ચે જે પત્રવ્યવહાર ચાલ્યો હતો તે પકડાઈ ગયો. એ પત્રોથી ખબર પડી ગઈ કે કુર્દોની કોંગ્રેસ પર ચઢાઈ કરવાની યોજના પાછળ દામાદ ફરીદનો હાથ હતો. કોંગ્રેસે તુરત જ સુલતાનની સરકારને આખરીનામું મોકલ્યું. 'દામાદ ફરીદને રજા આપો. ધારાસભાની નવી ચૂંટણી કરો. નહિ તો અમે અસહકાર પોકારશું.'

જ્યારે કંઈપણ જવાબ ન આવ્યો ત્યારે મુસ્તફા કમાલે આગળ પગલું ભર્યું. તેના હુકમથી ઇસ્તંબૂલ અને બાકીના દેશ વચ્ચેનો તાર, ટેલિફોન, રેલવે વિગેરેનો વ્યવહાર તોડી નાખવામાં આવ્યો. અને પછી મુસ્તફા કમાલે આખા દેશમાં હુકમ ફેરવી દીધો, 'હવેથી તમામ કરવેરા નવી સરકારને ભરો. હુકમનું પાલન ન કરનાર નવી સરકારનો અપરાધી લેખાશે.' અને તેણે લશ્કરી બળ ઉપર પોતાના હુકમોનું પાલન કરાવવા માંડયું. ઠેકઠેકાણેથી તેણે સરકારી અમલદારોને કાઢી મૂકયા અને તેની જગ્યાએ પોતાના વિશ્વાસુ માણસોને મૂક્યા. આખરે સુલતાનને હાર માનવી પડી. દામાદ ફરીદને રજા આપી તેની જગા એક અલી રજા નામના બેકાર બુઢ્ઢાને સોંપી. અને ધારાસભાની નવી ચૂંટણી જાહેર કરવાનું પણ કબૂલ કર્યું.

મુસ્તફા કમાલનો સિતારો ચમકવા લાગ્યો. પણ એવામાં બનાવોએ પલટો લીધો.

## ૧૬

નવી ધારાસભાની ચૂંટણી થઈ. કોંગ્રેસના પ્રતિનિધિઓ બહુમતિમાં આવ્યા. કોંગ્રેસનું કાર્યાલય હવે સિવાસથી બદલીને અંગોરા લાવવામાં આવ્યું. કારણ કે તે તુર્કસ્તાનના મધ્ય ભાગની સૌથી વધારે નજીકનું શહેર હતું.

અંગોરામાં ધારાસભાની પ્રથમ બેઠક થઈ. મોટા ભાગના પ્રતિનિધિઓ વિજયના નશામાં ચકચૂર હતા. તેઓમાં રાજદ્વારી ડહાપણનો અભાવ હતો. સુલતાને આટલું નમતું મૂક્યું એથી તેઓ ફુલાઈ ગયા હતા. તેમણે બે ઠરાવ રજૂ કર્યાઃ

'કોંગ્રેસને વિખેરી નાખવી અને ધારાસભા ને રાજધાની ઇસ્તંબૂલમાં લઈ જવી.'

દૂરદર્શી મુસ્તફાએ આ બંને ઠરાવનો સખત વિરોધ કર્યો. 'ત્યાં ધારાસભા પર અંગ્રેજોની તલવાર હરહમેશ લટકતી રહેશે, ઇસ્તંબૂલ ઉપર હજી તેમનો કાબૂ છે. આપણે મુક્તપણે અને ખુલ્લા દિલથી ચર્ચા નહિ કરી શકીએ. દરેક કાર્યમાં તેઓ વિઘ્નો નાખશે. કદાચ આપણને ગિરફ્તાર કરી માલ્ટા મોકલી દેશે. મને તો આ ઠરાવમાં દેશનું અકલ્યાણ દેખાય છે.'

પણ આ વખતે મુસ્તફા કમાલ હારી ગયો. મોટા ભાગના પ્રતિનિધિઓ સરકારની નજરમાં 'બળવાખોર' મટી ગયા, એથી તેમણે છુટકારાનો દમ ખેંચ્યો હતો. વળી તેઓ સુલતાનની છત્રછાયા નીચે દેશની ધારાસભાના કાયદેસર ચૂંટાયેલા પ્રતિનિધિ તરીકે દમામભેર રાજધાનીના ધારાસભાગૃહમાં બેસી શકશે એ વિચારે તેમનો હર્ષ માતો નહોતો. તેઓ ફૂલ્યા સમાતા નહોતા. આવો સોનેરી પ્રસંગ ગુમાવી મુસ્તફાના સખત અમલમાં કેદ થવા તેઓ તૈયાર નહોતા.

મુસ્તફાએ જ્યારે જોયું કે રાજધાનીમાં જવાનો તેમનો નિશ્ચય અડગ છે ત્યારે તેણે તેમને સૂચનાઓ આપવા માંડી, જેથી તેઓ ત્યાં

ફસાઈ ન જાય. પણ હવે તેઓ મુસ્તફાનો હસ્તક્ષેપ સહી લેવા તૈયાર ન હતા. મુસ્તફાના આ વિરોધ પાછળ તેમને તેની મહત્ત્વાકાંક્ષા અને સ્વાર્થપટુતા દેખાતાં હતાં.

મુસ્તફા કમાલ ચુપચાપ રાજનીતિના પલટાયેલા રંગને જોઈ રહ્યો. દેશના નેતૃત્વની લગામ હવે તેના હાથમાંથી સરીને રાઉફના હાથમાં જતી હતી. તે ઇસ્તંબૂલની ધારાસભામાં હાજરી આપવા જતો હતો. મુસ્તફાએ ત્યાં જવાની ના પાડી. તેની દૃષ્ટિ સ્પષ્ટ હતી. દેશનું ભાવિ તેની આંખ સામે જ તરવરતું હતું. તે જાણતો હતો કે બધા અંગ્રેજોએ બિછાવેલી જાળમાં ફસાવા માટે એ જાય છે. તેની એવી પણ ખાતરી હતી કે આખરે બધાને તેની આગળ જ આવવું પડશે. તે દઢતાથી અંગોરામાં જામી ગયો અને ભાવિ સંકટથી બચવાની તૈયારી કરવા લાગ્યો.

૧૯૨૦ના જાન્યુઆરી મહિનામાં ઇસ્તંબૂલના ધારાસભાગૃહમાં પ્રતિનિધિઓ એકઠા થયા. તેમનો હરખ માતો ન હતો. તેમણે સુલતાનને વફાદારીનો સંદેશ પાઠવ્યો.

પણ હજીયે મુસ્તફા કમાલની પ્રતિભાની અસર તેમના ઉપર હતી. તેણે પેદા કરેલું સાહસ, ઉત્સાહ અને સ્વાભિમાન હજીયે તેમની નસ-નસમાં ભર્યું હતું. વળી રાઉફ જેવો તેમને નેતા મળ્યો હતો. તે જરાયે નમતું મેલવા તૈયાર ન હતો. તેમણે અંગ્રેજો અને સુલતાનના ઇશારા પર નાચવાનો ઇનકાર કરી દીધો. બંને બાજુ રસાકસી જામી. આખરે ધારાસભાએ સિવાસની કોંગ્રેસે તૈયાર કરેલું 'રાષ્ટ્રીય કરારપત્ર' મંજૂર કરી તેને પ્રસિદ્ધ કર્યું. પણ આ કરારો ન સુલતાને માન્ય રાખ્યા કે ન અંગ્રેજોએ.

આખરે અંગ્રેજોએ ધારાસભાના આ સભ્યોને પાઠ ભણાવવાનો નિશ્ચય કર્યો. તેમણે પોતાનો લોખંડી પંજો ઉગામ્યો. ૧૬મી જાન્યુ-આરીએ ઇસ્તંબૂલ ઉપર પોતાનો સંપૂર્ણ અધિકાર જાહેર કર્યો. મુખ્ય મુખ્ય પ્રતિનિધિઓને ગિરફતાર કરી માલ્ટા મોકલી દીધા અને ધારા-

સભા બરખારત કરી નાખી. ગિરફતાર થયેલા સભ્યોમાં રાઉફ અને ફતેહી મુખ્ય હતા. કેટલાંયે પ્રતિનિધિઓ અંગ્રેજોના પંજામાંથી છટકી ગયાં. તેમાં ઇસ્મત, ફૌજી, સુપ્રસિદ્ધ લેખિકા હાલીદા—જેઓ થોડા વર્ષ પહેલાં જ મહાત્માજીની મુલાકાતે આવ્યાં હતાં તે—અને તેમના પતિ અદનાન વગેરે મુખ્ય હતા.

સુલતાને પણ અંગ્રેજો પ્રત્યેની પોતાની વફાદારી બતાવવામાં મણા રાખી નહિ. સંધિ પ્રમાણે તે કોઈ કાયદેસરની સેના તો રાખી શકે એમ નહોતો, એટલે તેણે પોતાના ધાર્મિક અધિકારની રૂએ 'ખલીફાની સેના' તૈયાર કરી અને તેને બળવાને દાબી દેવાનું કામ સોંપ્યું. ઉપરાંત તેણે દેશભરના મુલ્લા—મોલવીઓને ખલીફાની મદદે ધાવા કહેણ મોકલ્યું. અને ધર્મને નામે, ખિલાફતની રક્ષાને નામે, તેણે અંધશ્રદ્ધાળુ આમજનતાને પોતાની પડખે ઊભા રહેવા અપીલ કરી.

જ્યાં 'સુલતાન'ની પ્રતિષ્ઠા મુસ્તફા કમાલના રાષ્ટ્રવાદના પ્રચારે ધૂળમાં મેળવી દીધી હતી ત્યાં 'ખિલાફતની રક્ષા'ની ઘોષણા કામ કરી ગઈ. ધર્મના નામે મરી ફીટવા માટે અસંખ્ય તુર્કો તૈયાર થઈ ગયા. પોતાના ધર્માચાર્ય ખલીફાની મદદ માટે શસ્ત્રસજ્જ થઈ તેઓ મેદાનમાં આવ્યા. અંધશ્રદ્ધાળુ મજહબવાદી અને ઝનૂની લોકોએ રાષ્ટ્રવાદીઓ સામે મોરચા માંડયા આખો દેશ બે છાવણીઓમાં વહેંચાઈ ગયો. ભયંકર આંતરિક લડાઈ (civil war) શરૂ થઈ ગઈ. દરેક શહેર, દરેક ગામ, દરેક કુટુંબમાં બે પક્ષો પડી ગયા. ભાઈ સામે ભાઈ, પિતા સામે પુત્ર, ગુરુ સામે શિષ્ય ભાનભૂલી ધર્મ અને રાષ્ટ્રને નામે એક બીજા ઉપર ભયંકર અત્યાચારો કરતા ઝનૂનથી લડતા હતા. લોકોનાં ટોળેટોળાં એક બીજા સામે પથ્થરો ફેંકતાં, લાઠીઓ મારતાં, ચાબુક અને દંડાના પ્રહારો કરતાં. લોહીનાં ખાબોચિયાં ભરાયાં. મુડદાંના ડુંગર ખડકાયા. ઠેકઠેકાણે ફાંસીના માંચડા ઊભા થયા. સેંકડોની સંખ્યામાં તુર્ક લોકો પોતાના જ દેશબાંધવોને પોતના જ લોહી—સંબંધીઓને શૂળી પર લટકાવતા

હતા. કોનિયામાં ખલીફાના માણુસોએ ક્રાન્તિકારી અમલદારોના જીવતા નખ ઊતરડી લીધા અને તેમને ઘોડાનાં પૂછડાં સાથે બાંધી ઘોડાને દોડાવતાં તેમને ઢસરડતા ગયા. મુસ્તફા કમાલના માણુસોએ કોનિયાના તમામ આગેવાનોની કરપીણુ હત્યા કરી તેનો બદલો ચુકાવ્યો.

સુલતાને દામાદ ફરીદને ફરી વડો પ્રધાન બનાવ્યો. રાષ્ટ્રવાદીઓને નોકરીમાંથી રજા આપી. ધર્મને નામે લોકોને બરાબર ઉશ્કેરતો ગયો. અને એક ખાસ ધાર્મિક ફરમાન દ્વારા મુસ્તફા અને તેના સાથીઓને ધર્મદ્રોહી અને કાફર તરીકે જાહેર કર્યા અને તેમને મોતની સજા ફરમાવી. આખા દેશમાં તેણે ઢંઢેરો પિટાવીને જાહેર કર્યું કે જે કોઈ આ કાફરોને મારી નાખશે, ધર્મની એક મહાન ફરજ બજાવશે, તેને આ લોક અને પરલોકમાં ઇનામ મળશે. તેની ઉપર ખુદા દુવા વરસાવશે.

અંગોરામાં મુસ્તફાને જ્યારે આ ખબર મળ્યા ત્યારે તે શહેર બહાર ટેકરી ઉપર આવેલી ખેતીવાડીની શાળાના એક ઓરડામાં બેઠો હતો. તેની પાસે તેનાં ખાસ સાથીઓ હાલીદા, તેનો પતિ અદનાન, અલી ફુઆદ અને ઇસ્મત વિગેરે હતોત્સાહ થઈ હાથ પગ વાળીને બેઠાં હતાં.

સૂર્ય અસ્ત થઈ ગયો હતો અને સંધ્યાના ઝાંખા ઓળા આનાતોલિયાના મેદાન ઉપર ઊતરતા હતા; જાણે સાક્ષાત્ અમંગલ ઊતરતું હતું! હવામાં કાતિલ ઠંડી હતી. સગડીના કોલસા ઉપર રાખ વળી ગઈ હતી પણુ તેને ઉરાડી ફરીને અંગારાને સચેત કરવા કોઈ સળવળતું નહોતું.

દેશભરમાંથી વધારે ને વધારે ચિંતાજનક સમાચારો ચાલ્યા આવતા હતા. સ્મર્નામાં યુનાનીઓની જીત ઉપર જીત થઈ હતી. દક્ષિણુમાં ફ્રેન્ચ લોકો પોતાની સત્તા જમાવતા જતા હતા. સુલતાનના માણુસો રાષ્ટ્રવાદીઓની નિર્દય રીતે કતલ ચલાવી રહ્યા હતા. ખુદ ક્રાન્તિકારીઓની સેનામાં જ ભંગાણુ પડ્યું હતું. આને લઈને તેઓ ચારે બાજુ પરાજય પછી પરાજય પામતા જતા હતા. સુલતાનના માણુસો રમખાણુ મચાવતાં દિનપ્રતિદિન અંગોરાની વધારે નજીક આવતા હતા.

મુસ્તફાના સૈન્યમાં વિશ્વાસઘાતના કિસ્સાઓ અવારનવાર બનવા માંડ્યા હતા. સુલતાનના મજહબી ફરમાન પછી લશ્કરમાં કોણ ક્યારે ફરી બેસશે એ કહી શકાય તેમ નહોતું.

વાતાવરણમાં ભય, આશંકા અને ગમગીનીની કાળી ઘટા છવાઈ ગઈ હતી. જરા સરખો અવાજ થતાં જ મુસ્તફાના સાથીઓ ચોંકી ઊઠતા અને બારણા તરફ દૃષ્ટિ ફેંકતા. પળે પળે શત્રુઓની ગોળીઓના નિશાન બનવાની કે સુલતાનના માણસોને હાથે કેદ થઈ જવાની તેમને દહેશત લાગતી હતી.

ચારે તરફ પરાજયનું અને નિરાશાની ભાવનાનું મોજું ફરી વળ્યું હતું. લોકો લડાઈથી હવે કંટાળી ગયા હતા. એ જ દિવસે અંગોરાની સ્ત્રીઓનું એક પ્રતિનિધિમંડળ મુસ્તફા કમાલને મળવા આવ્યું હતું. તેમણે તેને કહ્યું હતું:

'અમારા પતિઓ તો ડાર્ડૅનલ્સની રણભૂમિમાં મરી પરવાર્યા છે. હવે અંગ્રેજોએ ઇસ્તંબૂલ જીત્યું છે એ કારણે અમે અહીં અંગોરામાં ઠાલાં મફતનાં શા માટે લડીને ખુવાર થઈએ? અંગ્રેજોએ અમારું શું બગાડ્યું છે? અમારે શા માટે શહીદ બનવું?'

મુસ્તફા કમાલ ચુપચાપ માથું ઢાળીને ખુરશીમાં બેઠો હતો. તેની સ્થિતિ કરુણ હતી. તે સૈનિક વિનાનો સરદાર હતો. એક કામચલાઉ સરકારનો વડો હતો પણ તેની પાસે રાતી પાઈ નહોતી. હુકમો ઉઠાવવા માટે માણસો નહોતા. અમલ ચલાવવા માટે તંત્ર નહોતું. રાજ કરવા માટે રૈયત નહોતી. પ્રજાનો તેને સાથ નહોતો. ઊલટું તે તો એમનાં જીવનના રક્ષણ માટે સુલતાન અને પેલા શ્રાપિત અંગ્રેજો આગળ શિર ઝુકાવવા સમજાવતી હતી. તેના સાથીદારો તેની સામે જોઈ રહ્યા હતા અને આ ગાઢ અંધકારમાંથી પ્રકાશના કિરણની આશા રાખતા હતા. પણ તે તો સૂમસામ બેઠો હતો. તેની ચુપકીદી વધુ ભય પ્રસરાવતી હતી.

ઓરડાની બહાર અંધકાર હતો. પશ્ચિમના પહાડોના કાળા પડછાયા ઉપર, વૃક્ષોની કાળી ઘટા ઉપર બીજના ચંદ્રની આછી રેખા ફૂટી હતી. બહારથી કારબાદા નામના તેના શિકારી કૂતરાનો ઘૂરકાટ તેને કાને પડયો.

અચાનક એ અવાજથી મુસ્તફા સળવળ્યો. તેણે આંખો ઉપર ઉઠાવી. આળસ મરડીને એ બેઠો થયો. રાની પશુની પેઠે તેણે આખું શરીર જોરથી હલાવ્યું. આળસ, આકાંક્ષા, નિરાશા, નિરુત્સાહ, ડર–બધું જ તેણે ખંખેરી નાખ્યું.

તેણે ભયંકર ઘૂરકાટ કર્યો; એક વરુની પેઠે–જેનાં બચ્ચાં છીનવી લીધાં હોય એવા વરુની પેઠે,–અંગોરાના વરુએ ઘૂરકાટ કર્યો.

આખા ઓરડામાં જાણે વીજળી ફરી ગઈ. તેના સાથીઓમાં ચેતન આવ્યું, ઉત્સાહ આવ્યો, આશાનાં પૂર આવ્યાં. તેનો સરદાર જાગૃત થઈ ગયો હતો. અંગોરાના વરુએ પોતાનું જડબું ફાડયું હતું! જંગેબહાદુર જંગમાં ઊતરતો હતો. હવે એને કોનો ડર હતો!

ખરું જોતાં મુસ્તફા નિરાશામાંથી, અંધકારમાંથી, પરાજયમાંથી, લડવાનું બળ, જીતની આશા અને ઉત્સાહનો પ્રકાશ પીતો હતો. તે લડશે, આખર સુધી લડશે, દુશ્મનોના ભુક્કા બોલાવી નાખશે, તુર્કસ્તાનને આઝાદ કરશે, મહાન કરશે, તેની કીર્તિનો ડંકો સારી આલમમાં ગજાવશે!

## ૧૭

મુસ્તફા કમાલ જીવન–મરણની લડાઈ લડવા ફરીને મેદાને પડ્યો. તે અવારનવાર તાવમાં પટકાઈ પડતો હતો. ક્યારેક મૂત્રાશયના ભયંકર દર્દની કાળી વેદના તેને પરેશાન કરતી હતી. પણ આ વખતે તેણે બીમારીને કે મૂત્રાશયની કાળી બળતરાને ગણકારી નહિ. રાત અને દિવસ, દિવસ ને રાત તે શેતાનની પેઠે કામે વળગ્યો

હતો. સિગારેટના ડબ્બા એક પછી એક તે ખાલી કરતો હતો. તેનો જાન જોખમમાં હતો. શત્રુઓ અંગોરાની વધુ ને વધુ નજીક આવતા જતા હતા. ખુદ અંગોરામાં જ હુલ્લડ ક્યારે સળગી ઊઠે એ કહેવાય તેમ નહોતું. મુસ્તફા કમાલનો એક સંત્રી રાત્રે જ્યારે પહેરો ભરતો હતો ત્યારે કોઈએ તલવારથી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા હતા. તેના શિકારી કૂતરાને પણ કોઈએ ઝેર દઈ મારી નાખ્યો હતો.

પણ ગમે તે પ્રકારનાં સંકટો આવે. મુસ્તફાએ તેને પાર કરવાનો નિશ્ચય કર્યો હતો. ભૂખ, દુઃખ, દર્દ, થાક, ઉજાગરા, તાવ – કશાની પરવા કર્યા વિના તે આગેકદમ બઢાવતો પોતાના નિશ્ચિત ધ્યેય તરફ ચાલ્યો જતો હતો. ઘોડાઓને હર પળે તૈયાર રાખવામાં આવતા હતા જેથી વખત આવ્યે પલાણ માંડીને નાસી જઈ શકાય. હાલીદા તમંચો ચલાવતાં શીખી ગઈ હતી. તેનો પતિ પોતાની પાસે હમેશાં ઝેર રાખતો હતો જેથી કરીને વખત આવ્યે ખલીફાના માણસોના અમાનુષી અને કરપીણ અત્યાચારોનો ભોગ થઈ પડતાં પહેલાં ઝેર પીને સુખેથી મૃત્યની સોડ તાણી સૂઈ જવાય.

મુસ્તફા કમાલે ઘાયલ થઈને ખૂણામાં ભરાઈ પડેલી છંછેડાયેલી સિંહણ જેવું વિકરાળ રૂપ ધારણ કર્યું હતું. દયા બતાવવાનું તે જાણતો નહોતો. સુલતાનનો કોઈ પણ માણસ તેના હાથમાં આવતો કે તુરત જ તેને ફાંસીએ લટકાવી દેતો. દયા, માયા, કરુણા વિગેરે શબ્દો તેના શબ્દકોશમાંથી તેણે ભૂંસી નાખ્યા હતા. તેની પ્રચંડતા ઉગ્ર હતી. અટકવાનું, થોભવાનું, ગલ્લાંતલ્લાં કરવાનું, ધીરે ધીરે આગળ વધવાનું તે જાણતો નહોતો. તેની ગતિ એક એવી વીજળીક–ટ્રેઈનની જેવી હતી જે નાનાં નાનાં સ્ટેશનોની પરવા કરતી નથી, જેનો રસ્તો સાફ છે, જેની ગતિ અબાધ્ય છે, જેને નિરધારેલે સ્થળે પહોંચવાનું છે અને ત્યાંસુધી તેને કોઈ વિધ્ન રોકી શકે તેમ નથી. એક પ્રચંડ આંધીની પેઠે, એક ભયંકર ઘોડાપૂરની પેઠે, તેના માર્ગમાં જે આવ્યું તેને ઘસડીને તાણી જતો મુસ્તફા તેના આખરી નિશાન તરફ ચાલ્યો જતો હતો.

એક અમેરિકન અખબારના પ્રતિનિધિએ તેની મુલાકાત લીધી. 'રાષ્ટ્રવાદીઓ હારી જશે તો તમે શું કરશો?'

તે ગરજી ઊઠ્યો. 'જિંદગી અને આઝાદી માટે જે રાષ્ટ્ર સર્વસ્વ બલિદાન કરવા તૈયાર થાય છે તે કદી પરાજય પામે જ નહિ. પરાજયનો અર્થ એટલો જ કે રાષ્ટ્ર મરી પરવાર્યું છે.'

અને મુસ્તફા જાણતો હતો કે પોતાનો દેશ હજી મરી ચૂક્યો નથી–તે હજી જીવિત છે. રાષ્ટ્ર ઉપરની તેની આ અવિચળ શ્રદ્ધા તેને લડવાનું બળ અને પ્રેરણા આપતી હતી. તેનો આ અડગ વિશ્વાસ તેની નાડીમાં, તેના પ્રત્યેક શબ્દમાં, તેના દરેક હુકમમાં, તેના હરેક કાર્યમાં ધબકતો હતો.

તેણે મુડદાંમાં પ્રાણ ફૂંક્યા. 'આખિર તક અબ તો લડો, મરો, મર્દોંકી એક જબાન'–તેણે રણલલકાર કર્યો અને તેના પડઘા દસે દિશામાં ગુંજવા લાગ્યા. યુદ્ધની ઘોષણા કરતી આમજનતા કમર કસીને સમરાંગણમાં ઊતરી. ધમસાણ યુદ્ધ મચ્યું. એક જબરદસ્ત વંટોળિયો આવ્યો અને દુશ્મનોને તેની ઝપટમાં લેતો, ઉડાવતો આગળ વધ્યો. યુનાનીઓની કૂચને થંભાવી દીધી. અંગોરાની આસપાસ સુલતાનના માણસોને જીવ લઈને નાસી જવું પડ્યું. કુર્દોનો ખુરદો થઈ ગયો. અંગ્રેજોને કેટલીયે જગાએ જબરદસ્ત શિકસ્ત ખાવી પડી. તેના કેટલાયે અમલદારોને પકડી માલ્ટાના ટાપુમાં બંદીવાન બનેલા નેતાઓના બદ-લામાં તેમને બાન તરીકે રાખવામાં આવ્યા.

ઇસ્તંબૂલમાં ધારાસભાના પ્રતિનિધિઓને બળજબરીથી ગિરફતાર કરી અપમાનજનક પરિસ્થિતિમાં માલ્ટા મોકલી દેવામાં આવ્યા હતા અને એ કાર્યમાં સુલતાન કુહાડીનો હાથો બન્યો હતો. આ બધી વાતોની સાચી વિગતો મુલ્લાઓનાં કરતૂકથી ગામડાંઓમાં પહોંચી શકી નહોતી. પણ હવે ગામડાંઓના લોકોને સાચી વસ્તુસ્થિતિની જાણ થઈ. ધારાસભાના પ્રતિનિધિઓના આ અપમાનથી અને સુલતાનનાં કાળાં કૃત્યોથી તુર્કસ્તાનનું એકેએક ગામ ખળભળી ઊઠ્યું.

અંગ્રેજોની બદમાશી અને સુલતાનની કાયરતા સંબંધી એક એક તુર્કની આંખો ઊઘડી ગઈ. બધા અંગ્રેજો ઉપર, અને તેના પૂતળા જેવા સુલતાન ઉપર રોષે ભરાયા. રાષ્ટ્રીય અપમાનનો બદલો લેવા તેઓ મુસ્તફા કમાલના ઝંડા નીચે એકત્ર થવા લાગ્યા. સ્ત્રી, પુરુષ, યુવક, યુવતી–દરેક માણસ રાષ્ટ્રવાદીઓની સેનામાં ભરતી થવા દોડ્યો–કિસાનકન્યાથી માંડીને અમીર ઉમરાવની દીકરીઓ સુધી. કોઈએ હાથમાં બંદૂક લીધી, કોઈએ ઘાયલોને મલમપટ્ટા કર્યા, કોઈએ સૈનિકનાં વસ્ત્રો તૈયાર કર્યાં. એક અજબ જોશ ફેલાઈ ગયું.

ખલીફાનું સૈન્ય ખાલી થવા લાગ્યું. કેટલાયે માણસોએ સુલતાનનાં કાળાં કૃત્યો જોઈને સિપાહીગીરી છોડી. કેટલાએ જીવન બચાવવા માટે. કેટલાયે સિપાહી પોતાના અમલદારને મારીને મુસ્તફા કમાલના સૈન્યમાં ભળી ગયા. મુસ્તફાનો આદેશ સાંભળીને ઇસ્તંબૂલ અને બીજી જગ્યાએ જે પ્રતિનિધિઓ ભરાઈ પડ્યા હતા તે બધા અમલદારો, સેનાપતિઓ, પ્રધાનો, શ્રીમંતો અને ગરીબો–દુશ્મનોના પંજામાંથી છટકીને, ચોરીછૂપીથી અંગોરા આવ્યા.

અંગોરામાં ધારાસભાની બેઠક શરૂ થઈ. મુસ્તફાની સલાહ હતી કે ધારાસભાની નવેસરથી ચૂંટણી થવી જોઈએ. નવી ચૂંટણી શરૂ થઈ. નવી ધારાસભાએ પોતાનું નામ બદલાવી 'રાષ્ટ્રીય મહાસભા' રાખ્યું. પોતાને તુર્કીની નવી સરકાર જાહેર કરી અને મુસ્તફા કમાલને તેનો પ્રમુખ બનાવ્યો.

ગઈ કાલે મુસ્તફા એકલો, ત્યજાયેલો, સત્તા વિનાનો હતો. આજે તે હજારો-લાખો તુર્કોનો હૃદયસમ્રાટ હતો.

રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકે તેણે પરદેશનીતિ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરીઃ

'જ્યાંસુધી પાટનગર વિદેશી દુશ્મનોના કબજામાં છે ત્યાંસુધી રાષ્ટ્રીય મહાસભા અંગોરામાં મળશે.

'તેની કાર્યવાહક સમિતિએ તુર્કસ્તાનની લગામ પોતાના હાથમાં લીધી છે, કારણ કે સુલતાન અને તેની સરકાર વિદેશીઓના હાથમાં રમકડું બની છે. આથી સુલતાન અને તેની સરકારના બધા હુકમો ફોક ગણાશે. વિદેશીઓ સાથે કરેલાં કરારનામાં રદ બાતલ થયાં ગણાશે કારણ કે તેણે રાષ્ટ્રના અધિકારો પર તરાપ મારી છે.

'તુર્કસ્તાન શાંતિ ઇચ્છે છે, પણ જો તેની સ્વતંત્રતા ઉપર તરાપ પડશે તો તેનો સજ્જડ મુકાબલો કરશે. તે માનભરી સુલેહ ઇચ્છે છે પણ પોતાના ખાસ ચૂંટેલા પ્રતિનિધિઓ દ્વારા. તુર્કસ્તાન માત્ર પોતાની હદમાં પોતાનો પૂર્ણ અધિકાર માગે છે. બીજા કોઈ દેશની દરમિયાનગીરી તે સહી લેશે નહિ.'

મુસ્તફા કમાલને પોતાની રાષ્ટ્રીયતાનું ભારે અભિમાન હતું, અને આ અભિમાન તે તુર્કીના એક એક બચ્ચામાં ભરી દેવા માગતો હતો. લોર્ડ ગ્રે એક વખત તુર્કો વિષે કંઈક અણછાજતું બોલેલો એ સંબંધી વાત કરતાં મુસ્તફા ગુસ્સાથી બોલી ઊઠ્યો:

'આ ઘમંડી અંગ્રેજો ! એમને જલદી ખબર પડી જશે કે અમે તુર્કો તેનાથી જરાયે ઊતરતા નથી. તેમને ઝખ મારીને અમારી સાથે બરાબરીનો વર્તાવ રાખવો પડશે. અમે કદી તેની આગળ શિર ઝુકાવશું નહિ. છેલ્લા સિપાહી સુધી અમે તેમનો ખૂનખાર મુકાબલો કરીશું અને તેની સભ્યતા તેના માથા ઉપર જ પછાડી તેનો ભુક્કો બોલાવી દેશું.'

પણ મહાયુદ્ધના ત્રણે વિજેતા વિલ્સન, લોઈડ જ્યોર્જ અને ક્લેમેન્શો તો વિજયના નશામાં ચકચૂર હતા. તેમને મુસ્તફા કમાલની અસલી તાકાતની ખબર નહોતી.

ચા પીતાં પીતાં આરામથી તેમણે બીજાં પરાજિત રાષ્ટ્રોની પેઠે તુર્કસ્તાનની લૂંટના ભાગ પાડવા માંડ્યા. તુર્કસ્તાન માટે તેમણે જે કરારપત્ર તૈયાર કર્યું તે તુર્કસ્તાનની સ્વતંત્રતાનું મૃત્યુપત્ર હતું. તુર્કસ્તાનને હમેશને માટે પરાધીન, કાયર અને વિજેતાની દયા ઉપર જીવનારું બનાવવાની એમાં યોજના હતી.

આ કરારપત્ર પ્રસિદ્ધ થતાં જ સારાયે તુર્કસ્તાનમાં ખળભળાટ મચી ગયો. રાષ્ટ્રીયતાનું મોજું આખા દેશમાં ફરી વળ્યું. અંદર અંદરના નાના મોટા અને જરીપુરાણા બધાયે ઝઘડાઓ ભૂલી જઈ તુર્ક લોકો મુસ્તફા કમાલના ઝંડા નીચે એકત્ર થવા લાગ્યા. ખલીફાનો જે કંઈ પ્રભાવ હજી બાકી રહી ગયો હતો તે બધો પલવારમાં જ નષ્ટ થઈ ગયો. તેનું રહ્યું-સહ્યું નામમાત્રનું લશ્કર પણ છિન્નભિન્ન કરી નાખ્યું હતું. લોકોએ મુસ્તફાના હાથમાં પોતાના ભાવિની લગામ સોંપી અને પોતાને રાષ્ટ્રવાદીને બદલે કમાલવાદી તરીકે ઓળખાવવામાં અભિમાન લેવા લાગ્યા.

મુસ્તફા એક પગલું આગળ વધ્યો. તેણે રાષ્ટ્રીય રક્ષા ઊભી કરી. યુદ્ધસમિતિની સ્થાપના કરી. કર્નલ ઇસ્મતને યુદ્ધમંત્રી બનાવ્યો. બકીર, સામી, અદનાન, ફોજી વિગેરેને મદદનીશ સભાસદો બનાવ્યા. દક્ષિણમાં તુર્કોએ ફ્રેન્ચોને હરાવ્યા, સ્મર્નાની આસપાસ યુનાનીઓ અને ઇસ્તંબૂલમાં મિત્ર–રાષ્ટ્રોનાં સૈન્ય સિવાય સારા તુર્કસ્તાનનું મેદાન તુર્કોને માટે સાફ કરી નાખ્યું. હવે પાટનગરનો વારો આવ્યો. મુસ્તફા કમાલે ઇસ્તંબૂલ ભણી કૂચ કરવા લશ્કરને આદેશ આપી દીધો. ચારે બાજુથી કૂચ કરતા સુલતાનના માણસોને સાફ કરતા તેઓ ઇસ્તંબૂલ આવી પહોંચ્યા અને પાટનગરને ઘેરો ઘાલ્યો.

તુર્કોના ઝંઝાવાતસમા આ ધસારા સામે મિત્રરાજ્યોનું સંયુક્ત લશ્કર પણ ટકી શકે એમ નહોતું. યુરોપથી મદદ આવવાનો સંભવ નહતો, કારણ કે મહાયુદ્ધ પછી યુરોપમાં બધે જ ઠેકાણે આંતરિક અશાંતિ ફેલાઈ ગઈ હતી. લડાઈથી થાકેલી પ્રજા બંડ ઉઠાવવા તૈયાર થઈ ગઈ હતી. ઇટાલી બોલ્શેવીક બળવામાં સપડાઈ ગયું હતું. ફ્રાન્સ તો સીરિયામાં જ રોકાઈ પડ્યું હતું અને હજીયે તેને જર્મનીની બીક લાગતી હતી. બ્રિટિશ સામ્રાજ્યમાં ઠેકઠેકાણે–હિંદુસ્તાનમાં, આયર્લાન્ડમાં, મેસોપોટેમીઆમાં–પ્રજાએ આઝાદીની લડાઈ આરંભી હતી. થોડા જ વખતમાં મિત્રરાજ્યના સૈન્યે પરિસ્થિતિ માપી લીધી અને ઇસ્તંબૂલ ખાલી કરવાની તૈયારી આરંભી.

તેમણે ખતપત્રો (Documents) બાળી નાખ્યાં. દારૂગોળો અને ખોરાકનો નાશ કર્યો. પૂલો ભાંગી નાખવા માટે તેની સામે તોપો ગોઠવી દીધી. અને બિસ્તરા-પોટલાં બાંધી નાસી જવા માટે તૈયાર થઈ દરિયાઈ કાફલામાં બેસી ગયા.

મુસ્તફા વિજેતાની પેઠે આગળ વધ્યો. ઇસ્તંબૂલ પડવાની અને તુર્કીને આઝાદ કરવાની ઘડીઓ ગણાતી હતી.

પ્રેસિડન્ટ વિલ્સન, લોઈડ જ્યોર્જ અને ક્લેમેન્શોની આંખ ઊઘડી ગઈ. હવે તેમને પરિસ્થિતિની ગંભીરતાનો ખ્યાલ આવ્યો, તુર્ક લોકો-એ ચીંથરેહાલ તુર્કો-મુસ્તફા કમાલ નામના પેલા અળખામણા સાહસિક જુવાનના ઝંડા નીચે એકત્ર થઈ યુરોપનાં મહાન વિજેતાઓને તુર્કીમાંથી હાંકી કાઢવાની ધૃષ્ટતા કરતા હતા !

શું એ મુઠ્ઠીભર મિસ્કીન તુર્કો યુરોપનાં મહાન વિજેતાઓ સામે તલવાર ઉગામવાની હિંમત બતાવે ? શું એક વખત જેને સજ્જડ હાર આપી ધૂળ ચાટતું કર્યું એ તુર્કસ્તાન આગળ હવે અમારે પરાજય કબૂલવો ? શું એક મામૂલી બળવાખોર અમને પાછાં હઠવાની ફરજ પાડી શકે ? આમ થશે તો દુનિયામાં અમારી આબરૂ શું રહેશે ? અમે સામ્રાજ્ય કેમ ચલાવી શકીશું ? ગમે તે ભોગે આ તોફાન બંધ થવું જ જોઈએ. પણ તેઓ લાચાર હતાં. તેમનું સૈન્ય યુરોપની અશાંતિમાં જ અટવાઈ ગયું હતું. યુરોપનાં વિજેતાના કોલકરારના કાગળિયા ઇસ્તંબૂલના પાટનગરના રસ્તા ઉપર ઊડતા હતા !

આખરે ગ્રીસે તેમને આ સંકટમાંથી ઉગાર્યા. ગ્રીસના વડા પ્રધાને સુલેહપરિષદની ત્રિપુટી આગળ પોતાનું લશ્કર મદદે આપવાની તૈયારી બતાવી. માત્ર એક જ શર્તે-જીત મળ્યા પછી તુર્કસ્તાનનો મોટો એવો ટુકડો તેને મળવો જોઈએ !

ઘણાં વર્ષો સુધી તુર્કીની ગુલામી બરદાસ્ત કર્યા પછી તે પણ યુનાની સામ્રાજ્યનું સ્વપ્નું સેવતો હતો. એટલા માટે સ્મર્નામાં

તેણે પોતાની ખાસ ચુનંદી સેના પહેલેથી જ રાખી હતી. મહાયુદ્ધનો દારૂગોળો, શસ્ત્રાસ્ત્રો વિગેરે એટલા માટે જ ખરીદીને પોતાની યુદ્ધશક્તિ વધારી હતી. મિત્રરાજ્યોની પ્રતિજ્ઞા ધૂળમાં મળતી તે જ અટકાવી શકે તેમ હતો.

આખરે નછૂટકે મિત્રરાજ્યોએ તેની શર્ત મંજૂર કરી.

મુસ્તફા કમાલે ઇસ્તંબૂલ ઉપર આખરી હલ્લો કરવા પોતાનું સૈન્ય એકઠું કર્યું કે યુનાનીઓ આગળ વધ્યા. તેમના વ્યવસ્થિત અને સુસજ્જ સૈન્ય સામે મુસ્તફાનું કામચલાઉ સૈન્ય ક્યાં સુધી ટકી શકે! યુરોપીય તુર્કીને તેમણે થોડા વખતમાં જ જીતી લીધું. એશિયામાંથી પણ ઇસ્તંબૂલ ભણી જવાના તમામ રસ્તા તેમણે રોકી લીધા. લાચાર થઈને મુસ્તફાને પાછા હઠવું પડયું.

હવે ફરી પ્રતિક્રિયા શરૂ થઈ. પરાજય અને નિરાશાની ભાવના ફરીને તુર્કીને ઘેરી વળી. એ વખતની તુર્કીની હાલત એવી હતી કે નાનો સરખો વિજય તેને આનંદ અને ઉત્સાહથી ભરી દેતો અને નાનો સરખો પરાજય નિરાશા અને ગમગીની ફેલાવી દેતો. લડતાં લડતાં, વર્ષોની અશાંતિથી જનતા હવે કંટાળી ગઈ હતી. હવે વધારે જોખમ ખેડવાનો ઉત્સાહ તેમનામાં નહોતો રહ્યો. હવે વધારે દાવ ખેલવાની તેની તૈયારી નહોતી. આખો દેશ શાન્તિ! શાન્તિ! ઝંખવા લાગ્યો અને નસીબ સામેની આ લડાઈ બંધ કરવા અવાજ ઉઠાવ્યો. મુસ્તફા કમાલ વિરુદ્ધ લોકમત પ્રબળ થવા માંડ્યો. તેના દુશ્મનોએ આ તકનો લાભ લઈ તેમાં સૂર પુરાવ્યો. મુસ્તફા કમાલને દંડ દેવા માટે તેમણે રાષ્ટ્રીય મહાસભાને તૈયાર કરી.

અંગોરામાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક શરૂ થઈ. મુસ્તફા કમાલ ઉપર રાષ્ટ્રને વિનાશના ખાડામાં ધકેલી દેવાનું તહોમત મૂકવામાં આવ્યું. મોટા ભાગના પ્રતિનિધિ ઉશ્કેરાયલી હાલતમાં હતા અને મુસ્તફાનું ખૂન પીવા આતુર હોય એમ જણાતું હતું.

પણ મુસ્તફાની શક્તિઓ સંકટોની વચ્ચે જ વધારે ખીલતી હતી, મુશ્કેલીઓની ઘેરી ઘટામાં જ વધારે પ્રકાશતી હતી. કાળાં વાદળાંની ઘનઘોર ઘટામાંથી વીજ ઝબૂકે એમ આ વખતે તેનામાં અજબ જોશ આવ્યું હતું. તેના પોતાના જ માણસો, તેના જ અનુયાયીઓ, એ જ તુર્કી જનતા જેને માટે રાતદિવસ લોહી-પરસેવો નિતારીને કામ કર્યું હતું તે આજે તેને અપરાધી ઠરાવે ?

ઉશ્કેરાયલા પ્રતિનિધિઓ સમક્ષ તે પોતાનો ખુલાસો રજૂ કરવા ઊભો થયો. પ્રતિનિધિઓએ ઘુમરાણ મચાવ્યું. શિકારને જોઈને શિકારી કૂતરાંઓ ઘૂરકાટ કરે તેમ. મુસ્તફા કમાલે બોલાવાનું શરૂ કર્યું અને તેના અવાજમાં બધા અવાજ, બધું જ ઘુમરાણ, બધો જ શોરગુલ ડૂબી ગયો. તેનો અવાજ તેજ થયો. તેનો સ્વર ઊંચે ચઢતો ગયો. શબ્દ પછી શબ્દ, વાક્ય પછી વાક્ય-તેની વાણીનો ધારાપ્રવાહ અસ્ખલિત ગતિએ વહેવા માંડ્યો. સારા ભુવનમાં શાંતિ પથરાઈ ગઈ. પ્રતિનિધિઓને એક બીજાનો શ્વાસોશ્વાસ સંભળાતો હતો.

મુસ્તફા કમાલ ઘણા વખત સુધી બોલ્યો. તેણે પોતાનું હૃદય ઠાલવ્યું. તેના એક એક શબ્દમાંથી આત્મવિશ્વાસ ટપકતો હતો. તેની વાણીમાં અજબ શક્તિ, કોઈ અપૂર્વ તેજ હતું. તેની એક એક દલીલ સબળ અને અતૂટ હતી. તેણે કહ્યું:

'પરાજયને માટે અમે જવાબદાર નથી. તેની સારી જવાબદારી સુલતાન અને તેના અનુયાયીઓની છે. તેણે તુર્કીની મજબૂત અને વ્યવસ્થિત સેનાને અંગ્રેજોના હુકમને તાબે થઈ વિખેરી નાંખી. તમામ યુદ્ધસામગ્રી શત્રુઓના હાથમાં સોંપી દીધી. અને રાષ્ટ્રને નમાલું, કાયર અને નપુંસક બનાવી દીધું. દેશની નપુંસકતા અને કાયરતા દૂર કરી તેનામાં મરદાનગી અમે લોકોએ પ્રગટાવી છે. મિત્રરાજ્યોના પીઠબળથી અને સુલતાનની નબળાઈનો લાભ ઉઠાવી યુનાનીઓ આપણા દેશ ઉપર ચડી આવ્યા. તેના મુકાબલા માટે આપણે હજી તો તૈયારી પણ શરૂ કરી નથી. આ એક નવી આફત છે અને આ કટો-

કટીની પળે રાષ્ટ્ર જો એક થઈને તેનો સામનો કરશે તો આ આફત પણ ટાળી શકાશે.'

ફરી તેણે પ્રતિનિધિઓમાં ઉત્સાહ–ગરમી રેડી. તેના પ્રાચીન ગૌરવની યાદ આપી. તેમના દેશાભિમાનને જાગૃત કર્યું. 'યુનાનીઓ આપણને કદી જીતી શકવાના નથી. તેઓ એકલા છે. અંગ્રેજો જરૂર તેમના સમર્થકો છે, પણ તેઓ યુનાનીઓને કંઈ પણ મદદ નહિ કરી શકે. કારણ કે તેઓ ખુદ શક્તિહીન અને નિર્વીર્ય થઈ ગયા છે.'

'તમે' તેણે આખરી મંત્ર ફૂંક્યો 'તમે તુર્ક લોકો આજે એ યુનાનીઓની આગળ શિર ઝુકાવશો, એની ગુલામી કરશો જે ગઈ કાલ સુધી તમારા ગુલામ હતા અને તમારી જીહજૂરી કરતા હતા? હું માની શકતો જ નથી કે તમે આમ કરો. ઊઠો, એકત્ર થાઓ, આખરી ફેંસલો કરી નાખો અને જીત તમારી છે.'

બધાં વિરોધી વાદળાંઓ મુસ્તફાની ઝંઝાવાતસમી વાગ્ધારા આગળ વિખરાઈને અદૃશ્ય થઈ ગયાં. રાષ્ટ્રીય મહાસભાનો એકે એક માણસ મુસ્તફાને સાથ આપવા તૈયાર થઈ ગયો.

દેશના કાફલાને સાથે રાખીને ફરી મુસ્તફાએ મજલ આદરી. તેને મોડું થાય એ પહેલાં મિત્રરાજ્યો સાથે સંધિ કરવાની સલાહ આપનારા ઘણા હતા. તેવાઓને તે એક જ જવાબ આપતો 'તમે બાયલા છો, કંઈ તુર્ક પ્રજા તમારા જેવી નામર્દ નથી.'

ફ્રેન્ચ સરકારના પ્રતિનિધિને તેણે સાફ સાફ સંભળાવી દીધું.

'સીરિયા અને અરબસ્તાન તમે ભલે રાખ્યાં. એ તમને મુબારક હો, પણ તુર્કી ઉપર આંખ માંડી તો આંખ ખેંચી લઈશ. દરેક દેશને પોતાની સરહદની અંદર સ્વતંત્ર રીતે પોતાનું ભાવિ ઘડવાનો અધિકાર છે એમ અમે માનીએ છીએ–અને તુર્કીને પણ એ અધિકાર મળે એ અમારો દાવો છે. અમારે બીજાનો મુલક પડાવી લેવો નથી. માત્ર અમારા જ

મુલક ઉપર અધિકાર માગીએ છીએ તેમાં એક ઇંચ વધારે નહિ કે ઇંચ ઓછું પણ નહિ.'

પણ હજી તેના માર્ગમાં વિઘ્નો હતાં. અત્યાર સુધી તેની પાસે કાયદેસર સેના ઘણી જ ઓછી હતી. યુનાનીઓ સાથે લડનારી સેનાનો મોટો ભાગ પહાડોમાં છુપાઈને 'ગોરીલા-યુદ્ધ' કરતો હતો. એવાં સૈન્યોમાં સાથી મોટાં બે સૈન્ય હતાં. એક અદહમના હાથ નીચે અને બીજું અલી ફુઆદના હાથ નીચે. આ બંને સરદારો મુસ્તફા કમાલથી સ્વતંત્ર થઇ પોતાનો જુદી તાકાત વધારવા માગતા હતા. તેમણે રાષ્ટ્રીય મહાસભાના આદેશોનો તિરસ્કાર કરવા માંડ્યો, અને પોતાની એક જુદી જ સરકારની સ્થાપના કરવાની કોશિશ કરી. મુસ્તફા કમાલે તેમને સમજાવટથી મનાવવા ખૂબ પ્રયત્ન કરી જોયો, પણ જ્યારે તેઓ ન માન્યા ત્યારે તેણે બળજબરી વાપરવાનો નિશ્ચય કર્યો. અલી ફુઆદને તો તેણે સહેલાઇથી દબાવી દીધો પણ અદહમ જબરો નીકળ્યો. તે મહા લુચ્ચો અને બદમાશ માણસ હતો. તુર્કી રાષ્ટ્રીયતાની પણ તેણે જરાયે પરવા ન કરી. સ્વાર્થ સાધવાનો એક માત્ર ઉદ્દેશ તેણે પોતાના જીવનમાં રાખ્યો હતો. તે યુનાનીઓની સાથે જઈને મળવાનો અને પોતાને આધીન સૈનનો વિખેરી નાખવાની તૈયારી કરતો હતો, એવામાં જ મુસ્તફાએ તેની ઉપર છાપો માર્યો અને ક્યાંય દૂર સુધી તેને હાંકી કાઢ્યો. તે યુનાનીઓને જઈને મળ્યો.

યુનાનીઓ અત્યાર સુધી ઇસ્તંબૂલના રસ્તા રોકીને માર્ગમાં જ અડ્ડા જમાવીને પડ્યા હતા. પણ તેમણે ઇસ્તંબૂલ ઉપર હુમલો કર્યો નહોતો. અદહમ જેવો બાહોશ માણસ તેમને મળ્યો એટલે તુર્કોના આ અંદરઅંદરના ઝઘડાનો લાભ લઈ તેમણે તુર્કો ઉપર આક્રમણ કર્યું. પણ તેમની ગણતરી ખોટી પડી. મુસ્તફા કમાલ પૂરતું સંગઠન કરી ચૂક્યો હતો. અને યુનાનીઓને સજ્જડ હાર મળી.

## ૧૮

આમ પરિસ્થિતિએ પલટો લીધો હતો. ભાગ્યનું પલ્લું મુસ્તફા કમાલની તરફ નમતું હતું. કાઝિમ કારાબકીરે આર્મિનીઆ ઉપર ચઢાઈ કરી કાર્સ જીતી લીધું હતું અને તે રશિયન સૈન્યને જઈને મળ્યો હતો. બોલ્શેવીક રશિયા તેને ખુલ્લી રીતે મદદ કરતું હતું. આ લડાઈ બંધ થાય એવી મિત્રરાજ્યોની ઇચ્છા હતી પણ યુનાનીઓને તો સામ્રાજ્ય જોઈતું હતું એટલે તેમની વાત માની નહિ. આથી મિત્રરાજ્યોએ તટસ્થતા જાહેર કરી. તુર્કસ્તાન હવે પૂરતા પ્રમાણમાં તાકાત દેખાડી રહ્યું હતું. ફ્રાન્સ તેને ગુપ્ત રીતે મદદ કરવા લાગ્યું. ઇટાલિ પણ શસ્ત્રાસ્ત્રો વેચીને તેને સહાય કરવા લાગ્યું. તેની શક્તિથી અંજાઈને અફઘાનિસ્તાન અને ઇરાન તેની મૈત્રી ઇચ્છવા લાગ્યાં હતાં. તુર્કસ્તાન પોતે પણ એક થઈ ગયું હતું. આંતરિક લડાઈ (civil war) સમાપ્ત થઈ ચૂકી હતી, પણ યુનાનીઓને સંપૂર્ણ રીતે હરાવી શકાયા નહોતા. પાછા હઠીને પણ તેઓ નવા હુમલાની તૈયારી કરતા હતા.

મુસ્તફા કમાલે જોયું કે વખત ગુમાવવો જરાયે પાલવે તેમ નથી. તેણે પોતાનું બળ સંગઠિત કરવા માંડ્યું. મુશ્કેલીઓનો પાર નહોતો. તેની પાસે જે થોડાં સાધનો હતાં તે પણ રદ્દી હતાં: લડવાની ના પાડનારા શ્રમિત સિપાહીઓ, યુદ્ધના કેદીઓ, જૂની–પુરાણી તોપ–બંદૂકો, ગામડાંનાં ગાડાં—આ સાધનોમાંથી તેને અવ્વલ નંબરનું સૈન્ય તૈયાર કરવાનું હતું. હિમાલય જેવી જબરદસ્ત મુશ્કેલીઓ સામે પડી હતી. છતાં તેણે એ હિમાલય ઓળંગવાનો નિશ્ચય કર્યો. દિવસરાત તેણે જ્ઞાનતંતુના અતિશય બોજા તળે સતત રીતે કામ કર્યું. કેટલીયે રાત તે ઉજાગરામાં ગાળી નાખતો અને સવાર સુધી કામ ઉપર જૂતેલો રહેતો. આ બધાનું પરિણામ એ આવ્યું કે તે સ્વભાવે વધારે ચીડિયો અને ખિન્ન થતો ગયો.

બીજી બાજુ તેને એમ લાગતું હતું કે જો તેણે સફળ રીતે

તુર્કીની આઝાદીનું ભગીરથ કાર્ય પાર પાડવું હોય તો રાષ્ટ્રીય મહાસભાએ તેના રસ્તામાં વિઘ્ન ન નાખતાં તેનો રસ્તો સાફ કરી દેવો જોઈએ. તેને વધારે અધિકારો મળવા જોઈએ. અત્યાર સુધી નાની નાની બાબતો મંજૂર કરાવવા માટે તેને વારંવાર રાષ્ટ્રીય મહાસભા પાસે જવું પડતું હતું. બંધારણીય રીતે તે રાષ્ટ્રીય મહાસભાનો પ્રમુખ હતો પણ એ બંધારણ તેને કાર્યવાહીના અધિકારો આપતું ન હતું. વળી મહાસભાના સભ્યો પણ તેની પ્રત્યે વિશ્વાસ ધરાવતા ન હતા. 'રાષ્ટ્રીય મહાસભા લોકોની—કેવળ લોકોની જ—મૂર્તિમંત સંસ્થા છે' એમ વારંવાર કહ્યા છતાં મુસ્તફાના આ વચનમાં કોઈને શ્રદ્ધા નહોતી. તેમને એમ લાગતું હતું કે મુસ્તફા કમાલ મહાસભાને ભલે લોકોની સંસ્થા કૂટ્યા કરે પણ વાસ્તવિક રીતે જોતાં તે કેટલીયે વાર લોકોના હક્ક ઉપર તરાપ મારે છે.

આ પામર જંતુઓની વારંવારની દરમિયાનગીરીથી મુસ્તફા હવે કંટાળી ગયો હતો. એથી એનું કામ તો બગડતું જ હતું, ઉપરાંત તેનું સ્વાભિમાન, તેની મહત્ત્વાકાંક્ષા, તેની અધિકારપિપાસા ઉપર સખત ફટકો પડતો હતો. આ બધાનો અંત લાવવા તે અધિકારપ્રાપ્તિ માટે યોગ્ય અવસરની રાહ જોઈ રહ્યો હતો. પણ બહારના લોકો આગળ તેણે પોતાનો આ અસંતોષ પ્રગટ કર્યો નહિ. માત્ર પોતાના મિત્રો અને સાથીદારો આગળ તે પોતાનું સાચું સ્વરૂપ પ્રગટ કરતો. એક દિવસ સાંજે તે મહાસભાની બેઠકમાંથી પાછો ફર્યો હતો. મહાસભાના સભ્યોની કાર્યવાહીથી તે ગુસ્સે થયેલો જણાતો હતો. અને ગુસ્સાના આવેશમાં તે રાજનીતિજ્ઞોને ગાળો દેતો હતો.

'પ્રજાતંત્ર એ તો ભિન્નભિન્ન મતના ઘણા માણસોએ પકાવેલી ખીચડી જેવું તંત્ર છે. તે મૂર્ખાઓનું તંત્ર છે. જે તંત્રમાં સત્તાની લગામ સંપૂર્ણપણે એક માણસના—એક જ માણસના—હાથમાં સોંપવામાં આવી હોય તે જ તંત્ર આદર્શ હોઈ શકે, તે જ તંત્ર સર્વોત્તમ હોઈ શકે.' એકાએક તે હાલીદે તરફ ફર્યો અને તેને જોરથી પ્રશ્ન કર્યો

'તમે શું ધારો છો હાલીદે?' તે જાણતો હતો કે હાલીદ પ્રજાતંત્રવાદી છે અને બધી પ્રકારની સરમુખત્યારીની કટ્ટર વિરોધી છે.

'તમે શું કહેવા માગો છો તે હું સ્પષ્ટપણે સમજી નહિ, પાશા!'

'હું શું કહેવા માગું છું તે હમણાં જ બતાવું છું' ગુસ્સામાં ને ગુસ્સામાં તેની ભૂરી આંખો વધારે ચમકવા લાગી. 'હું એ કહેવા માગું છું કે હવેથી દરેક જણે મારી ઇચ્છા મુજબ ચાલવું પડશે, મારી આજ્ઞાનું પાલન કરવું પડશે. મારે કોઈની સલાહની, કોઈની ટીકાની જરૂર નથી. મારા માર્ગમાં જરાયે વિઘ્ન જોઈએ નહિ કે ટીકા-ટિપ્પણ જોઈએ નહિ. તમારે પણ મૂંગે મોઢે હું કહું તેમ કરવાનું છે.'

જ્યાં સુધી તેને કામ મળતું ત્યાં સુધી તેના ચોવીસે કલાક કામમાં જ રોકાઈ જતા, પણ નવરો પડતો ત્યારે તેની અંદરની અશાંતિ, ખિજવાટ, અસંતોષ અને ઉકળાટ બહાર નીકળતા. એ વખતે તેના સાથીઓ પ્રત્યે તે કઠોર રીતે વર્તતો. એવા વખતમાં તેને ચેન જ પડતું નહિ અને પોતાના ગંદા મિત્રોની સાથે તે હોટેલ, પીઠા કે વેશ્યાગારનું શરણુ શોધતો. ઇસ્મત અને ફૌજી આ વખતે તેના ડાબા જમણા હાથ જેવા હતા. પણ તેઓ પાક મુસલમાન હતા. તેઓ નીતિપરાયણ હતા. આવા પ્રસંગોમાં તેઓ મુસ્તફાને પોતાનો સાથ આપતા નહિ. આચાર-વિચાર અને ધર્મ-કર્મમાં તેઓ ચુસ્ત હતા. શરાબને તેઓ અડતા જ નહિ, તેમ જ પોતાની પરદેનશીન સ્ત્રી સિવાય બીજી સ્ત્રી તરફ નજર સરખી પણ કરતા નહિ.

મુસ્તફા કમાલ આ લોકોની ખુબ હાંસી કરતો. મજહબ, આચાર, નીતિમત્તા વિગેરેનો જાણે તે કટ્ટર દુશ્મન હતો! આ બધું તેને મન ઢોંગ-ધતીંગ હતું-મૂર્ખોને ઠગવાની ચાલબાજીસમું હતું. આ દિવસોમાં તે પોતાના નજીકમાં નજીકના મિત્રોની હાંસી ઉડાવતો. રાફત, હાલિદા, અદનાન, કાજિમ કારા બકીર, ઇસ્મત, ફૌજી વગેરે કોઇ ને સંભળાવવામાં બાકી રાખતો નહિ. ખરું જોતાં આ દિવસોમાં તે પોતાના ખરા

સ્વરૂપમાં, પશુ–સ્વરૂપમાં, પ્રગટ થયો હતો, તે કોઈ વ્યક્તિ તરફ, તેના વિચારો અને આદર્શો તરફ માનની નજરે જોતો નહિ કે ન તેમની પરવા કરતો.

લગભગ બધાથી તે અસંતુષ્ટ રહેતો. પોતાના નીચેના માણસો સાથે આવા વખતે તે સખતાઈથી વર્તતો. કોઈની સલાહ માનતો નહિ, કોઈનું કહ્યું ગણકારતો નહિ. તેનામાં કૃતજ્ઞતાનો છાંટો નહોતો, અને જક્કી તો ગજબનો હતો અને એવો જ ધૂની પણ હતો. ચિઠ્ઠી અને પત્રવ્યવહારની જગ્યાએ તે તાર અને ટેલીફોનનો ઉપયોગ કરતો. વાતવાતમાં તે ત્રણસો ત્રણસો શબ્દોનો તાર, જાણે પત્ર મોકલતો હોય એટલી જ સ્વાભાવિકતાથી, મોકલતો.

બીજી બાજુ તેનું જીવન સાદું હતું. કાળા સમુદ્રની દક્ષિણના પહાડી લોકો તેના ઘરની ચોકી કરતા હતા. તેને તે સારી રીતે રાખતો, ખવડાવતો, પિવડાવતો અને સારા સારા પોશાકો ભેટ કરતો અને મોટા પગારો આપતો. એ સિવાય તે પાટલૂનના ખીસામાં હાથ નાખીને એકલો ફરવા નીકળી પડતો. ધારાસભાગૃહમાં પણ તે પ્રમુખના ખાસ આસન ઉપર ભાગ્યે જ બેસતો. મોટે ભાગે તે સભ્યોની સાથે જ બેસવાનું વધારે પસંદ કરતો.

થોડાક દિવસો પછી તે અંગોરાના જીવનથી કંટાળી ગયો. ઉનાળામાં ધૂળના વંટોળિયા ઊડતા અને ભયંકર ગરમી પડતી. શિયાળામાં કાદવ–કીચડ ને ગંદકી, એથી તે અંગોરાથી ચાર માઈલ દૂર એક ગામડામાં રહેવા લાગ્યો. આ વખતે તેની તબિયત સાવ લાશ ગઈ હતી. ડૉક્ટરો તેને સલાહ આપતા કે શરાબ છોડો, સંયમી જીવન ગાળો; પણ પાકે ઘડે હવે કાંઠા ચડે તેમ નહોતું. ડૉક્ટરોની સૂચનાની તેણે જરાયે પરવા ન કરી. તેની ગુપ્તદર્દની જૂની બીમારી ફરી ઊપડી આવી. અને અહીં આવ્યા પછી તે એક બીજી આફત–મેલેરિયા–માં સપડાયો.

તેના જીવનના આ સંકટકાળમાં તેને એક સ્ત્રી મળી. તેણે મુસ્તફાને બચાવી લીધો. મુસ્તફાની તે દૂરની સગી હતી. તેનું નામ

ફિક્રિયા હતું. અંગોરામાં તે નર્સ તરીકે કામ કરવા આવી હતી. ફિક્રિયા શરીરે નાજુક, સ્વભાવે કોમળ અને સૌંદર્યની મૂર્તિ હતી. તેની ઉમર ઘણી જ નાની હતી. મુસ્તફાને તે ગમી ગઈ. મુસ્તફા તેને પોતાને ઘેર લાવ્યો. ફિક્રિયા પણ મુસ્તફા સાથે મહોબ્બત કરવા લાગી અને તેને માટે સર્વસ્વ ન્યોચ્છાવર કરવા તૈયાર થઈ ગઈ. બીમારીમાં તેણે મુસ્તફાની જે સેવા કરી તે તો એક પ્રેમિકા જ કરી શકે. ફિક્રિયાએ આવીને તેનું ઘર અજવાળી નાખ્યું. તેના આગમનની સાથે જ આખા ઘરમાં શાંતિ, વ્યવસ્થા અને સુઘડતા આવ્યાં. તેનો નાજુક, કોમળ અને કલામય હાથ જ્યાં જ્યાં ફર્યો ત્યાં ત્યાં તેણે પ્રકાશ પાથરી દીધો. તે મુસ્તફાની રખાત નહોતી. તે તો પોતાનું દિલ આપી ચૂકી હતી—બદલામાં કાંઈ માગતી નહોતી છતાં બધું જ માગતી હતી. થોડા દિવસ મુસ્તફા પણ જાણે પાળેલા જાનવરની જેમ તેને આધીન થઈ ગયો અને ગૃહજીવનનું મધુર સુખ અનુભવવા લાગ્યો. તે એક સ્ત્રીના બંધનમાં ફસાઈ ગયો હોય એમ દેખાવા લાગ્યું.

પણ જંગલનું જાનવર પીંજરામાં ક્યાં સુધી પુરાઈ રહે? થોડા જ દિવસોમાં તે ઘરના વાતાવરણથી ધરાઈ ગયો, અને ફરી પેલી પફ પાવડરવાળી અને રંગેલા હોઠવાળી રદ્દી વેશ્યાઓની પાસે જવા લાગ્યો. બિચારી ફિક્રિયા આ જોઈ બળીને ખાખ થઈ જવા લાગી. તે એક તુર્કી નારી હતી, જેને એક વખત પોતાનું હૃદય આપી ચૂકી તેને તેણે જીવનભરને માટે પોતાનું સર્વસ્વ આપી ચૂકી હતી. મુસ્તફા જ તેનો હૃદયસ્વામી, તેનો માલિક, તેનું સર્વસ્વ હતો. જેમ જેમ મુસ્તફા તેનાથી વિમુખ થવા લાગ્યો તેમ તેમ તે અધિક અધિક પ્રેમ કરવા લાગી.

બરાબર આ અરસામાં યુનાનીઓએ જોરદાર હુમલો કર્યો. અરફી શહેર આગળ ઇસ્મતની સરદારી નીચે તુર્કી સેનાએ પડાવ નાખ્યો હતો. તે એક રેલવે-જંકશન હતું અને પશ્ચિમ આનાતોલિયાનું

પ્રવેશદ્વાર હતું. ઇસ્મત આ માર્ગને રોકીને ઊભો હતો. પણ યુનાનીઓના પ્રબળ ધસારા આગળ ઇસ્મતની સેના ટકી શકી નહિ. તેમણે અસ્કી શહેરનો કબજો કર્યો. ઇસ્મત ભારે સંકટમાં પડી ગયો. જો તે પાછો હઠે તો હાર નિશ્ચિત હતી. સારા આનાતોલિયાનો પ્રદેશ શત્રુઓ સહેલાઈથી કબજે કરી લે અને ત્યાં એકઠી કરેલી પુષ્કળ યુદ્ધ-સામગ્રી તેમના હાથમાં પડે. જો તે ન હઠે તો પણ પરાજય ચોક્કસ હતો. યુનાનીઓને તે જીતી શકે એમ નહોતું. એ ઉપરાંત તેની આગળ તુર્કીની જે સર્વોત્તમ સેના હતી તેનો નાશ થઈ જાય. આ કટોકટીની પળે તેણે શું કરવું જોઈએ એ તે નક્કી કરી શક્યો નહિ. આખરે તેણે મુસ્તફા કમાલને ખબર મોકલાવ્યા.

સાપ કાંચળી ઉતારે એટલી સહેલાઈથી તેણે અમન, ચેન અને રંગરાગને લાત મારીને છોડી દીધાં અને તે દુશ્મનોનો મુકાબલો કરવા નીકળી પડ્યો. આવતાં જ તેણે બધા અધિકારો પોતાના હાથમાં લઈ લીધા. જાણે ઇસ્મતના માથેથી મોટો બોજો દૂર થઈ ગયો ! મુસ્તફાનું નામ પડતાં જ હૃદયમાં વીજળી ફેલાઈ ગઈ. મસાણેથી મુડદાં બેઠાં થઈ ગયાં. નિરાશાઓમાં આશા, અચેતોમાં ચેતના પ્રસરી ગઈ. મુસ્તફા કમાલે બારીકાઈથી પરિસ્થિતિનું અવલોકન કર્યું, તેની ઉપર ગંભીર વિચાર કર્યો અને તેણે હુકમ કર્યો 'અસ્કી શહેર ખાલી કરો, પાછા ફરવાનો હુકમ કરો, અહીંથી બસો કીલોમિટર દૂર સાકરિયા નદીને તીરે નવા મોરચા આરંભી દો.'

તુરત જ તુર્કી સેના પાછી ફરી અને સાકરિયા નદી ઉપર તેણે પોતાનો મોરચો ગોઠવ્યો. એથી બે ફાયદા હતા. અંગોરા નજીક હોવાથી તુર્કોને ગમે ત્યારે મદદ મળી શકે તેમ હતું અને દુશ્મનોને એટલે દૂર આવતાં ઠીક ઠીક મુશ્કેલીઓ સહન કરવી પડે અને તેઓ આવી પહોંચે એટલા વખતમાં તુર્ક લોકો પોતાની તૈયારી બરાબર કરી શકે.

બધી તૈયારી કરીને મુસ્તફા કમાલ અંગોરા આવ્યો. તેણે જોયું કે સારા શહેરમાં ખળભળાટ થઈ ગયો છે, લોકો ડરી ગયા છે અને

બધી માલ-મિલકત, બિસ્ત્રા-પોટલાં બાંધી નાસી જવાની તૈયારી કરી રહ્યા છે. રાષ્ટ્રીય મહાસભાએ આ વખતે પણ આ બધી આફતો ઊભી કરવાનો દોષનો ટોપલો મુસ્તફાને શિરે મૂક્યો. આ વખતે પણ એક વીરને છાજે તે રીતે આ વામનજીઓ આગળ તે ઊભો. તેણે માગણી કરી. 'તુર્કસ્તાનને બચાવવું મારા હાથની વાત છે. પણ એક જ શરતે, મને મુખ્ય સેનાપતિ બનાવો અને સરમુખત્યારની કુલ સત્તા મારા હાથમાં મૂકો.' શરૂઆતમાં તો તેમણે હા-ના હા-ના કર્યા કરી પણ મુસ્તફા દઢ રહ્યો 'જો તુર્કસ્તાનને બચાવવામાં મારી મદદની જરૂર હોય તો મને પૂરા અધિકાર આપવા જ પડશે. આ કટોકટીની પળે હું કોઈપણ પ્રકારની ઉપરી-સત્તા સ્વીકારી શકું નહિ. લડાઈ ધારાસભાના ગૃહમાં નથી જીતવાની પણ રણમેદાન ઉપર જીતવાની છે!'

આખરે મહાસભાને થોડીક સામાન્ય શરતો સાથે મુસ્તફાની માગણી સ્વીકારવી પડી. તુરત જ તેણે પૂરો અધિકાર પોતાના હાથમાં લઈ લીધો અને શત્રુઓનો ભયંકર સામનો કરવા માટે તૈયારી કરવા લાગ્યો. એક વખત તે ઘોડા ઉપરથી પડી ગયો. તેની પાંસળીનું એક હાડકું તૂટી ગયું. પણ બે દિવસમાં જ તેણે પથારીને લાત મારી દીધી. તેની જૂની બીમારીએ ફરી ઊથલો ખાધો. તેની પણ મુસ્તફાએ જરાયે પરવા કરી નહિ. જુલાઈની ભીષણ ગરમી હતી, પણ મુસ્તફા એક ભૂતની પેઠે રાત દિવસ કામ કરી લોહી-પરસેવો એક કરી રહ્યો હતો. પૂરા જુસ્સા અને ઉમંગથી તેની નસનસમાં જાણે વીજળી દોડતી હતી અને બીજાને પણ પોતાની પેઠે કામે વળગાડી તેમને ઉત્સાહ અને પ્રેરણા આપતો હતો.

## ૧૯

ડુંગરાળ પ્રદેશમાં થઈને સાકરિયા નદી વાંકીચૂંકી ચાલી જતી હતી. તેની આસપાસની ટેકરીઓની હારમાળાઓ ઊભી હતી. તુર્કોનો મોરચો અહીં ગોઠવવામાં આવ્યો હતો.

૧૯૨૧ના ઑગસ્ટ માસની ૨૧ મી તારીખે યુનાનીઓએ આ નવા મોરચા ઉપર હુમલો કર્યો. એક જબરદસ્ત ધમસાણ મચ્યું. યુનાનીઓની સેનામાં ખ્રિસ્તીઓ રહેતા હતા તે તુર્કોની ગુલામી કરી કરીને થાકયા હતા. તેમને જાહેર રીતે દેશદ્રોહી ઠરાવવામાં આવ્યા હતા અને તેમને થયેલી દેહાંતદંડની શિક્ષા પણ જાહેર કરવામાં આવી હતી. આ લોકો હાથમાં માથું રાખીને લડયા, કારણ કે તેઓ જાણતા હતા કે આ લડાઈમાં પરાજયને અંતે મોત અથવા જિંદગીભરની કાળી ગુલામી તેમના લલાટે લખાઈ ચૂકી છે. તુર્ક લોકો પણ પોતાનાં બાળ–બચ્ચાં માટે, પોતાની સ્ત્રીઓ માટે, પોતાના ઘર માટે, અરે પોતાની રોટી માટે લડતા હતા. એથી બંને બાજુથી ભયંકર લડાઈ થઈ–પ્રાણની બાજી લગાવીને !

બરાબર ચૌદ દિવસ સુધી લડાઈ આ પ્રમાણે જ ચાલતી રહી. તુર્કી મોરચાથી થોડા માઈલ દૂર પાછળના એક ગામમાં મુસ્તફા કમાલ રાતદિવસ લડાઈને દોરી રહ્યો હતો. હજીયે તે બીમાર હતો. તૂટી ગયેલી પાંસળીને જો કે સાંધી લેવામાં આવી હતી, તોયે તે કાતિલ વેદના કરતી હતી. પણ હમેશની પેઠે યુદ્ધના નશામાં તેણે તેની દરકાર કરી નહિ. તુર્કી મોરચાના નાના મોટા દરેક વિભાગથી તે પરિચિત હતો. આખો પ્રદેશ તેની આગળ તરતો હતો. કયા પ્રદેશમાં કેટલું સૈન્ય છે, કોણ સેનાપતિ છે વિગેરે તે બરાબર જાણતો હતો. નાના મોટા દરેક અમલદારની નબળાઈ વિષે તે માહિતગાર હતો. જ્યાં જ્યાં તેને નબળાઈ દેખાતી ત્યાં તે પોતાની નાની સરખી અનામત સેના લઈને પહોંચી જતો. ઘડીકમાં અહીં તો ઘડીકમાં ત્યાં–દરેક જગ્યાએ તે દેખાતો. પોતાના વ્યક્તિત્વ વડે પ્રભાવ પાડતો આખી લડાઈ ઉપર તે અધિકાર ભોગવતો હતો !

ચૌદ દિવસના ખૂનખાર યુદ્ધ પછી પણ કંઈ પરિણામ આવ્યું નહિ. મુસ્તફાએ જોયું કે કટોકટીની પળ હાથવેંતમાં છે, બંને પક્ષો નબળા પડતા જાય છે, થોડા જ વખતમાં એક યા બીજો પક્ષ ભાંગીને ભુક્કો થઈ જશે.

તેની ઑફિસમાં તે અહીં તહીં ફરવા લાગ્યો—ઘડીમાં નકશો જોતો, ઘડીમાં મોટેથી વિચાર કરતો, ઘડીમાં ખિજાતો તે હુકમો આપી રહ્યો હતો. એવામાં રાત પડી. બેના ટકોરા થયા. ફોનની ઘંટડી સંભળાણી. એક અમલદાર આવ્યો. સલામ કરીને ઊભો રહ્યો. 'ફૌજી પાશા આપની સાથે વાત કરવા માગે છે' તેણે કહ્યું અને બીજી જ પળે તે ચાલ્યો ગયો.

'શું કહેવા માગો છો ?' મુસ્તફાનો સાદ ફાટતો જતો હતો.

'આજનો દિવસ સારો દેખાય છે. યુનાનીઓ નબળા પડતા જણાય છે. પાછા હટવાની તેઓ તૈયારી કરતા હોય એવું જણાય છે.'

'ખટ્' કરતું તેણે રિસીવર પડતું મૂક્યું. થોડો વખત સુધી તે નકશા ઉપર વાવટાઓ ખોડતો, તેમાં ફેરફાર કરતો, પરિસ્થિતિનું માપ કાઢતો બેઠો. દીવાના અજવાળામાં તેના ચહેરા ઉપર છેલ્લા કેટલાક દિવસોના ઉજાગરા અને કામનું તાણ દેખાતું હતું. તેના ગાલમાં ખાડા પડી ગયા હતા, હાડકાં ઊપસી આવ્યાં હતાં, આંખો ફિક્કી પડી ગઈ હતી અને ફરતાં કાળાં કૂંડાળાં વળી ગયાં હતાં.

અને તેણે નિર્ણય કર્યો. યુનાનીઓ નહિ ટકી શકે. તેણે જાહેર કર્યું 'હું પોતે જ લડાઈમાં ઊતરીશ.' તુર્કી સેનામાં ઉત્સાહનું નવું મોજું ફરી વળ્યું. 'બધું જ અનામત સૈન્ય અહીં ઉત્તરમાં ઝીંકી દ્યો. હું હમણાં જ આવ્યો' અને તેણે મોટર મગાવી.

એક સપ્તાહ સુધી યુનાનીઓએ ટક્કર ઝીલી. પણ તેમનો જુસ્સો નરમ પડી ગયો હતો. મુસ્તફા કમાલ મેદાન ઉપર આવ્યો હતો. લડાઈને બાવીસમે દિવસે તેઓ ભાગ્યા. મુસ્તફા કમાલ તેની પાછળ પડ્યો. તુર્ક લોકોએ ગુમાવેલો અસ્કી શહેરનો મોરચો ફરી તેણે જીતી લીધો.

અંગોરામાં લોકો ગાંડાતૂર બન્યા હતા. તેમના ઉત્સાહનો પાર નહોતો. હજી હમણાં જ દુશ્મનોની તોપના અવાજો તેમને કાને પડતા

હતા. હજી હમણાં જ બિસ્તરા–પોટલાં બાંધી તેઓ જીવ બચાવવા પહાડોમાં નાસી જવા તૈયાર થઈ ગયા હતા. મુસ્તફા કમાલે પોતાની લડાયક પ્રતિભાથી આખી બાજી પલટાવી નાખી. વિજેતાઓને પરાજય આપી તુર્કીમાંથી હાંકી કાઢ્યાં. દુશ્મનોને જીવ લઇને નાસવું પડ્યું. મુસ્તફા કમાલનો વિજયડંકો વાગી ગયો. તેની શૂરવીરતાના મોંફાટ વખાણ થવા લાગ્યા. તુર્કીનો તે હૃદયસમ્રાટ બન્યો. તેમણે તેને ગાઝી (ખ્રિસ્તીઓના કાળ)ની પદવીથી વિભૂષિત કર્યો જે એક મુસલમાન માટે ઊંચામાં ઊંચું માન ગણાતું હતું. રશિયા, અફઘાનિસ્તાન, હિંદુસ્તાન, ફ્રાન્સ, અમેરિકા–સારીયે આલમમાંથી તેના ઉપર અભિનંદનના તારો આવ્યા.

મુસ્તફા કમાલને પ્રશંસા પ્રિય હતી. સારી દુનિયા તેને માન આપે એ તેને ગમતું હતું, તેનામાં અધિકારની લાલસા પણ હતી. પણ સાથે સાથે જ તે આંધળો પણ નહોતો. વાસ્તવિકતાથી તે દૂર ભાગનારો નહોતો. તેણે જોયું કે આ વિજયની તેને ભારે કિંમત આપવી પડી છે. તેણે એમ પણ જોયું કે યુદ્ધનું ત્રાજવું કેટલું કટોકટ હતું. એક જરા સરખી મદદ જો યુનાનીઓને મળી હોત તો આખી બાજી પલટાઈ જાત. અને હજીયે યુનાનીઓ તુર્કસ્તાનની બહાર નથી ગયા. હજીયે તેઓ અડીંગા જમાવીને પડ્યા છે. જ્યાં સુધી તેમનાં થાણાં તુર્કસ્તાનની ધરતી ઉપર છે ત્યાં સુધી ગાફેલ રહેવાય નહિ. અને તેણે શસ્ત્રાસ્ત્રો એકઠાં કરવા માંડ્યાં. રશિયા પાસેથી કરજ લઈ દારૂગોળો, હથિયારો, ખોરાક બધું એ ઝડપથી એકઠું કરવા માંડ્યો. ગામડે ગામડે અને શહેરે શહેર તેણે થાણાં નાખી ભરતી કરવા માંડી.

પણ લોકો લડાઇથી ગળા સુધી આવી ગયા હતા. લોકોએ તેને શાંતિમય જીવન જીવવા દેવા આજીજી કરી. 'અમને અમારાં ખેતર ખેડવા દ્યો. યુનાનીઓ ચાલ્યા ગયા છે. હવે શેની બીક છે? હજીયે લડાઈ શા માટે?'

રાષ્ટ્રીય મહાસભાના પ્રતિનિધિઓ પણ હવે તેમણે આપેલી કુલ-

મુખત્યારી પાછી માગવા લાગ્યા. મુસ્તફા કમાલ વિરુદ્ધ ષડ્યંત્રો રચાવા લાગ્યાં. તેનો પેલો જૂનોપુરાણો હરીફ અનવર જે ખરે વખતે દેશને દગો દઈ નાસી ગયો હતો તે બુખારાનો અમીર બની બેઠો હતો. તે ત્યાં બેઠો બેઠો કાવતરાં કરી રહ્યો હતો અને તુર્કસ્તાનમાં આવવાની પેરવી કરી રહ્યો હતો. જમાલ અફઘાનિસ્તાનના અમીરનો સલાહકાર થઈ બેઠો હતો અને તે પણ પાછો આવવા માગતો હતો. મોટા મોટા રાજનીતિજ્ઞો કહેવા લાગ્યા, 'યુનાનીઓ હારી ગયા છે એ તકનો લાભ લઈ અત્યારે સારામાં સારી શરતોએ સંધિ કરી લ્યો. નહિ તો છે એટલું યે ગુમાવશું.'

પણ મુસ્તફાએ કોઈની એક વાત પણ સાંભળી નહિ. તેણે બધાની સલાહને ઠોકરે મારી. તેને પોતાની નીતિમાં શ્રદ્ધા હતી. તેનું ધ્યેય સ્પષ્ટ હતું. તેણે પોતાની સત્તાની લગામ ઢીલી મૂકી નહિ. તે પોતાના કામને બરાબર વળગી રહ્યો. હરેક પ્રકારનાં વિઘ્નોને પાર કરવા તેણે કમર કસી. રાજકીય પુરુષોના વિરોધને તેણે ઊગતા જ દાબી દીધો. એક કાવતરાનો પતો લગાવી તેણે પચીસેક માણસોને જરાયે અચકાયા વિના ફાંસી પર લટકાવી દીધા. તેણે લશ્કર પરની લગામ પોતાના હાથમાં રાખી. સેના તેના સરદારને બરાબર ઓળખતી હતી. તે વફાદારી-પૂર્વક આજ્ઞાધીન રહી. પોતાના સરદારને માટે જાન દેવા તૈયાર રહી.

અંગ્રેજોએ માલ્ટામાં કેદ રાખેલા તુર્ક પ્રતિનિધિઓને છોડી મૂક્યા હતા. તેમાં રાઉફ અને ફતેહી પણ હતા. તેઓ છૂટીને સીધા અંગોરા આવ્યા હતા અને મુસ્તફા કમાલને સાથ આપતા હતા. પણ મુસ્તફા કમાલની વધતી જતી તાકાત અને નિરંકુશતા જોઈને તેઓ પણ ફરી બેઠા અને વિરોધપક્ષમાં ભળી ગયા. મુસ્તફાએ એમની કોઈની પરવા કરી નહિ. તેણે બધા જ વિરોધીઓને સખતાઈથી દાબી દીધા.

તેનો ચીડિઓ સ્વભાવ પૂર બહારમાં ખીલી નીકળ્યો. ઘેર પણ તેને શાંતિ નહોતી. ઇસ્તંબૂલથી ઝૂબેદા આવી હતી અને ચાનકાયામાં તેની સાથે રહેતી હતી. બુઢાપાને લીધે તે આંધળી થઈ હતી. આખો દિવસ

નજીવી વાતમાં તકરાર કરતી. ફ્રિક્રિયે સાથે લડી પડતી. ફ્રિક્રિયેથી પણ તે હવે કંટાળી ગયો હતો. ઘરની, નોકરની અને એવી પાર વગરની તેની નજીવી વાતો સાંભળીને હવે તે થાકી ગયો હતો. ડૉક્ટરોએ કહ્યું કે ફ્રિક્રિયાને તપેદિક લાગુ પડયો છે. પણ તોયે મુસ્તફાના દિલમાં તેને માટે દયાનો અંશ માત્ર પણ ન પ્રગટયો. તેને ખાંસી લાગુ પડી હતી. દિવસરાત તે ખોંખોં કરતી. તેનું શરીર નબળું અને ફિક્કું પડી ગયું હતું. મુસ્તફાને હવે આ હાડપીંજર ઉપર જરાયે મોહ નહોતો. મમતા તો શેની જ હોય! હવે તો તેને ફ્રિક્રિયાનું મોઢું જોવું પણ ગમતું નહોતું. આમ મુસ્તફા પોતાનાં સગાંવહાલાંઓથી કંટાળી ગયો હતો અને તેનાથી છૂટવા તે આખો દિવસ બહાર રખડતો, દારૂ ઢીંચતો ને આખી રાત વેશ્યાઓના લત્તામાં વિતાવતો.

નાની સરખી ટીકા પણ તે સાંખી લેતો નહિ. કોઈની પણ દલીલો તે સાંભળતો નહિ, કોઈની તે દરકાર કરતો નહિ. જરા સરખો વિરોધ જોતાં તે ઊકળી ઊઠતો અને લડવા તૈયાર થઈ જતો. એક રાજકીય માણસે તેને કંઈ સલાહ આપી તો મુસ્તફાએ તેને તુરત જ બહાર ચાલ્યા જવાનું કહ્યું. ધારાસભાના એક માનનીય સભ્યે તેને નમ્રતાથી સૂચન કર્યું કે 'યુરોપિયન સ્ત્રીઓની પેઠે પુરુષો સાથે ખુલ્લા નાચ કરવા એ તુર્કી સ્ત્રીઓને માટે જરાયે શોભાસ્પદ નથી. એમાં તેમની લાજ–મરજાદ લોપાય છે.' આ સાંભળી મુસ્તફા ગુસ્સાથી ઊકળી ઊઠયો. તેણે તેની સામે છૂટું કુરાન ફેંકયું અને લાકડી લઈને તેની પાછળ બારણા સુધી દોડયો.

પણ આ બધું છતાં તે પોતાનું નિશાન ચૂકયો નહોતો. તે પોતાની મૂળ વાત ભૂલ્યો નહોતો. યુનાનીઓ ઉપર તે એક જબરદસ્ત હલ્લો લઈ જવાની તૈયારી કરી રહ્યો હતો. આખરે તેની તૈયારી પૂરી થઈ ગઈ. ૧૯૨૨ના ઑગસ્ટની ૨૬મી તારીખે તેણે હુમલો કરવાનો નિશ્ચય કર્યો. પણ આ વાત તેણે કોઈને જણાવી નહિ. ઑગસ્ટના પહેલા સપ્તાહમાં તેણે રણમેદાનમાં પડેલી સેનાનું સૂત્રસંચાલન પોતાના હાથમાં

લીધું અને બધી જ વ્યવસ્થા તે જાતે જ કરવા લાગ્યો. પછી તેણે ફૂટબોલનો એક મેચ ગોઠવ્યો અને એક પ્રેક્ષક તરીકે પોતે ત્યાં હાજર રહ્યો. અહીં તે એક પછી એક એમ બધા જ મુખ્ય મુખ્ય સેનાપતિઓને ગુપ્ત રીતે મળ્યો અને તેમને જરૂરી સૂચનાઓ આપી દીધી. હુમલાની નક્કી કરેલી તારીખ પહેલાં જ મુસ્તફા કમાલે તુર્કસ્તાન અને વિદેશ વચ્ચેનો તાર ટેલીફોનનો બધો જ વ્યવહાર તોડી નાખ્યો અને અફવા ફેલાવી કે તુર્કસ્તાનમાં અચાનક બળવો ફાટી નીકળ્યો છે. ૨૫મી તારીખની રાતના જલસા માટે તેણે આગલે દિવસે આમંત્રણો મોકલ્યાં.

આ બાજુ યુનાની સેનાની હાલત શોચનીય હતી. તેમના અમલદારો અંદર અંદર લડતા હતા. મુસ્તફા કમાલની ચાલબાજીની તેમને જરા સરખો પણ ગંધ ન હતી. ગ્રીસની સરકાર અંગ્રેજો દ્વારા તુર્કસ્તાન સાથે સુલેહ કરવા માટે વાટાઘાટ ચલાવી રહી હતી અને તેને વિશ્વાસ હતો કે હવે લડાઈ નહિ લડવી પડે. આમ ગ્રીસની સરકાર દિનપ્રતિદિન નબળી પડતી જતી હતી. યુનાની સેનાનો મુખ્ય સેનાપતિ અરધોપરધો પાગલ થઈ ગયો હતો. તેને એમ લાગતું હતું કે 'પોતે મરી ગયો છે કે તેનું શરીર કાચનું થઈ ગયું છે.' એક દિવસ તેણે સવારમાં પથારીમાંથી ઊઠવાની ના પાડી, કારણ કે ઊઠવાથી તેના કાચના હાથપગ તૂટી જશે અને આખું શરીર નંદવાઈ જશે એવી બીક લાગતી હતી. આવા અર્થ વિનાના અનેક તુક્કાઓ જ્યારે ને ત્યારે તેના ફળદ્રુપ ભેજામાંથી સરી પડતા હતા.

છેવટે મુસ્તફાની સારી યોજના સંપૂર્ણ રીતે તૈયાર થઈ ગઈ. માત્ર એક નાની સરખી વાત બાકી રહી હતી. મુસ્તફા કમાલ ધર્મકર્મમાં પૂરેપૂરો નાસ્તિક હોવા છતાં થોડો વહેમી હતો. તે શુકનમાં માનતો હતો. ભાગ્યદેવીને રીઝવવામાં તે માનતો હતો. અગાઉની દરેક લડાઈ વખતે હાલીદા તેની સાથે જ હતી. તેની હાજરી જ પોતાની સર્વ જીતનું કારણ હતું એમ મુસ્તફા માનતો. એટલે આ વખતે પણ તેની જરૂર હતી. તાર કરીને તેણે હાલીદાને બોલાવી. હાલીદા હવે

શાન્તિવાદી અને યુદ્ધવિરોધી બનતી જતી હતી એ વાતની મુસ્તફાને ખબર હતી. પણ એથી શું ? તે હાજર હોય અને શુકન થઈ જાય એટલે બસ. હાલીદા આવી. મુસ્તફાને હવે પોતાની જીત વિષે લેશમાત્ર શંકા ન રહી.

૨૫મી તારીખનો દિવસ આવ્યો. રાત પડી. એ રાત્રિએ નાચનો સમારંભ હતો. પણ મુસ્તફા તો પોતાની તૈયારીમાં બરાબર લાગી ગયો. મધરાતે અંધારામાં તે યુનાનીઓના સૌથી મહત્ત્વના અને મુખ્ય મોરચા આગળ પોતાની સેના સાથે આવી પહોંચ્યો. એ ઉપરાંત નાની મોટી ટુકડીઓને તેણે કેટલીયે બાજુ મોકલી દીધી જેથી કરીને દુશ્મનની સેનાનું ધ્યાન તે બધી દિશાઓમાં રોકી લ્યે અને તેને કેંદ્રિત થતાં રોકે. આમ દુશ્મનને અનેક વિભાગમાં વહેંચી નાખી તેમના ઉપર એક પછી એક હુમલા કરી તેને ગભરાવી નાખવાની તેની યોજના હતી.

સવારના ચાર વાગ્યા. આખરી ઘડી આવી પહોંચી. મુસ્તફાએ યુદ્ધનાદ ગજાવ્યો. તેણે હુકમ છોડ્યોઃ

'સિપાઈઓ ! આગે કદમ. તમારું નિશાન ભૂમધ્ય સમુદ્ર છે.'

યુનાની સેના તદ્દન બેખબર હતી. થોડા જ વખતમાં તુર્કોના ધસમસતા પૂરે તેમનો મોરચો તોડી નાખ્યો. યુનાની સેનાના ઘણા ભાગલા પડી ગયા અને તેમનો એક બીજા સાથેનો સંસર્ગ તૂટી પડ્યો. મુસ્તફાની વ્યવસ્થિત સેના શત્રુઓ ઉપર કાળઝાળની પેઠે તૂટી પડી. સાંજ પડતાં તો વિજયનાં નિશાન ફરકવા લાગ્યાં. યુનાની સેનાને જીવ લઈને નાસવું પડ્યું. દારૂગોળા, શસ્ત્રાસ્ત્રો અને બીજી અનેક પ્રકારની કિંમતી યુદ્ધસામગ્રી બધું છોડીને યુનાનીઓ ભાગ્યા અને તુર્કોએ તેમનો પીછો પકડ્યો.

પણ નાસનારાની ઝડપ પાછળ પડનારા કરતાં વધારે નીકળી. તુર્કોને સાવચેતીથી સંભાળી સંભાળીને આગળ પગલું માંડવાનું હતું. યુનાની સેના ઘણી આગળ નીકળી ગઈ. તુર્કોના વેરનો બદલો લેવા

તેણે રસ્તામાં આવેલાં ગામડાંઓ લૂંટયા, ઘરોને આગ લગાવી, તુર્કી સ્ત્રીઓની બેઇજ્જતી કરી અને તુર્કી જનતા—બાળક, બુઢ્ઢા, સ્ત્રી, પુરુષ—બધાંની નિર્દય કતલ ચલાવી.

દસ દિવસ પછી યુનાનીઓ ભાગતા ભાગતા બસો માઇલનો પ્રદેશ વટાવી સમુદ્રકિનારે આવી પહોંચ્યા અને નાવમાં બેસીને પોતાના ઘરનો રસ્તો પકડ્યો. તેની પાછળ ઘોડા દોડાવતી, આકાશમાં ધૂળની ડમરીઓ ચડાવતી તુર્કી સેના આખા દેશને શત્રુઓના કબ્જામાંથી છોડાવતી આવી પહોંચી. કિનારા ઉપરથી તે વહાણોમાં બેસીને નાસી જતા શત્રુઓને જોઈ રહી. આનાતોલિયા શત્રુઓના કબ્જામાંથી મુક્ત થયું. એક અજબ ચમત્કાર બની ગયો. ફરી યુનાનીઓ હાર્યા અને તુર્કો જીત્યા. મુસ્તફા કમાલની અદ્દભુત શક્તિ ઉપર તુર્કી સેના આફ્રીન થઈ ગઈ હતી.

પાછળ પાછળ મુસ્તફા કમાલ અને તેની ખાસ ટુકડી ચાલી આવતી હતી. તેણે જોયું કે તુર્કસ્તાનનો જે પ્રદેશ પહેલાં લીલોછમ હતો, પાકથી લચી પડતો હતો, તે આજે શત્રુઓને હાથે ઉજ્જડ, વેરાન, બળીને ખાખ થઈ ગયો છે! આગમાં તારાજ થયેલાં ગામડાંઓના રાખના ઢગલા, કતલ થયેલા માણસોની લાશોના ગંજના ગંજ, મુડદાંને ચૂંથતાં શિયાળ, કૂતરાં અને ગીધો, અનેક જાતનાં જીવડાં, અનેક જાતની માખીઓ, મુડદાંઓનો કોહવાટ, તીવ્ર પ્રકારની બદબો! કયાંક બાળકોના કપાયેલા હાથ-પગ પડયા છે, કયાંક તેમનાં શરીર, કયાંક બળાત્કારનો ભોગ થયેલી અને પાછળથી ત્રાસ છૂટે એવી રીતે કતલ થયેલી સ્ત્રીઓનાં જઘન્ય શરીર, કયાંક વેર વેર પોકારતી પ્રતિહિંસાની આગથી સળગી ઊઠેલી સ્ત્રી પાછળ રહી ગયેલા કોઈ કમજોર યુનાની ઉપર નિર્દય રીતે પ્રહાર કરતી નજરે પડતી હતી!

યુદ્ધનાં આ ભયંકર પરિણામોએ મુસ્તફા કમાલના કઠોર હૃદય ઉપર જરા પણ અસર કરી નહિ. તેને લેશમાત્ર દુ:ખ થયું નહિ.

દિલગીરી થઈ નહિ. આ બધાં યુદ્ધનાં અનિવાર્ય પરિણામો છે એમ તે માનતો. અને યુદ્ધ તો તેનો ધંધો હતો. આ વખતે તેના દિલમાં એક જ લાગણી હતી. એક જ વિચાર! તેણે શત્રુઓ ઉપર વિજય મેળવ્યો છે. માત્ર બહારના જ નહિ પણ અંદરના શત્રુઓ ઉપર પણ. આજે તુર્કસ્તાનમાં એવો કોણ માણસ હશે જે તેનો મુકાબલો કરી શકે? સારાયે જગતમાંથી અભિનંદનોના સેંકડો તારો આવતા હતા. સારી દુનિયાનું તે કેંદ્ર બન્યો હતો. સારી દુનિયા તેના ઉપર પ્રશંસાનાં પુષ્પો વરસાવતી હતી. સ્મર્નામાં તેની સેના અમલ ચલાવતી હતી!

સ્મર્નાથી ખબર આવ્યા કે તેના સ્વાગત માટે બધી તૈયારી થઈ ગઈ છે. એક વિજેતા તરીકે ખૂબ ધામધૂમથી તેણે શહેરમાં પ્રવેશ કર્યો. શહેરના દરવાજામાં બંને બાજુ ઉઘાડી તલવારવાળા ઘોડેસ્વારોએ તેને સલામી આપી. સારુંયે શહેર ધજા પતાકા અને તોરણોથી શણગારવામાં આવ્યું હતું. જનતાના હર્ષના પોકારો અને તાળીઓના ગડગડાટો વચ્ચે બધાની સલામો ઝીલતો ઝીલતો મુસ્તફા કમાલ ધીરે ધીરે આગળ વધી રહ્યો હતો. આખા શહેરમાં દમામભેર સરઘસ-આકારે ફરી તે પોતાના મુકામ પર પહોંચ્યો. સામે સમુદ્રમાં દુશ્મનોનાં વહાણો પોતાના દેશ ભણી જતાં નજરે પડતાં હતાં. મુસ્તફાની ખુશાલીનો પાર રહ્યો નહિ. તેના ગર્વનો પારો છેલ્લી ડીગ્રી સુધી ઊંચે ચઢી ગયો.

પણ હજીયે તે ગાફેલ નહોતો. તે જાણતો હતો કે યુનાની આટલી સહેલાઈથી મેદાન છોડે તેવા નથી. યુરોપી તુર્કસ્તાન અને ઇસ્તંબૂલ હજીયે અરક્ષિત હતાં. તેઓ તુરત જ તૈયારી કરીને કદાચ ત્યાં હુમલો લઈ જાય. આમ વિચાર કરી તે પણ પોતાની તૈયારી કરવા લાગ્યો.

૨૦

**રેમ**માં પહોંચ્યા પછી ત્રીજે દિવસે જ્યારે મુસ્તફા કમાલ પોતાના કાર્યાલયમાં અત્યંત કામમાં ડૂબી ગયો હતો, ત્યારે તેના નોકરે આવીને ખબર આપ્યા કે 'કોઈ સ્ત્રી આપ નામદારને મળવા માગે છે. તે પોતાનું નામઠામ કે કામકાજ વિષે એક શબ્દ પણ બોલવા ના પાડે છે અને છતાંયે કહે છે કે ગાઝીને મળ્યા વિના હું પાછી નથી જ જવાની.' મુસ્તફા કમાલ નોકરોની વાત સાંભળતો હતો ત્યાં જ પેલી સ્ત્રી બોલાવ્યા વિના જ આવી પહોંચી. તેણે પોતાનું નામ આપ્યું. 'મારું નામ લતીફા.'

એક ક્ષણ મુસ્તફા સ્તબ્ધ થઈ ગયો. આ પ્રકારની અસભ્યતા સાંખી લેવા તે ટેવાયેલો નહોતો. તેના ચહેરા ઉપર ગુસ્સો તરી આવ્યો. કેવી બદમિજાજી સ્ત્રી ! તેણે પોતાનું મોં ઊંચું કર્યું અને તેના ઉપર દૃષ્ટિ ફેંકી, તેના મુખભાવ બદલાયા હોય એમ દેખાયું. તેણે નોકરને બહાર જવા અને સ્ત્રીને બેસવાનું કહ્યું. આ અજાણી સ્ત્રી તુર્કી મહિલાઓ કરતાં જુદા પ્રકારની જ હતી. માથું બાદ કરતાં આખા શરીરે તેણે ચુસ્ત અને સુંદર એવો યુરોપીય પોશાક ધારણ કર્યો હતો. તુર્કી મહિલાની પેઠે તેણે પડદો રાખ્યો નહોતો. તેની મોટી, ગોળ અને કાળી આંખો તેના સુંદર મુખને વધારે દીપાવતી હતી. તેનું શરીર ભરાવદાર, ગોળ ગોળ, માંસલ અને સપ્રમાણ હતું. ચામડી શ્વેત, સુંવાળી, ચકચકતી અને મુલાયમ હતી. તેના દેખાવ ઉપરથી તે કોઈ ઊંચા અને ખાનદાન કુળની કેળવાયેલી, સંસ્કારી કન્યા હોય એમ લાગતું હતું. જરાયે સંકોચ રાખ્યા કે અચકાયા વિના મુક્તપણે તે વાત કરતી હતી. આટલા દિવસોના યુદ્ધમય, જંગલી અને આરામ વિનાના જીવન પછી આવી સુંદર અને સરસ યુવતીનું દર્શન અને તેનો મીઠો પરિચય મુસ્તફાને સુખદાયી થઈ પડ્યાં. મુસ્તફાએ વિનયથી કહ્યું : 'બોલો, તમારે શું કામ છે ?'

લતીફાએ ટૂંકમાં પોતાની વાત રજૂ કરી: 'મારા પિતા અહીંના એક મોટા અને પ્રખ્યાત વહાણ–માલેક છે. મારા માતાપિતા અત્યારે પારિસમાં છે. હું હમણાં જ ત્યાંથી અહીં આવી છું. પાસેની જ ટેકરી ઉપર અમારું વિશાળ ભુવન આવેલું છે. તે ઘણું જ આરામ અને સગવડવાળું છે. નોકર–ચાકરની પણ કમી નથી. અહીં શહેરના ઘોંઘાટની વચ્ચે આ મકાન આપને માટે ઘણું જ નાનું અને અગવડવાળું છે. એથી આપના કામમાં અડચણ પણ પડતી હશે. અને આપને ભારે તકલીફ ઉઠાવવી પડતી હશે! શું આપ આપના તમામ સ્ટાફ સહિત મારા મહેમાન બનશો? મારું આમંત્રણ સ્વીકારશો! ત્યાં હું જાતે જ સરભરા કરીશ અને આપની જરૂરિયાતો પર દેખરેખ રાખીશ.'

મુસ્તફા કમાલે લતીફાનું આમંત્રણ હર્ષપૂર્વક સ્વીકાર્યું અને પોતાના સ્ટાફ સાથે તે લતીફાનો મહેમાન બન્યો. મકાન ઘણું જ સુંદર હતું. ટેકરીની ચારે બાજુ દ્રાક્ષમંડપ હતા. ફૂલોના ક્યારા હતા અને ઉપર મકાન હતું. બંગલામાંથી આસપાસની હસતી કુદરત, સામેનું બંદર અને ઘૂઘવતો સાગર નજરે પડતો અને આંખને ઠારતો હતો. મુસ્તફાને અહીં ખૂબ જ ગમી ગયું. નોકર–ચાકરો કાળજીપૂર્વક તેના હુકમનો અમલ કરતા. તેને જે જોઈએ તે તુરત જ હાજર કરી દેતા. એ ઉપરાંત લતીફા પ્રત્યેનું તેનું આકર્ષણ! લતીફા પણ ઘરકામમાં કુશળ હતી. તેણે મુસ્તફાની સેવા–સુશ્રુષા કરવામાં જરાયે કચાશ રાખી નહિ. બુદ્ધિમતી હોવાથી અલ્પ સમયમાં જ તેણે તેના ગમા–અણગમા જાણી લીધા, અલ્પ સમયમાં જ અને તેમને ધ્યાનમાં રાખીને જ તે મુસ્તફાની નાની મોટી બધી જરૂરિયાતો પૂરી પાડતી અને તેની મીઠી રીતભાતથી તે મુસ્તફાને ખુશ કરતી. આ બધા ઉપરાંત તે એક સ્ત્રી હતી–યુવતી સ્ત્રી હતી! તેનો સુંદર ચહેરો, હસતી આંખો, મીઠી બોલી, આકર્ષક દેખાવથી મુસ્તફા મુગ્ધ થઈ ગયો. બે દિવસમાં તો લતીફાએ તેના હૃદયને જીતી લીધું. તે લતીફાના પ્રેમમાં પડ્યો. લતીફા તેના દિલમાં વસી ગઈ.

બીજી બાજુ થોડા વખતથી તેને એમ લાગ્યા કરતું હતું કે બુઢાપો આવતો જાય છે. દિવસના કામથી તે કંટાળેલો અને શ્રમિત જણાતો હતો. ગાલમાં ખાડા અને ચહેરા ઉપર કરચલી પડી ગઈ હતી અને સાથે સાથે શરાબને લઈને શરીર શિથિલ થઈ ગયું હતું. પણ લતીફાની મહેમાનગીરી ભોગવ્યા પછી તેનામાં અજબ પરિવર્તન થઈ ગયું. તેણે શરાબ છોડી દીધો. ચહેરા ઉપરની કરચલીઓ અદૃશ્ય થઈ ગઈ. થાક હરાઈ ગયો. આનંદ અને ઉત્સાહમાં તે દિવસો નિર્ગમન કરવા લાગ્યો. તેને ફરી જુવાની આવી હતી.

અને લતીફાએ પણ સુંદર જવાબ વાળ્યો. ખુલ્લી રીતે તે મુસ્તફાની પ્રશંસા કરતી. મુસ્તફાને તે પૂજવા લાગી. તે એક વીર પુરુષ હતો. દેશનો રક્ષણહાર હતો!

મુસ્તફાએ વખત ગુમાવ્યો નહિ. ધીમે ધીમે કામ કરવાની તેની આદત નહોતી. તેણે તુરત જ પોતાનો પ્રેમ પ્રગટ કરી દીધો. પોતાના જીવનનો સર્વ–પ્રથમ પ્રેમ ! લતીફા તેના ઉપર આસક્ત હતી. મુસ્તફાને તે પોતાનો જીવનદેવતા બનાવી ચૂકી હતી, મુસ્તફાના પ્રેમનો તેણે સ્વીકાર કર્યો. પણ મુસ્તફાની પ્રેમ કરવાની રીત પણ જંગલી હતી. કોમળતાનું નામનિશાન પણ તેમાં નહોતું. પશ્ચિમની સંસ્કૃતિમાં ઊછરેલી લતીફા પશ્ચિમની રીતે જ પ્રેમ કરતાં શીખી હતી. પ્રેમની મીઠી મીઠી વાતો, એક બીજાના સામીપ્યમાં આનંદ અને ગેરહાજરીમાં વ્યથા અનુભવવી, એક બીજા માટે કંઈક કરી છૂટવાનો આનંદ—આ બધું મુસ્તફા કમાલમાં નહોતું. તે મધુર ભૂમિકા તૈયાર કર્યા પહેલાં જ સીધા અંતિમ પગથિયે કૂદી જતો, તે એક ઝટકે જ પ્રેમ કરવા માંગતો હતો. યુરોપનાં રીત-રિવાજને અનુકૂળ એવી છૂટછાટો મુસ્તફા કમાલ લેતો ત્યાંસુધી તો તે ઉમળકો બતાવતી, પણ મુસ્તફા ત્યાંથી જ અટકી જતો નહિ. તે આગળ વધતો ત્યારે છેલ્લી ઘડીએ તે છટકી જતી. મુસ્તફાએ પહેલાં તો લતીફાને સમજાવવા માંડી. સ્ત્રીનું દિલ જીતવા માટે તેને જે અનુભવો થયા હતા અને જે કળા તે જાણતો હતો તેનો ઉપયોગ કરી તે લતીફાને પોતાની

કરવા પ્રયત્ન કરવા લાગ્યો; પણ નિષ્ફળ. ઊલટું જેમ જેમ તે પ્રયત્ન કરતો ગયો તેમ તેમ લતીફા દૂર દૂર ખસતી ગઈ. આમાં મુસ્તફાનો વાંક નહોતો પણ તેના અનુભવોનો વાંક હતો.

કારણ કે તે છોકરો હતો ત્યારથી જ ગંદું જીવન જીવતો હતો. તેના સંસર્ગમાં ખેડુતોની બદચાલ છોકરીઓ, રખાતો અને વેશ્યાઓ જ આવી હતી. તેની સાથેનો પ્રેમ કેવો હોય ! તદ્દન બેહૂદી અને જંગલી રીતે પોતાની વાસના સંતોષતા તે શીખ્યો હતો. તે નીતિમાં, સ્ત્રી-સન્માનમાં અને સદ્ગુણોમાં માનતો નહિ. પેરિસ, સોફીઆ અને પેરાનાં વેશ્યાગારોમાં તેણે રાતની રાતો વિતાવી હતી, સ્વેચ્છાચાર ખેલ્યો હતો. આ બધા ભોગોની–આનંદની તેને ભારે કિંમત ચુકાવવી પડી હતી. તેનું તંદુરસ્ત ખડતલ શરીર ભાંગી પડયું હતું અને ગુપ્ત દર્દોનો તે ભોગ થઈ પડ્યો હતો. રંડીબાજી સાથે બીજા બે મોટા દુર્ગુણો પણ તેણે સેવ્યા હતા–શરાબ અને જુગાર. આ ઉપરાંત મારામારી, કાપાકાપી અને ગાળોની ત્રમઝટ અને કાવાદાવાથી ભરેલું લડાયક જીવન–આ અનુભવોએ તેને જંગલી, કઠોર અને સંગદિલ બનાવી દીધો હતો.

સ્ત્રીઓ વિષે તેના વિચારો ચોક્કસ હતા – ભોગનું સાધન, વાસનાતૃપ્તિ કરનાર અને બે ઘડી દિલ બહલાવનાર ચીજ. એ પૂરું થયું એટલે બાજુએ મૂકી દેવાની. તેને મન લતીફા પણ એવીજ એક સ્ત્રી હતી. અલબત્ત વધારે નાજુક, રૂપાળી, વધારે આકર્ષક–પણ હતી તો એ એક સ્ત્રી જ ને ? બીજી સ્ત્રીઓની પેઠે જ તેણે લતીફાનું યૌવન, તેનું રૂપ, માગ્યું, તેની સાથે છેલ્લી છૂટ માગી. પણ મુસ્તફા ઘર ભૂલ્યો હતો. લતીફાએ સાફ સાફ ઇનકાર કરી દીધો.

મુસ્તફા મૂંઝાયો. લતીફા એક અજબ ચીજ હતી, કોઈ જુદી જ જાતની સ્ત્રી હતી. ઊંચા કુળની, ઊંચા સંસ્કાર અને ઊંચી શિક્ષા પામેલી, સુશીલ, સ્વાવલંબી, કોમળ છતાંયે અક્કડ, સ્વતંત્ર વિચારશક્તિ ધરાવનારી. તે તેની વાતોમાં રસ લઈ શકતી હતી. તેનાં કાર્યોમાં સાથ દઈ શકે એવી હતી. અને છતાંયે કોમળ, સુંદર, મુલાયમ, આક-

ર્ષક ! પોતાના શરીરને સુગંધ રાખનાર અને તેને પાગલ બનાવનાર ! તે પોતાની જાતને કાબૂમાં રાખી શક્યો નહિ ! તે પૂરેપૂરો પ્રેમમાં પડ્યો હતો.

એવામાં તેને સમાચર મળ્યા કે ફ્રિક્રિયે તેને મળવા માટે આવે છે. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ ! એ ખરું હતું કે તે એક દિવસ તેને ચાહતો હતો. એક દિવસ તેની ખૂબસૂરતી પાછળ તે ફિદા હતો. પણ હવે શું છે? હજીયે શા માટે ફ્રિક્રિયેએ તેને વળગી રહેવું જોઈએ? તે ફ્રિક્રિયેએ જાણવું જોઈએ કે હવે મુસ્તફા તેને ચાહતો નથી. તેના રોગિયલ, પીળા, પચકાઈ ગયેલા, ફિક્કાફચ અને કદરૂપા શરીરથી તે કંટાળી ગયો છે. શું તેનામાં એટલી પણ અક્કલ નથી કે સ્વર્ગની અપ્સરા, એક સૌંદર્યની મૂર્તિ જ્યારે તેની પાસે જ છે ત્યારે તેનો ત્યાગ કરીને ફ્રિક્રિયે જેવી બદસૂરત ઓરત આગળ તે જાય? ફ્રિક્રિયા તેને માર્ગમાં આવતા પથ્થર જેવા લાગવા માંડી અને મુસ્તફા કમાલ પોતાના માર્ગમાં આડે આવનાર કોઈને સાંખી લેતો નહિ, પછી તે ફ્રિક્રિયે હોય કે ગમે તે હોય ! ફ્રિક્રિયે જો ખરાબ હોત, ઝઘડાખોર હોત કે બિનવફાદાર હોત તો મુસ્તફા તેનો જલદી નિકાલ લાવી શકત. પણ તે તો હમેશાં વફાદાર, પતિની પાછળ જાન દેનારી, ખરા અર્થમાં પ્રેમિકા અને કરુણાની મૂર્તિસમી હતી. મુસ્તફા—સંગદિલ મુસ્તફા—જરા અચકાયો, તેને ફ્રિક્રિયે ઉપર દયા આવી. પણ વાસનાના પ્રચંડ અગ્નિમાં તે બળતો હતો, તે આંધળો બન્યો હતો. દયા ઉપર વાસનાના સ્વાર્થે વિજય મેળવ્યો. તેણે તેને રજા આપી. પત્ની તરફ ધક્કો માર્યો. માત્ર એક વસ્તુનો ખ્યાલ રાખ્યો. તેને બીજી કોઈ પણ જાતની તકલીફ ન પડે. તેણે તેને જોઈએ તેટલા પૈસા આપ્યા. પારિસ, મ્યુનિચ કે બીજે કોઈ પણ ઠેકાણે જઈ ઇલાજ કરાવવાની સગવડ કરી આપવા કહ્યું. બસ પછી શું? સાજી થઈ ને લહેર કરે !

મુસ્તફાએ ફ્રિક્રિયેને વિદાય આપી. સાથે સાથે મગજમાંથી ફ્રિક્રિયેના વિચારને પણ વિદાય આપી. ફ્રિક્રિયેને ભૂલી તે સીધો લતીફા

પાસે પહોંચ્યો. લતીફા તેની જ હતી. હવે તે એક દિવસ પણ રાહ નહિ જુએ. આ બધાં રિસામણાં–મનામણાં તો સ્ત્રીસહજ ટેવ છે. એ જ રાત્રે લતીફાને મેળવવાનો નિશ્ચય કર્યો.

રાત પડી. મુસ્તફા કમાલ અને લતીફા ઉપરના ઝરૂખામાં ઊભાં હતાં. ખ્રિસ્તીઓના લત્તામાં વિજેતા તુર્કોએ આગ લગાવી હતી. હજી તે બુઝાણી નહોતી. પવનના ઝપાટામાં તેની ઝાળો જડાફ જડાફ કરતી ચોમેર પ્રસરી રહી હતી અને પોતાના સપાટામાં આવતાં મકાનો, સામાન અને ખ્રિસ્તીઓનાં મુડદાંને ભસ્મીભૂત કરતી હતી. આ ભડકા જોઈને તેના દિલમાં જરાયે દયા ન આવી. તેણે લતીફાને કહ્યું, 'આ એ વસ્તુની નિશાની છે કે તુર્કસ્તાન આઝાદ થયું અને વિદેશીઓ, દગાબાજો અને દેશદ્રોહીઓથી તે મુક્ત થયું અને હવે તે માત્ર તુર્કોને માટે જ બાકી રહ્યું.'

બાગમાંથી મંદ મંદ હવા આવતી હતી અને પુષ્પોનો પરિમલ પ્રસરાવતી હતી. આકાશમાં તારાઓ ઝગમગ ઝગમગ થતા હતા. વાતા-વરણમાં એક પ્રકારની માદકતા છવાઈ ગઈ હતી. હવાની એક આછી લહર ગુલાબ ને કેતકીની સોડમ પ્રસરાવી રહી હતી.

મુસ્તફાએ લતીફાને ધીરેથી પોતાની નજીક ખેંચી એક ચુંબન લીધું, લતીફા કંઈ ન બોલી. મુસ્તફાની વાસના ઝડપથી વધતી જતી હતી. તેણે લતીફાનું મુખ ચૂમ્યું, ફરી ચૂમ્યું. ચુંબનોની ઝડી વરસાવી. તેને અરધી ઉઠાવી તે પોતાના શયનગૃહ ભણી લઈ ચાલ્યો. નોકરે ત્યાં પથારી પાથરી રાખી હતી.

અચાનક લતીફા જોર કરીને મુસ્તફાનો હાથ છોડાવી દૂર જઈને ઊભી. 'તમે મને ખોટી રીતે સમજ્યા લાગો છો!' તે ધીમેથી બોલી. 'હું તમને ચાહું છું. તમારી સાથે પ્યાર કરું છું. પણ તમારી રખાત તરીકે નહિ રહું. શાદી કર્યા પહેલાં હું તમને મારું શરીર નહિ સોંપું. શાદી કરો અને હું તમારી જ છું.'

'શાદી, !' મુસ્તફા પર જાણે વીજળી પડી, ગુસ્સાથી તે તમતમી ઊઠ્યો. 'શાદી તું કોને કહે છે? સુધરી દાઢીવાળા અડિયલ મુલ્લાના બેચાર અર્થ વિનાના શબ્દોના રટણમાત્રથી શું કંઈ ખાસ ફરક પડી જાય છે? શું તું પણ આવી બધી અર્થવગરની અને નકામી વાતોમાં માને છે? વળી એ ઉપરાંત મેં પ્રતિજ્ઞા કરી છે કે જ્યાં સુધી તુર્કસ્તાન પૂર્ણ રીતે આઝાદ ન થાય ત્યાં સુધી હું શાદી કરીશ નહિ. આવ નજીક આવ. મને નિરાશ કર મા, મારી થઈ જા, અત્યારે જ !'

'મેં પણ પ્રતિજ્ઞા કરી છે.' તેણે સ્થિરતાથી જવાબ આપ્યો. 'શાદી કર્યા પહેલાં હું મારું શરીર સોંપીશ નહિ. આ મારી શર્ત છે. તમારી પ્રતિજ્ઞાની કિંમત હોય તો મારી પ્રતિજ્ઞાની પણ કિંમત છે.'

વાતાવરણમાં સ્તબ્ધતા છવાઈ ગઈ. બંને જણાં આંખ સામે આંખ માંડી ઊભાં રહ્યાં. બંને વચ્ચે જાણે યુદ્ધ ચાલ્યું !

મુસ્તફા કમાલની આજ્ઞાનો ભંગ કરવાનું લાંબા વખતથી કોઈએ સાહસ નહોતું કર્યું. અને તેમાંયે કોઈ સ્ત્રીએ તો તેની વાસનાનો શિકાર બનવાની માગણી ધુત્કારી કાઢવાની ધૃષ્ટતા કરી જ નહોતી. એમ કર્યું હોત તોપણ મુસ્તફાએ તેની ઉપર બળાત્કાર કર્યો હોત. પણ આ સ્ત્રીમાં કંઈક એવું તત્ત્વ હતું જે મુસ્તફાને આગળ વધતો અટકાવતું હતું. બળ વાપરવાની તેની હિંમત જ ચાલી નહિ. લતીફાના સ્ત્રીત્વના તેજથી જ તે ડઘાઈ ગયો.

આપખુદ, અભિમાની, અહંકારી અને પ્રબળ ઇચ્છાશક્તિવાળો મુસ્તફા લતીફાની 'ના'થી છંછેડાઈ ગયો, ગુસ્સાથી પાગલ થઈ ઊઠ્યો. આવેશમાં ને આવેશમાં તે બહાર ચાલ્યો ગયો. સવારે તેનો ઓરડો ખાલી હતો. તે લતીફાનું ઘર છોડી સેનામાં ચાલ્યો ગયો હતો.

૨૧

દિવસો સુધી લતીફાએ મુસ્તફા કમાલની રાહ જોયા કરી પણ તે ન આવ્યો. મુસ્તફા કમાલને માટે તેના હૃદયમાં ખૂબ પ્રેમ હતો. મુસ્તફાના શ્રેયને માટે તે પોતાની આંખો, પોતાનો પ્રાણ, પોતાનું સર્વસ્વ ફના કરી દેવા તૈયાર હતી, પણ લગ્ન વિના તેને પોતાનું શરીર સોંપવા તે તૈયાર નહોતી. તેના હૃદયના સ્વામીએ તેનું માન જાળવવું જ જોઈએ એમ તે માનતી હતી. પણ પોતે જરા વધારે ઉતાવળ કરી નાખી હોય એમ તેને લાગ્યું. મુસ્તફા ચાલ્યો ગયો હતો. લતીફાને ખૂબ દુ:ખ થયું. તીવ્ર વેદના થઈ. આ દુ:ખ ભૂલવા માટે ફરી તેણે સાહિત્ય અને કાયદાના અભ્યાસમાં ઝુકાવ્યું. સ્મર્નામાં યુદ્ધના નિરાધારોનાં ટોળાં ઊભરાતાં હતાં તેની તે સેવા-સુશ્રુષા કરવા લાગી.

બીજી બાજુ મુસ્તફા બરાબર કામમાં ખૂંચી ગયો અને લતીફાનું સ્મરણ હૃદયમાંથી ભૂંસી નાખ્યું. ફરીને એ જ શરાબ, એ જ જુગાર, એ જ રડીબાજી અને અતિશય કામના બોજાનું શરણ સ્વીકાર્યું.

આ વખતે તેની સામે એક મહા વિકટ સમસ્યા આવી પડી. એવી સમસ્યા ન તો પહેલાં કદી આવી હતી કે ન પછી આવી. યુનાનીઓ સ્મર્નાથી ભાગ્યા હતા એ ખરું, પણ પેલી મેર ઇસ્તંબૂલથી થોડે દૂર થ્રેઇસમાં તેઓ ફરી લડાઈની તૈયારી કરી રહ્યા હતા. આ વખતે તેઓ ઇસ્તંબૂલ થઈને તુર્કસ્તાન ઉપર ચઢી આવવા માગતા હતા. મુસ્તફા કમાલે સ્પષ્ટ રીતે જોયું કે તેઓ હુમલો કરવા તૈયાર થાય એ પહેલાં જ થ્રેઇસ ઉપર ચડાઈ કરી તેનો નાશ કરવો જોઈએ અથવા નસાડી મૂકવા જોઈએ. નહિ તો ભવિષ્યમાં તેની સાથે મુકાબલો કરવો કઠિન થઈ પડશે થ્રેઇસ જવાના બે માર્ગ હતા. એક જળ-માર્ગ ને બીજો સ્થળમાર્ગ. જો કે જળમાર્ગ ટૂંકો હતો, છતાં મુસ્તફા કમાલ પાસે એટલાં બધાં વહાણો નહોતાં જેથી તે પોતાની સમસ્ત સેનાને સમુદ્ર પાર કરાવી થ્રેઇસ સુધી લઈ જાય. એથી જમીનમાર્ગે

ગયા સિવાય છૂટકો જ નહોતો. મુસ્તફાએ તુરત જ કૂચ કરી. પણ રસ્તામાં ચનાક બાયરની ટેકરી આગળ ઇસ્તંબૂલ પર કબજો લઈ બેઠેલી અંગ્રેજી સેનાએ તેને રોકયો. હવે સવાલ એ હતો કે અંગ્રેજો સાથે લડાઈ નોતરવી કે યુનાનીઓ ઉપરનો હુમલો કરવાની આશા છોડી દેવી?

તે બંનેમાંથી એકે વસ્તુ માટે તે તૈયાર નહોતો. અંગ્રેજો સાથે લડાઈ કરવી તેને પાલવે એમ હતું ન કારણ કે તેની પાછળ બ્રિટિશ સામ્રાજ્યનું બળ હતું. તેમ ન યુનાનીઓ પર હલ્લો કરવાનો નિશ્ચય છોડી શકાય એમ ન હતો કારણ કે એમાં તુર્કસ્તાનની આઝાદી જોખમાતી હતી. આ મૂંઝવણમાંથી તેણે એક ત્રીજો જ રસ્તો શોધી કાઢયો.

તેણે અંગ્રેજોની સ્થિતિનું સૂક્ષ્મ અવલોકન કર્યું. અને તેની લડાયક શક્તિનું માપ કાઢવા માંડયું. તેણે જોયું કે બ્રિટિશ આમજનતા લડાઈ માટે બિલકુલ તૈયાર નથી. ચનાક બાયરની અંગ્રેજી સેનાનો સેનાપતિ હેરિંગ્ટન આયરીશ છે, તેને પણ લડાઈની અંદર કોઈ ખાસ રસ નથી. તે એક સેનાપતિ કરતાં મુત્સદ્દી વિશેષ છે. કોઈ પણ પ્રકારની મુસીબતમાં પડી જાય તો સેનાપતિની પેઠે તુરત જ કોઈ નિર્ણય પર આવી જવું તેને માટે કઠિન છે. એ ઉપરાંત તે તુર્કો સાથે લડવા પણ માગતો નથી. માત્ર અહીં તેના સ્વમાનનો પ્રશ્ન ઊભો થયો છે. તેને એમ લાગે છે કે દુશ્મનોને રસ્તો આપવાથી દુનિયામાં તેની બદનામી થાય. લોકો તેનો ઉપહાસ કરે. એક સેનાપતિ તરીકે તે નબળો ગણાય. એટલા માટે જ તેણે તુર્કી સૈન્યને રોકી રાખ્યું છે. બહારથી તો તેણે પોતાનો રોફ બરાબર જાળવી રાખ્યો છે. પણ મનમાં તો તે રખે લડાઈ આવી પડશે એથી ડરે છે.

મુસ્તફા કમાલે હેરિંગ્ટનના માનસનું સાચું પૃથક્કરણ કર્યું હતું. તેની નબળાઈનો લાભ ઉઠાવી તેણે એક ઉપાય શોધી કાઢયો. જો વાગ્યું તો તીર નહિ તો તુક્કો તો છે જ! કોઈ પણ માર્ગે જવામાં આફતને તો નોતરવાની જ છે, તો પછી આ ઉપાય પણ શા માટે

ન અજમાવી જોવો. અને તેણે પોતાની સેનાને 'આગે કદમ'નો હુકમ આપ્યો. તેની ગણતરી એવી હતી કે તુર્કી સેનાને એકાએક આગળ વધતી જોઈને હેરિંગ્ટન કંઈ નિશ્ચય નહિ કહી શકે, અને આખરે તે પોતાની સેના હટાવી લેશે. પણ તેની ધારણા ખોટી પડી. અંગ્રેજી સેના અચલ ઊભી રહી. અને તુર્કી સૈન્યને બરાબર તેની સામે જ અટકી જવું પડ્યું. પણ હવે શું થાય? તે પાસા ફેંકી ચૂક્યો હતો. પાછો હઠે તો આબરૂ જાય, આગળ વધે તો લડાઈ થાય. મુસ્તફા કમાલ સાવચેત થયો!

પરિસ્થિતિ એક જ ક્ષણમાં નિર્ણય માગતી હતી. તેણે ચાલાકીથી કામ લીધું. તેણે હુકમ કર્યો 'શસ્ત્રો ઊલટાં કરો! (Arms down) અને આગે બઢો!'

પરિસ્થિતિ ઘણી જ નાજુક હતી. બંને પક્ષોની ગરમીનો પારો ચઢતો જતો હતો. જરાસરખી ભૂલને પરિણામે ધમસાણ યુદ્ધ થઈ જાય તેમ હતું. પણ મુસ્તફા કમાલે તેની પરવા ન કરી. અંગ્રેજી સૈન્યના આશ્ચર્ય વચ્ચે તુર્કી સૈન્ય તેને ચીરીને સામે પાર નીકળવા માંડ્યું. હેરિંગ્ટન અસમંજસમાં પડ્યો. હવે શું કરવું? અને તેના મનના આ અનિશ્ચિત કાળમાં જ તુર્કી સેના અંગ્રેજી સેનાને પાર કરી ગઈ.

તુર્ક લોકો થોડા આગળ વધ્યા હશે એટલામાં મિત્રરાષ્ટ્રની તરફથી સંધિનો પયગામ લઈને એક દૂત આવી પહોંચ્યો, 'મિત્રરાષ્ટ્ર' ફ્રાન્સ બ્રિટન અને ઇટાલિ–ત્રણે સુલેહ કરાવવા માટે ખૂબ આતુર હતાં. કોઈ પણ રીતે તેઓ લડાઈ નહોતાં ઇચ્છતાં. તેઓની ધારણા હતી કે તુર્કસ્તાન પાછળ રશિયાનું પીઠબળ છે. જો ફરી યુદ્ધ થાય તો તુરત જ તેમાં યુરોપનાં બધાં જ રાજ્યોને અનિચ્છાએ પણ સંડોવાવું પડશે. તેઓ તુર્કસ્તાન સાથે, મુસ્તફા કમાલ સાથે, કોઈ પણ રીતે સુલેહ કરવા માગતાં હતાં. તેની ગમે તે શર્તો સ્વીકારવા ઇચ્છતાં હતાં! લડાઈ ન થાય, યુરોપ શાંતિનો–છુટકારાનો દમ લે એટલે બસ!

આ વખતે મુસ્તફા કમાલે ધાર્યું હોત તો પોતાને મળેલી તકનો લાભ લઈ મોટી મોટી માગણીઓ તેણે કરી હોત. જૂના તુર્કી સામ્રાજ્યની તેણે માગણી કરી હોત. પણ તેણે એ મૂર્ખાઈ ન કરી. પોતાની પછેડી જેટલી જ સોડ તાણી. પોતાની શક્તિથી જેટલું મેળવવાની આશા હતી તેટલી જ માગણી કરી. તેને માત્ર તુર્કસ્તાનની આઝાદી જોઈતી હતી. જેટલા પ્રદેશમાં તુર્ક વસતા હતા તેટલા પ્રદેશનો કબજો તેણે માગ્યો. શરતો તુરત જ મંજૂર કરવામાં આવી. અને આજુ સહીસિક્કા થઈ ગયાં. યુરોપીય તુર્કસ્તાનમાંથી યુનાનીઓને હાંકી કાઢવાની જવાબદારી અંગ્રેજોએ લીધી. એટલું જ નહિ પણ પોતે પણ થોડા જ વખતમાં તુર્કસ્તાન ખાલી કરીને ચાલ્યા જશે એવું વચન આપ્યું.

તુર્ક લોકો આશ્ચર્યથી અવાક્ થઈ ગયા! તેમની આંખ આગળ એક ચમત્કાર બની ગયો. લડાઈ વિના, યુદ્ધ વિના, એકપણ માણસનું લોહી રેડ્યા વિના આટલો મોટો વિજય! જબરદસ્ત અને સંગઠિત રાજ્યને શિકસ્ત આપનાર મિત્રરાજ્યોને તુર્કોના એક સામાન્ય સરદારના નિશ્ચય આગળ શિર ઝુકાવવું પડ્યું! 'પેરીસની સંધિ' જ્યાંની ત્યાં રહી ગઈ. યુનાનીઓને તુર્કસ્તાનની આશા હમેશને માટે છોડી દેવી પડી. ખરું જોતાં મુસ્તફા કમાલની આ સૌથી મોટી જીત હતી. ડાર્ડેનલ્સ અને સાકરિયાના મોરચા કરતાં તો ક્યાંયે મહાન આ જીત હતી. અને તે પણ લડાઈ વિના! આટલું મેળવવા માટે તેને પચાસ હજાર માણસોનો ભોગ આપવો પડ્યો હોત. સારા સંસાર ઉપર તેનો સિક્કો બેસી ગયો!

મુસ્તફા કમાલને હવે સાચો વિજય પ્રાપ્ત થયો. હવે તેણે ખરી તાકાત હાંસલ કરી. હવે તે પોતાની ઇચ્છા મુજબ તુર્કસ્તાનને દોરી શકશે. તે વિદેશીઓ સાથે એવા કોલકરારો કરી શકશે જેથી રાષ્ટ્રના આત્માની, રાષ્ટ્રના સ્વમાનની, રક્ષા થઈ શકે!

આ વિજયના આનંદ–સરોવરમાં તે હિલોળા મારવા લાગ્યો. આટલા પરિશ્રમ પછી તેની આનંદની મસ્તીમાં અચાનક તેને લતીફા

યાદ આવી ! લતીફા–કાળી ગોળ આંખોવાળી, સુંદર મુલાયમ શરીરવાળી, માદક પરિમલ પ્રસરાવતી, દૂર છતાંયે નજીક, નજીક છતાંયે દૂર, જન્નતની પરી–લતીફા ! આ વખતે તે અંગોરાની પાસેના ગામડામાં આવેલા પોતાના ઘરમાં રહેતો હતો. તુરત જ તેને ઝૂએદાનો વિચાર આવ્યો, 'માને તે જરૂર ગમશે, ફિક્રિયે સાથે તો તે ઝઘડા કરતી પણ લતીફાને તે આંખ–માથા પર રાખશે.'

થોડી પળો મુસ્તફા ગૃહજીવનનાં સોનેરી સ્વપ્નોમાં ડૂબી ગયો. તેનામાંથી જંગલીનું તત્ત્વ અદૃશ્ય થયું, ખૂનખાર લડાયક યોદ્ધો અલોપ થઈ ગયો. અત્યારે હતો તે એક સામાન્ય માણસ સંસારની મીઠી માયા ને સોનેરી સ્વપ્નો સાથે. અત્યારે તેના જીવનમાં માના સુખને સ્થાન મળતું હતું, લતીફાને એક પત્ની તરીકે સ્વીકારી સંસારની મીઠાશ માણવાની અભિલાષા તેને થતી હતી !

ફિક્રિયેને તો મુસ્તફા કમાલ પહેલેથી જ સારવાર માટે જર્મની મોકલી ચૂક્યો હતો. મુસ્તફા કમાલને છોડીને જવાની તેની ઇચ્છા નહોતી. મુસ્તફાના પગ પકડીને તેણે આરજુ કરી હતી, આંસુ સાર્યાં હતાં. મુસ્તફાથી દૂર જઈને સાજા થવા કરતાં તે મુસ્તફા કમાલની ગોદમાં મરવાનું અધિક પસંદ કરતી હતી. પણ મુસ્તફા કમાલ તેને એક ક્ષણ પણ સાથે રાખવા તૈયાર નહોતો. તે પોતાના જીવનનું આ પ્રકરણ પૂરું કરી દેવા ઇચ્છતો હતો. તેને તેના ઉપર દયા આવી. તેને પુષ્કળ પૈસા આપ્યા, બીજી સગવડો કરી આપી. પણ એથી વધારે કંઈ નહિ. પત્ની તરીકે તેને લાત મારીને દૂર હડસેલી દીધી. જર્મનીથી તે પુષ્કળ પ્રેમપત્રો લખતી. પણ મુસ્તફાએ એક પણ પત્રનો જવાબ તેને ન આપ્યો.

તે તો લતીફાના સુંવાળા સ્મરણમાં લુપ્ત થઈ ગયો હતો. ઘણા દિવસ સુધી તેણે વિચારો કર્યા. દરેક દૃષ્ટિબિંદુથી તેણે લગ્નનો પ્રશ્ન વિચારી જોયો. અને અંતે નિશ્ચય કર્યો કે લગ્ન કરવાં જ. અને મુસ્તફા કમાલ એક વખત કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરી લેતો કે પછી તેને

એક ક્ષણનો વિલંબ અસહ્ય થઈ પડતો. મુસ્તફા કમાલનો નિર્ણય અને કાર્ય સોય પાછળ દોરો જાય તેમ જતાં હતાં. કોઈને કાંઈ ખબર નહોતી. કોઈને કશો ખ્યાલ નહોતો. મુસ્તફાએ મોટર ઉઠાવી અને એ જ પળે સ્મર્ના તરફ હંકારી મૂકી. એક જ શ્વાસે અરધું તુર્કસ્તાન પાર કરીને તે સીધો સ્મર્ના પહોંચ્યો. લતીફાનું ઘર આવ્યું. કોઈને સૂચના આપ્યા વિના, કોઈની રજા લીધા વિના કટ કટ કટ તે સીડી ચડી ગયો અને લતીફાના ઓરડામાં દાખલ થઈ ગયો. કોઈ આંધીની પેઠે, કોઈ ઝંઝાવાતની પેઠે! લતીફાની સામે આવતાં જ, 'સલામાલેકુમ' કર્યા સિવાય, પ્રાથમિક પ્રસ્તાવનાની કોઈપણ જાતની ક્રિયાવિધિ કર્યા સિવાય એક જ શ્વાસે તે બોલી ઊઠ્યો: 'શાદી કરવા હું તૈયાર છું. અત્યારે ને અત્યારે, તુરત જ, કોઈ પણ જાતનાં રીતરિવાજ વિના, કોઈ પણ જાતની ક્રિયાવિધિ વિના, સગાંવહાલાં કે મિત્રો કોઈ પણને આમંત્રણ આપ્યા વિના !'

થોડીક ક્ષણો લતીફા સ્તબ્ધ થઈ ગઈ. આ બધું શું થઈ રહ્યું છે તેની તેને સમજણ પડી નહિ. તેને મન મુસ્તફા કમાલનું આગમન એક આશ્ચર્ય હતું ! અને તેના કરતાંયે મોટું આશ્ચર્ય તેની આ માગણી હતી. આખરે તે સમજી, ત્યારે વિચાર કરવા થોડા કલાકોનો સમય માગ્યો. પણ મુસ્તફા કમાલની એક એક પળ દિવસ જેવી જતી હતી. ખૂબ જ અધીરતાપૂર્વક અને કષ્ટપૂર્વક તેણે એ થોડા કલાક વિતાવ્યા.

બીજે દિવસે સવાર પડ્યું. મુસ્તફાને રાતભર ઊંઘ આવી નહોતી. તેણે લતીફાને જગાડી. તુરત જ તૈયાર થવા કહ્યું. ખૂબ ઉતાવળ કરાવી, તેને સાથે લઈ ઝડપથી તે લગ્ન કરવા ઊપડ્યો. રસ્તામાં મસ્જિદ તરફ જતો જે કોઈ દાઢીવાળો મુલ્લા તેની પ્રથમ નજરે પડ્યો તેને રસ્તા વચ્ચે જ ઊભો રાખ્યો. અને હુકમ કર્યો, 'અત્યારે ને અત્યારે, અહીં જ રસ્તા વચ્ચે, એક ક્ષણનો વિલંબ કર્યા વિના, અમારી શાદી કરાવી આપ જેથી આને ક્રિયાવિધિ થયાનો સંતોષ થાય.'

લગ્ન કર્યા પછી પણ તેણે કોઈને વાત કરી નહિ. પણ જ્યારે એક દિવસ લતીફાને સાથે લઈ સેનાનું નિરીક્ષણ કરવા તે નીકળ્યો ત્યારે જ સિપાહીઓ, અમલદારો ને મિત્રોને ખબર પડયા કે ગાઝીએ શાદી કરી છે.

કેટલાકે અણગમો બતાવ્યો. કેટલાકે તિરસ્કાર કર્યો. કોઈને એમ પણ થયું કે મુસ્તફા કમાલ સુલતાન થવા માગે છે અને એથી પોતાનો વંશ ચાલુ કરવા તેણે શાદી કરી છે. પણ તેનાં માતા અને તુર્કસ્તાનના ભોળાભલા ખેડૂતોની ખુશાલીનો પાર રહ્યો નહિ.

## ૨૨

મુસ્તફા કમાલ, વીર વિજેતાની માફક કીર્તિ અને સત્તાના મહાન શિખર ઉપર એકલો ઊભો હતો. તુર્કો જીત્યા હતા. દુશ્મનોના હાથ હેઠા પડયા હતા. તેની જગાએ કોઈ બીજો વિજેતા તુર્કી સામ્રાજ્યનો પુનરુદ્ધાર કરવાનું સ્વપ્નું સેવતો હોત. કારણ કે જગતના બધા જ મુસ્લિમ દેશોમાંથી હિંદુસ્તાન, આફ્રિકા, મલાયા, રશિયા, અફઘાનિસ્તાન, ઇરાન, ચીન વિગેરે દેશોમાંથી અભિનંદનોના તારો આવતા હતા, તેઓ શુભેચ્છાઓ પાઠવતા હતા. ભેટ–સોગાદો મોકલતા હતા. સામ્રાજ્યોનો શિકાર બનેલી ગુલામ પ્રજાઓમાં નવી આશાનો, નવા ચેતનનો સંચાર થયો હતો. યુરોપની એકત્રિત થયેલી સમગ્ર શક્તિને શિકસ્ત આપનાર આ વિજયી વીર તરફ સૌ આશાની મીટ માંડીને જોતા હતા. સોવિયેટ સરકારે સામ્રાજ્યવાદનો નાશ કરવા તેને આમંત્રણ આપ્યું હતું, હિંદુસ્તાન, ઇજિપ્ત અને સીરિયાના લોકોએ પોતાની આઝાદીની લડાઈમાં સાથ આપવા તેને વિનંતિ કરી હતી. અફઘાનિસ્તાન અને ઇરાન બીજા દેશો પર ચડાઈ કરી મુસ્લિમ હકૂમત વધારવા તેને નોતરતા હતા. બધી જગાએથી પશ્ચિમ સામે પૂર્વની લડાઈની સરદારી લેવા મુસ્તફા કમાલને આમંત્રણ આપવામાં આવ્યું હતું.

પણ પ્રશંસાના ધોધમાર વરસાદ વચ્ચે, વિજયની ખુમારી અને મસ્તી વચ્ચે, મુસ્તફા કમાલે પોતાના મનની સમતુલા ગુમાવી નહિ. પ્રશંસાના ભારથી કે વિજયના મદથી તે બહેકી ગયો નહિ. તેણે પોતાનું મગજ સાફ રાખ્યું. તેની વિચારણા સ્પષ્ટ હતી. પોતાની શક્તિ અને મર્યાદાનું તેને ભાન હતું. તેને બીજાનું પડાવી લેવાની ઇચ્છા નહોતી. તેનું ધ્યેય એક જ હતું—તુર્કસ્તાનની સરહદ વચ્ચે તુર્કોને ગમે તે કરવાની મુકમ્મિલ આઝાદી.

બહારથી મુસ્લિમ દેશોનાં મંડળો તેની મુલાકાતે આવ્યાં. તેમને તેણે જવાબ આપ્યો, 'અમારા મુસ્લિમ બિરાદરોને આઝાદ જોવાની અમારી હાર્દિક ઇચ્છા છે. પણ એ ઉપરાંત અમે કશું જ કરી શકીએ તેમ નથી.'

ધારાસભામાં તેણે એક વખત જાહેર કર્યું, 'હું જગતના તમામ મુસ્લિમ દેશોની લીગ સ્થાપવામાં માનતો નથી, કે તુર્કીશ લોકોની લીગમાં પણ માનતો નથી. અલબત્ત દરેક જણને પોતાના આદર્શોની રક્ષા કરવાનો અધિકાર છે, પણ એ પહેલાં રાજ્યતંત્ર તો અચલ હોવું જોઈએ ને? તેની નીતિ તો ચોક્કસ હોવી જોઈએ ને? સાચી હકીકતો ઉપર જ તેનો મદાર હોવો જોઈએ ને? એ નીતિ અને એ હકીકતો શી છે? રાષ્ટ્રની કુદરતી સરહદની અંદર વસતી પ્રજાના જીવન અને સ્વાતંત્ર્યની રક્ષા. કોઈ પણ જાતની લાગણીવશતા કે ભ્રમણા આપણી નીતિ નક્કી કરશે નહિ! સ્વપ્નાંઓ અને પડછાયાથી દૂર રહો! આપણે તે માટે ભારે મૂલ્ય ચુકાવવાં પડ્યાં છે.'

બોલ્શેવીક ડેલીગેશને જ્યારે તેની આગળ પશ્ચિમનાં શોષક સામ્રાજ્યો અને જગતની શોષિત પ્રજાનો સિદ્ધાંત રજૂ કર્યો ત્યારે તેને પણ તેણે રોકડું પરખાવી દીધું, 'જગતમાં કોઈ શોષકો નથી અને કોઈ શોષિતો નથી. માત્ર જે લોકો પોતાની જાતને રાજીખુશીથી શોષાવા દે છે અને કચડાવા દે છે તે જ શોષિતો છે. તુર્ક પ્રજા એ વર્ગમાં આવતી નથી એથી અમને સંતોષ છે. તુર્ક લોકો પોતાની

જાતે જ પોતાનું ફોડી લેશે. બીજાઓ બીજાનું ફોડી લ્યે. નકામી પંચાતમાં અમે શા માટે પડીએ !'

તુર્કસ્તાનને નકામી રીતે કોઈપણ જાતના જોખમમાં ધકેલવાની મૂર્ખાઈ કરવાની તેની ઇચ્છા નહોતી. પશ્ચિમની સામે પૂર્વની, ખ્રિસ્તી સામે ઇસ્લામનો ઝંડો ફરકાવવાની, કે શોષકો સામે શોષિતની લડાઈમાં ભાગીદાર થવાની મૂર્ખાઈ કરવી તેને પાલવે તેમ નહોતી. પહેલાં તેને પોતાનું ઘર વ્યવસ્થિત કરવું હતું.

'આપણી પાસે તો એક જ સિદ્ધાંત છે' તે કહેતો, 'અને તે એ કે દરેક પ્રશ્નને તુર્ક આંખે અને તુર્કોનાં હિતની દૃષ્ટિએ જોવો.'

તુર્કીની સરહદ વચ્ચે આજ સુધી દબાયેલી, કચડાયેલી, દુશ્મનોને હાથે પાયમાલ થયેલી તુર્કી પ્રજામાંથી તે એક મહાન પ્રજા ઊભી કરશે અને ખોબા જેવડા મુલકમાંથી ને ખોબા જેવા રાજ્યમાંથી એક મહાન રાષ્ટ્રનું ઘડતર કરશે. તુર્કીને તે સમૃદ્ધિની છોળોમાં નવરાવશે આવાં સ્વપ્નો તે સેવતો હતો.

આ સ્વપ્નો પાર પાડવા તેણે કમ્મર કસી. બહારનું મેદાન તો તેણે સાફ કરી નાખ્યું હતું. પણ અંદર હજી કચરો ભરાયેલો પડ્યો હતો. મુસ્તફા કમાલે જોયું કે મોટા ભાગના રાજકીય પુરુષો અંદરખાનેથી તેના દુશ્મન છે. તેઓ પોતાની સત્તા સાંખી લેવા તૈયાર નથી. માત્ર ઇસ્મત અને ફૌજી આમાં અપવાદરૂપ છે. તેઓ તો પૂર્વવત્ તેના જૂના સરદારને વફાદાર છે. તેણે એ પણ જોયું કે જે લોકો પાસેથી લડાઈના કઠિન કાળમાં સમજાવટથી, દલીલથી, બુદ્ધિથી, કાર્યશક્તિથી, પોતાના લોહીનું પાણી કરીને એક એક ઇંચ કરતાં કરતાં તેણે જે સરમુખત્યારી મેળવી હતી તે આજે તુર્કસ્તાનના વિજય પછી તેઓ પાછી માગે છે, ને જરાયે લોહી કે પરસેવો પાડ્યા વિનઃ તુર્કીના ભાગ્યવિધાતા થવા ઇચ્છે છે. મહાસભા તેને આપેલા બધા અધિકારો પાછા લેવા માગે છે, ત્યારે તે મનમાં ધૂંધવાઇ ગયો. પણ તેનો ફેંસલો

કરવાની ઘડી હજી આવી પહોંચી નહોતી. તેને માટે વાતાવરણ તૈયાર ન હતું એટલે તેણે સબૂરી પકડી અને યોગ્ય અવસરની રાહ જોઈ બેસી રહ્યો.

પણ એક વખત હલીદા સાથે વાત કરતાં કરતાં તે જુસ્સામાં આવી ગયો આવેશમાં ને આવેશમાં તેણે પોતાના દિલની વાત પ્રકટ કરી દીધી. હલીદાએ–જે એક કટ્ટર પ્રજાતંત્રવાદી અને શાંતિમાં માનનારી હતી તેણે–તેને કહ્યું. 'આટલાં બધાં વર્ષોની ખૂનખાર લડાઈઓએ તમને ખૂબ થકવી દીધા છે પાશા, હવે તમે ખૂબ સારી પેઠે આરામ લેજો.'

'આરામ! આરામ કેવો વળી?' મુસ્તફા કમાલ ગરજી ઊઠ્યો. 'વિદેશીઓને હરાવ્યા પછી આપણો પોતાનો વારો આવશે. આપણે અંદર અંદર ઝઘડીશું. એક બીજાનાં ગળાં કાપશું, એક બીજાનાં લોહી પીશું, એક બીજાને ખાઈ જશું.'

'એમ શા માટે?' હલીદાએ સ્તબ્ધ થઈને પૂછ્યું.

'શા માટે! જે લોકોએ મારો વિરોધ કર્યો છે તેમનું શું?' મુસ્તફાએ ત્રાડ પાડીને કહ્યું. 'હું એમાંના એક એકની જીવતી ચામડી ઉતરાવી નાખીશ. આરામ! આરામ કેવો? આપણે એક બીજાની હત્યા કરીશું. વળી...' તેણે પોતાનો અવાજ ધીમો કરીને બોલવાનું જારી રાખ્યું, 'લડાઈ ખતમ થવાથી હવે કંઈ કામ પણ બાકી રહ્યું નથી. કેવું સૂનું સૂનું લાગશે! મનને બહેલાવવા માટે કંઈક ઉશ્કેરાટ ભર્યું કામ તો જોઈશે ને!'

હલીદા આ ભયંકર માણસને જોઈ રહી. તેના હાથમાં નિરંકુશ પણે સત્તાનાં સૂત્રો મૂકવામાં કેવું જોખમ છે તેનો વિચાર કરતાં તેણે ભવિષ્ય તરફ નજર નાખી. ભવિષ્ય અંધકારમય દેખાતું હતું તે કાંપી ઊઠી.

રાષ્ટ્રીય મહાસભા અને તેની સરકારનો વડો પ્રધાન રાઉફ મુસ્તફા કમાલની પાછળ બરાબર લાગ્યાં હતાં. તેઓ જાણવા માગતાં હતાં

વહીદ્દીનને પદભ્રષ્ટ કર્યા પછી નવા શાસનનું સ્વરૂપ કેવું હશે? આ નવા શાસનતંત્ર વિષેના પોતાના વિચારો જણાવવા માટે આખરે મુસ્તફા કમાલે અંગોરામાં એક ખાનગી સભા બોલાવી. રાફત, અલી-ફુઆદ અને અને રાઉફ ત્રણે માણસો આજે હાજર હતા. ૧૯૧૯માં પણ મુસ્તફા આ જ માણસોને મળ્યો હતો. આ ત્રણે માણસોનો સહકાર અત્યંત આવશ્યક હતો, કારણ કે તેમણે મહાન કાર્યો કર્યાં હતાં અને મહાન સિદ્ધિઓ મેળવી હતી. આ ત્રણે પુરુષોની સામે ગાઝી બેઠો હતો.

જરાયે વખત બગાડ્યા સિવાય રાઉફ મુદ્દા ઉપર આવ્યો. તેણે સીધો જ સવાલ પૂછ્યો, 'કેટલાક એમ વાતો કરે છે કે તમે સલ્તનત અને ખિલાફતની ગાદીનો નાશ કરવાનો ઇરાદો ધરાવો છો. શું એ સાચી વાત છે પાશા?'

'એ ડહાપણભરેલું પગલું લેખાશે કે નહિ તેના ઉપર હું તમારો જ અભિપ્રાય જાણવા ઇચ્છું છું.' મુસ્તફાએ સાવચેતીપૂર્વક પ્રશ્નનો જવાબ આપ્યો.

આ બંને પ્રતિભાશાળી વ્યક્તિઓની પ્રતિભા જાણે સામસામે અથડાઈ. એક રૂઢિચુસ્ત, બંધારણીય શાસનતંત્રમાં, અને ધીમે ધીમે આગળ વધવામાં માનનારો હતો. બીજો ક્રાન્તિકારી, સરમુખત્યાર અને જૂનવાણી રીતરિવાજનો મૂળમાંથી જ ઉચ્છેદ કરવામાં માનનારો હતો.

રાઉફે કહ્યું 'મારા પિતા અને મેં સુલતાનનું લૂણ ખાધું છે. હું વહીદ્દીન વિષે કહેતો નથી. એ તો સુલતાનની ગાદી લજાવનાર દેશદ્રોહી છે. પણ હું અને દરેક સાચો તુર્ક સુલતાન અને ખલીફાને વફાદાર રહેવા માગીએ છીએ. આપણે બધાએ એ સર્વસત્તાધીશને સાથ આપવો જોઈએ. વળી રાજ્યની અંદર એક એવી મહાન વ્યક્તિ અને તેનું મહાન સ્થાન હોવાં જોઈએ, જ્યાં પ્રજામાંનો કોઈ પણ માણસ પહોંચી શકે નહિ.' એ પળે તેણે સારીયે તુર્કપ્રજાના હૃદયની વાત કરી. એ શબ્દોમાં તુર્કપ્રજાના હૃદયનો પડઘો હતો.

મુસ્તફાએ જોયું કે અત્યારે વિરોધ કરવામાં માલ નથી, એટલે તેણે ગોળ ગોળ જવાબ આપીને સાવચેતીપૂર્વક બીનું સંકેલ્યું, 'મને લાગે છે કે અત્યારથી આની વિગતવાર ચર્ચા કરવાની કશાયે જરૂર નથી.' પણ રાઉફે આગ્રહ ચાલુ રાખ્યો ત્યારે તેણે કહ્યું 'તમે કહો છો એવો મારો ઇરાદો જ નથી—હું આ સંબંધી ધારાસભા આગળ એક નિવેદન રજૂ કરીશ.'

મુસ્તફા કમાલે જોયું કે ધીમે ધીમે આગળ વધવામાં સાર છે. તેનો વિરોધી–પક્ષ તેની ધારણા કરતાંયે વધારે સબળ નીકળ્યો. ઘા કરવા માટે તે યોગ્ય તકની રાહ જોવા લાગ્યો અને તે તક છેવટે આવી પહોંચી.

આ અરસામાં અંગ્રેજોએ લોસેનમાં શાંતિસંમેલની બેઠક બોલાવી. આ સંમેલનમાં ભાગ લેવા તેમણે તુર્કીના સુલતાનને પોતાનો પ્રતિનિધિ મોકલવા અને સાથે સાથે તુર્કીની રાષ્ટ્રીય મહાસભાને તેનો પ્રતિનિધિ મોકલવાનું કહેવા સુલતાનને જણાવ્યું. રાષ્ટ્રીય મહાસભાને સીધું આમંત્રણ મળ્યું નહિ. સુલતાને અંગ્રેજોના આ આમંત્રણનો સ્વીકાર કર્યો. તેણે રાષ્ટ્રીય મહાસભાને પ્રતિનિધિ મોકલવા લખ્યું. રાષ્ટ્રીય મહાસભા અને સારી જનતાના ગુસ્સાનો પાર રહ્યો નહિ ચોરે ને ચૌટે તેઓ વરાળ ઠાલવવા લાગ્યા: 'સુલતાનની ધૃષ્ટતા અને બેશરમીનું કોઈ ઠેકાણું છે? લડાઈ અમે જીતી અને સમાધાન કરવા સુલતાન સાહેબ ઊપડ્યા! સુલતાનના માણસોને માર પડ્યો. તેને ટેકો આપનાર એક તંત્રી ઉપર તો પથ્થરનો વરસાદ વરસાવ્યો ને તેને જાનથી મારી નાખ્યો. અંગોરામાં પ્રતિનિધિઓ પણ ઊકળી ઊઠ્યા. 'કોણ છે આ સુલતાન? કોણ છે તેની સરકાર? તુર્કીની રક્ષા માટે તેમણે શું કર્યું છે? એ બુઢિયા વજીરે આઝમ તૌફીક પાશાને નિમંત્રણ ઉપર સહી કરવાનો શો અધિકાર છે? તે અને તેનું પ્રધાન મંડળ બધાં સુલતાનનાં પાળેલાં કૂતરાં છે. પ્રજાને તેણે ફાડી ખાધી છે ને દુશ્મનોના પગ ચાટયા છે!' સારા દેશમાં સુલતાન વહીદીન વિરોધી વાતાવરણ પેદા થઈ ગયું.

મુસ્તફા કમાલે જોયું કે ઘા કરવાની ઘડી આવી પહોંચી છે. લોઢું બરાબર તપીને લાલચોળ થઈ ગયું છે. તેણે જોયું કે વહીદીનને તખ્ત ઉપરથી ઉઠાડવાની જ નહિ પણ સુલતાનના હોદ્દાને પણ મિટાવવાની ઘડી આવી પહોંચી છે. ખિલાફતનો નાશ કરવાને હજી વાર છે, કારણ કે નહિ તો ધર્મઝનૂની ગામડિયાઓ પોતાની વિરુદ્ધ થઈ જાય.

અંગોરામાં મહાસભાની ગરમાગરમ બેઠક શરૂ થઈ. સભાગૃહમાં તમતમતાં ભાષણો અને અંદર અંદરની ચર્ચાનો શોરબકોર મચી રહ્યો હતો. સૌ સુલતાનને ભાંડતા હતા. મુસ્તફા આવી પહોંચ્યો. સભાસદોએ તેને તાળીઓના ગડગડાટથી વધાવી લીધો. મુસ્તફા કમાલે ટૂંકું ને ટચ ભાષણ આપ્યું ને કહી દીધું કે હવે સુલતાનપદ અને ખિલાફતને જુદાં કરવાનો, વહીદીનને કાઢી મૂકવાનો અને સુલતાનપદને ખતમ કરી દેવાનો સમય આવી પહોંચ્યો છે. આ મતલબનો એક ઠરાવ પણ તેણે રજૂ કર્યો. સભાસદો ઉપર જાણે વીજળી પડી. આનું પરિણામ શું આવશે તે તેઓ જાણતા હતા. સુલતાન–વિરોધી ઉકળાટના વાતાવરણમાં પણ આ ઠરાવની ગંભીરતા તેમને સમજાઈ ગઈ. મુસ્તફા કમાલ આટલી ઝડપથી ઘા કરશે તેનો કોઈને ખ્યાલ સરખો પણ નહોતો. પણ મુસ્તફા અવસર ચૂકે એવો નહોતો. તેણે જોયું કે ચર્ચા લાંબી થશે ને ચોળીને ચીકણું થશે .તો વિરોધી–પક્ષનું સંગઠન મજબૂત બની જશે. અને તેણે બીજો ઘા કર્યો. તુરત જ તેણે સભાસદોના મત લેવા માંડ્યા. પણ આ વખતે મુસ્તફાને હાર મળી. તેના એંશી માણસો સિવાય બાકીના બધાએ તેની વિરુદ્ધમાં મત આપ્યો. આખરે બધાં જ દૃષ્ટિબિંદુથી આ ઠરાવની યોગ્યાયોગ્યતા પર ચર્ચા કરી એ વિષે તેમનો ચોક્કસ અભિપ્રાય દર્શાવવા વકીલો અને મોલવીઓની બનેલી એક ખાસ સમિતિને તે સોંપવામાં આવ્યો.

બીજે દિવસે એ સમિતિએ પોતાનું કામ શરૂ કર્યું. કલાકો સુધી તેમણે કુરાન અને શરિયતનો આધાર ટાંકી ટાંકી, સુલતાનપદ અને ખિલાફતને અલગ કરી શકાય કે નહિ તે ઉપર લાંબી–ચોડી ચર્ચાઓ

કરી. એક પછી એક દાઢીવાળા અને સુંદર મોટા ઝભ્ભાવાળા માલવીઓ ઊભા થયા અને આરામથી તેમને છાજે એવાં ગાંભીર્ય અને દમામથી જૂનાપુરાણા લેખોને આધારે પોતાનો અભિપ્રાય રજૂ કરવા લાગ્યા. કેરો અને બગદાદના ખલીફાના મૃત ઇતિહાસોમાં તેમણે પોતાની દલીલના સમર્થનમાં એક હજાર ને એક પુરાવાઓ રજૂ કર્યા. પંડિતાઈની જાણે હરીફાઈ ચાલી. કાયદાની બારીકી, સૂક્ષ્મમાં સૂક્ષ્મ દલીલો, અધરામાં અધરું પાંડિત્ય—આ બધાંથી ભરપૂર એવા જડબાતોડ શાસ્ત્રાર્થ થયા.

એક ખૂણામાં બેઠો બેઠો મુસ્તફા આ મૂર્ખાઓના કલાકોના વાદવિવાદો સાંભળતો પોતાની પીળી આંખો ખોડીને તેમના ઉપર ચોકી કરતો બેઠો હતો—શિકાર ઉપર તરાપ મારતાં પહેલાં જેમ ચિત્તો બેસે તેમ. તેણે જોયું કે એક પણ સભાસદ તેની તરફેણ કરતો નથી, બધા જ તેની વિરુદ્ધ છે. તેનો પરાજય નક્કી છે. પણ એમ સહેલાઈ-થી તે બાજી હાથથી કેમ જવા દે? આ અનંત ચર્ચાથી તેનો ગુસ્સો વધતો જતો હતો. 'શું આટલી બધી લડાઈઓનો વિજેતા હું એક મૃતપાય થઈ ગયેલી સંસ્થાના ઝીર્ણ પાયાને ટકાવવા માટે આધારો શોધતા આવા મૂર્ખ પંડિતો જેવા દાઢીવાળા મુલ્લાઓની અર્થ વગરની અને અંત વિનાની ચર્ચા સાંભળવા બંધાયેલો છું? તુર્કીનો અધિપતિ હું છું કે આ ડચ્ચર બુઢિયાઓ છે?' તેના મગજનો પારો વધતો જતો હતો. આખરે તેણે કાબૂ ગુમાવ્યો. ગુસ્સાથી થરથર કાંપતો તે કૂદીને એક ખુરશી ઉપર ચડી ગયો અને પછી ઝીંકાટો નાખીને તે તાડૂક્યો.

'સજ્જનો! આપણા સુલતાને તુર્કી–સામ્રાજ્ય જનતા પાસેથી બળજબરીથી ખૂંચવી લીધું હતું અને એ જ બળજબરીથી આજે પ્રજા તે સુલતાન પાસેથી પાછું પડાવી લે છે. ખિલાફતથી સુલતાનપદ જુદું થશે જ અને નાશ પામશે જ. તમે મત આપો કે ન આપો. પણ એમાં મીન-મેખ નહિ થાય. ફેર માત્ર એટલો જ પડશે કે ના પાડવાથી તમારામાંના કેટલાકનાં માથાં ધડથી જુદાં થશે.'

સારી સભામાં આતંક છવાઈ ગયો. સરમુખત્યાર હુકમ છોડતો તો. આખરે લાંબી દાઢીવાળો અને રેશમી ઝભ્ભામાં સજ્જ થયેલો ેક બુઢ્ઢો મુલ્લા જે આ સભાનો પ્રમુખ હતો તે બોલવા ઊભો થયો.

‘સજ્જનો ! ખિલાફ્ત અને સુલતાનપદને જુદાં કરવાની સમસ્યા ામજવા માટે ગાઝીએ આપણી સામે એક નવું જ દૃષ્ટિબિંદુ રજૂ ર્યું છે. તે જો કે આપણા મતથી ભિન્ન છે છતાં ઘણું જ સારું . હું આપને આ પ્રશ્ન પર ફરી વિચાર કરવા ભલામણ કરું છું.’

મરણની બીકથી કાંપતા કાંપતા સભાસદો ઉતાવળ અને ઉતા- ળમાં મુસ્તફાની તરફેણમાં મત આપવા ઊભા થયા. હાંફળાફાંફળા ઓ એક બીજા ઉપર ગબડી પડ્યા. જલદી જલદી મત આપી, પોતાના ાંબા ઢળકતા ઝભ્ભાઓ ઊંચા લઈ, લબાચા સંકેલી જીવ બચાવવા ભાગૃહ છોડીને ભાગ્યા.

તુરત જ રાષ્ટ્રીય મહાસભાની બેઠક મળી. ખાસસમિતિનો મત મની સમક્ષ રજૂ કરવામાં આવ્યો. ચર્ચા શરૂ થઈ. મુસ્તફાએ જોયું હજીયે તેના ઠરાવનો વિરોધ કરનારા ઘણા સભાસદો છે. તેણે પોતાના ક્ષના માણસોને એક ખૂણામાં એકત્ર કર્યા અને ચર્ચા બંધ કરી તુરત જ ત લેવાનું પ્રમુખને જણાવ્યું, અને હાથ ઊંચા કરીને મત આપ- ાની માગણી કરી. કેટલાક સભાસદે વિરોધ ઉઠાવી નામ આપીને ત આપવાની માગણી કરી. મુસ્તફા કમાલના પક્ષના માણસો ભરેલી િસ્તોલે હાજર રહ્યા હતા. મુસ્તફાના હુકમની જ વાર હતી !

‘મને પૂરેપૂરો વિશ્વાસ છે કે સારી સભા એકમતે મારા ઠરાવને ટેકો ાપશે.’ તેણે ઊભા થઈ ધમકીભર્યા અવાજે ઉપરના શબ્દો ઉચ્ચાર્યા. ાત્ર હાથ ઊંચા કરવા બસ થઈ પડશે.’ તેના માણસોના હાથ િસ્તોલના ઘોડા ઉપર ગયા.

પ્રમુખે મુસ્તફા કમાલ તરફ ત્રાંસી નજરે જોયું અને તેની તરફ જ ેતાં જોતાં ઠરાવ પર મત માગ્યા. માત્ર ઘણા જ થોડા હાથ ઊંચા થયા.

'સર્વાનુમતે પસાર' પ્રમુખે જાહેર કર્યું. વિરોધ ઉઠાવવા ઘણા સભાસદો ઊભા થઈ ગયા. 'જુઠ્ઠી વાત છે. હું વિરુદ્ધ છું! હું વિરુદ્ધ છું' તેઓ પોકારી ઊઠ્યા.

''બેસી જાવ, બેસી જાવ, ગદ્ધા, મૂરખ' સામા પક્ષે જવાબ આપ્યો. ધુમરાણ મચ્યું. સામસામી ગાળો દેવા ને એકબીજા તરફ કાદવ ફેંકવા માંડ્યા. કોઇએ ધોલ મારી, કોઈ એક બીજા ઉપર થૂંક્યા.

મુસ્તફા કમાલે પ્રમુખને ઇશારો કર્યો. પ્રમુખ સમજી ગયો. તેણે હાથ ઊંચો કરી સભાસદોને શાંત કર્યા અને પછી મોટેથી બોલ્યો:

'રાષ્ટ્રીય મહાસભા સર્વાનુમતે સુલતાનના પદને રદ કરે છે.' અને સભા બરખાસ્ત કરી દીધી.

પાંચ દિવસ પછી મુસ્તફા કમાલના હુકમથી રાફતે ઇસ્તંબૂલ પર હુમલો કરી, તલવારના જોરે તેનો કબજો કર્યો. સુલતાન અંગ્રેજોની મદદથી અંગ્રેજી વહાણમાં બેસીને નાસી ગયો. તુર્કીનો સુલતાન અને ખલીફા-જે સારીયે મુસ્લિમ આલમમાં ખુદા પછીનું બીજું જ સ્થાન ભોગવતો હતો તે-પોતાનો જીવ બચાવવા પોતાના ધર્મશત્રુ ખ્રિસ્તીઓની દયાની ભીખ માગી ભાગી ગયો!

સુલતાનના ભત્રીજા અબ્દુલ મજીદને ખલીફા બનાવવામાં આવ્યો. તેને એક પણ રાજકીય અધિકાર આપવામાં આવ્યો નહિ. મુસ્લિમ-જગતમાં વિશેષ ખળભળાટ મચાવનારી ખબર આના કરતાં બીજી કઈ હોઈ શકે?

## ૨૩

મુસ્તફા કમાલની જીત તો થઈ-પણ ઘણી જ મુશ્કેલી પછી. પણ તેને નવો પાઠ શીખવાનો મળ્યો. તેણે જોઈ લીધું કે પોતાની સત્તા જાળવી રાખવા માટે તેણે એક એક ઇંચ માટે લડવું પડશે.

પણ તે સારી રીતે સમજતો હતો કે લોકોને લાંબો વખત ડરાવી ધમકાવીને પોતાનું ગાડું ચલાવાશે નહિ. એથી તો લોકો ઊલટા તેના વિરોધી બનતા જશે. અને હજી તો તેણે લોકો પાસે જ અનેક કામ કરાવવાનાં હતાં. સુલતાનને ખતમ કર્યા પછી હવે તેની જગ્યાએ પ્રજાતંત્ર કે એવા બીજા કોઈ નવા તંત્રની સ્થાપના કરવાની હતી. સરમુખત્યારી તો ચાલી શકે એમ નહોતું. તે જાણતો હતો કે જેવી તે સૂચના કરશે કે લોકો તેનો સજ્જડ વિરોધ કરશે. પણ સર્વસત્તાધીશ તો થવું જ પડશે. એ વગર શાસન ચલાવી શકાય નહિ કે પોતાનાં સ્વપ્નોને અનુસરીને રાષ્ટ્રનું ઘડતર પણ કરી શકાય નહિ. આ માટે એક જબરદસ્ત તંત્ર જોઈએ જે તેના હુકમો ઉઠાવે અને એ પ્રમાણે અમલ કરે.

પોતાની શક્તિ વધારવા માટે તેણે એક સુંદર ઉપાય ખોળી કાઢ્યો. ૧૯૧૯માં તેણે અંગ્રેજો અને સુલતાન વિરુદ્ધ બળવાનું કાર્ય સંગઠિત રીતે કરવા માટે શહેરે શહેરે અને ગામડે ગામડે સમિતિઓ સ્થાપી હતી. આટલાં વર્ષો પછી તે સમિતિઓ બરાબર જામી ગઈ હતી અને ફૂલી-ફાલી પણ હતી. સારા દેશમાં આ સમિતિઓ પથરાઈ ગઈ હતી. આ સમિતિઓનું સંગઠન સિપાહીઓનું સંગઠન હતું કારણ કે તેમાં મોટા ભાગના લોકો સિપાહીઓ હતા. એકેએક સમિતિમાં રાષ્ટ્રીય ભાવના આજે પણ એટલી જ જીવંત હતી. મુસ્તફા લશ્કરી સેનાનો મુખ્ય સેનાપતિ હોવાથી આ બધી સમિતિઓ તેની અસર નીચે હતી. એક એક સિપાહી મુસ્તફા ઉપર આફરીન હતો. આ સમિતિને વધારે વ્યવસ્થિત અને સંગઠિત કરી તેમના દ્વારા જ તુર્કસ્તાનનું શાસનતંત્ર ચલાવવાનો મુસ્તફા કમાલે નિશ્ચય કર્યો. તેનું નામ બદલીને 'લોકસમિતિ' રાખવાનું તેણે ઠરાવ્યું. આ દળના સભ્યોને પોતપોતાના ક્ષેત્રમાં શાસન કરવાનો અધિકાર આપવો, દરેક ગામની 'લોકસમિતિ' ગામનો મુખી, પટેલ, તલાટી શિક્ષક, પોલીસ, ટપાલી, ભંગી વિગેરે નક્કી કરે. આ રીતે મુસ્તફા

આ સાર્વજનિક દળ દ્વારા લોકોના સીધા સંસર્ગમાં આવે. મુસ્તફાના ઉત્થાન અને પતનની ઉપર આ સમિતિ આધાર રાખશે એટલે કુદરતી રીતે જ તે મુસ્તફા કમાલને ટેકો આપશે આવી તેની ધારણા હતી.

મુસ્તફા કમાલે આ દિશામાં તુરત જ પ્રયત્ન આરંભી દીધો. આખા દેશમાં તેણે પ્રવાસ કર્યો. ઠેકઠેકાણે તેનું ઉત્સાહ અને આનંદથી સ્વાગત કરવામાં આવ્યું. તે ગાઝી હતો. તુર્કીનો રક્ષણહાર હતો. પોતાના શૂરવીર નેતાના દર્શનથી પ્રજાના આનંદનો પાર રહ્યો નહિ. પાગલ થઈ તેઓ નાચવા લાગ્યા.

તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં પોતાની યોજના મુજબ વ્યવસ્થા કરતો ગયો. દરેક જગ્યાએ તેણે 'લોકસમિતિ'ની સ્થાપના કરી. અને તેની દ્વારા ચૂંટાયેલી સમિતિને શાસન ચલાવવાનો અધિકાર આપવામાં આવ્યો. તેણે ઠેકઠેકાણે દેશભક્તિથી ભરપૂર ભાષણો આપ્યાં.

'તમારું સંગઠન મજબૂત બનાવજો. બહારના દુશ્મનોને આપણે હાંકી કાઢયા છે પણ લડાઈ હજી ખતમ નથી થઈ. આપણો દેશ હજીયે દેશદ્રોહીઓથી ઊભરાય છે. તમારી સંસ્થાઓને વિસ્તૃત કરજો. મારી પડખે ઊભા રહેજો, મારા હુકમનું પાલન કરજો, આપણે બધા એકત્ર થઈને નવા તુર્કસ્તાનનું ઘડતર કરીશું. તમારું તુર્કસ્તાન તમે તમારું ખૂન રેડીને પાછું મેળવ્યું છે. આવા મજબૂત પાયા ઉપર જે રાષ્ટ્રનું ચણતર થયું છે તેના બધા જ દુશ્મનો—પછી તે બહારના હોય કે અંદરના હોય તેમને—મજબૂત હાથે દાબી દો. તમારી સમિતિનું નામ 'લોકસમિતિ' રાખવામાં આવશે. તમારી સંસ્થામાં જેટલા બને તેટલા બહાદુર અને વફાદાર તુર્કોને મિલાવી દેજો. તુર્કસ્તાનના ખરા રાજ્યકર્તા તમે છો—લોકો અને લોકસમિતિ છે. તમારા લોકોનો જો મને પૂરો સાથ હશે તો હું તમને વિશ્વાસપૂર્વક કહું છું કે હું તુર્કસ્તાનને સંપૂર્ણ રીતે આઝાદ કરીશ, લોકોની ગરીબી મિટાવી તેમનાં જીવન સુખી અને સમૃદ્ધ બનાવીશ.'

પણ તે ધર્મમાં, રીતરિવાજોમાં શું શું ક્રાન્તિ કરવાનો છે તે વિષે કંઈ બોલ્યો નહિ. કારણ કે એથી ગામડાંના ભોળા ભલા લોકો પણ છંછેડાઈ જાય. લોકો ઉત્સાહથી લોકસમિતિમાં જોડાયા.

આ પ્રકારનો આમસંપર્ક સાધીને, અને પોતાની સત્તા બરાબર જમાવીને મુસ્તફા કમાલ અંગોરામાં દુશ્મનોના સામનાનો મુકાબલો કરવા આવી પહોંચ્યો.

આવતાવેંત તેણે એક વટહુકમ બહાર પાડ્યો. તેની અનુસાર રાષ્ટ્રીય મહાસભાના કોઈ પણ સભ્યને, જો તે કોઈપણ ગુનો કરે તો, ગિરફતાર કરી શકાય એવું ઠર્યું. જાહેરસભાઓ પોલીસની મદદથી તેણે બંધ કરાવી દીધી. વર્તમાનપત્રો ઉપર સખ્ત અંકુશ મૂકવામાં આવ્યો. મુસ્તફા કમાલ કે તેની યોજનાઓની વિરુદ્ધ એક અક્ષર પણ લખવાની કોઈ હિંમત કરતું નહિ. રાષ્ટ્રીય મહાસભાના સભ્યો સમજી ગયા કે મુસ્તફા કમાલ એમના અધિકારો ઉપર તરાપ મારવા માગે છે. તેના દેશવ્યાપી પ્રવાસ પાછળનો હેતુ સમજતાં પણ તેમને વાર લાગી નહિ. 'લોકસમિતિ'ની સ્થાપના પણ તેણે શા માટે કરી છે તે પણ તેઓ જાણી ગયા.

મુસ્તફા એમના વિરોધીઓને–દુશ્મનોને એક ઝપાટે સાફ કરી નાખવા માગે છે પણ તેમનું કંઈ ચાલે તેમ નહોતું. કારણ કે લશ્કરી અધિકારો તેમણે પોતે જ મુસ્તફા કમાલને આપ્યા હતા. અને જ્યાં સુધી નવું શાસનતંત્ર નક્કી થયું નથી ત્યાં સુધી લશ્કરી કાનૂનને આધારે જ રાજ્યતંત્ર ચાલશે એ પણ તેઓ જાણતા હતા.

પણ રાષ્ટ્રીય મહાસભા સહેલાઈથી લડત છોડી દે તેમ નહોતી. તેણે મુસ્તફા ઉપર એક નવી જ બાજુથી હુમલો કર્યો. 'મિત્રરાષ્ટ્રો' અને તુર્કસ્તાન વચ્ચે સુલેહની છેલ્લી શરતો નક્કી કરવા લાસેનમાં સુલેહપરિષદ ભરવામાં આવી હતી. મુસ્તફા કમાલે મહાસભાને પૂછ્યા સિવાય કર્નલ ઇસ્મતને તુર્કસ્તાનના પ્રતિનિધિ તરીકે એ પરિષદમાં ભાગ લેવા મોકલ્યો. આથી મહાસભા ખૂબ

નારાજ થઈ. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. વળી ઇસ્મત પણ ત્યાં સુલેહપરિષદમાં તુર્કસ્તાનનું કામ બગાડી રહ્યો હતો. આખરે અંગ્રેજો સાથે કોઈપણ પ્રકારની સુલેહ થઈ શકી નહિ અને તે ખાલી હાથે પાછો ફર્યો. મુસ્તફા કમાલે રાષ્ટ્રીય મહાસભાને પૂછ્યા વિના ઉતાવળમાં આ પગલું ભર્યું એનું જ આ ખરાબ પરિણામ આવ્યું. મહાસભાનો સામાન્ય મત આ પ્રકારનો હતો. આ મુદ્દા ઉપર રાઉફ અને મુસ્તફા કમાલ વચ્ચે ઝઘડો પેદા થયો અને દિનપ્રતિદિન વધતો ગયો. આખરે તેણે વડાપ્રધાન તરીકે પોતાનું રાજીનામું આપી દીધું. રાઉફને રાષ્ટ્રીય મહાસભાનું પીઠબળ હતું. એથી મહાસભામાં નવ દિવસ સુધી આ પ્રશ્ન ઉપર ગરમાગરમ ચર્ચા ચાલી. અંતે મહાસભામાં ઇસ્મત વિરુદ્ધ અવિશ્વાસની દરખાસ્ત રજૂ કરી.

ઇસ્મત મુસ્તફા કમાલનો માણસ હતો. તેનું અપમાન એટલે મુસ્તફા કમાલનું અપમાન. તેનો પરાજય એટલે મુસ્તફાનો પરાજય. તેણે પોતાની તમામ બુદ્ધિ, તમામ લાગવગ અને તમામ શક્તિનો ઉપયોગ અને ગેરઉપયોગ કરી આ દરખાસ્તને ઉડાડી મૂકવા પ્રયત્ન કર્યો. કેટલાયને ધમકાવ્યા, કેટલાયને લાલચ આપી, કેટલાયને સાચું ખોટું—જેમ ફાવ્યું તેમ—કહીને સમજાવી દીધા, ને આખરે અવિશ્વાસનો ઠરાવ ઉડાવી દીધો. ઇસ્મતને ફરીને લાસેન મોકલવામાં આવ્યો. આ વખતે મુસ્તફાએ તેને બરાબર પાઠ પઢાવ્યા—ખૂબ વિગતવાર સૂચના આપી. સુલેહપરિષદમાં નિષ્ફળતા મળે તો પોતાની પ્રતિષ્ઠા ધૂળમાં મળે, તે પોતાનું વર્તમાન સ્થાન ગુમાવી બેસે. એટલે આ વખતે ઇસ્મત ગયા પછી પણ તેની સાથેનો સંબંધ ચાલુ રાખ્યો. ત્યાંની ચર્ચાઓથી તે માહિતગાર રહેતો ને ઇસ્મતને જરૂરી સૂચનાઓ પણ તે આપ્યા કરતો.

દરમિયાન તે દિવસ અને રાત લોકસમિતિનું સંગઠન કરવાના કામમાં શેતાનની પેઠે લાગી ગયો. તેણે જોયું કે વખત થોડો છે, કામ ઘણું છે. ઝડપ કરવી જ જોઈએ. બીજી બાજુ આવડી જબરદસ્ત

દેશવ્યાપી સંસ્થા—અને તે પણ લડાયક—ને વિકસતી જોઈ ને મહાસભાવાદીઓ ચોંક્યા. મુસ્તફા કમાલના હાથ નીચે આવડી મોટી સંસ્થા—આ હકીકતમાં તેમણે ભયંકર જોખમનાં દર્શન કર્યાં, મુસ્તફા કમાલને આ સંસ્થાના પ્રમુખ તરીકેનું રાજીનામું આપી દેવાનું સમજાવવા માટે મહાસભાએ એક પ્રતિનિધિમંડળ મોકલ્યું. મુસ્તફા આગળ મંડળે પોતાનું દૃષ્ટિબિંદુ રજૂ કર્યું—'એક રાજ્યતંત્રના પ્રમુખ તરીકે તમારે બધા પક્ષોથી પર હોવું જોઈએ. જ્યાં સુધી તમે પ્રમુખ છો ત્યાં સુધી કોઈ એક પક્ષના પ્રમુખ તરીકે રહી શકો નહિ. માટે તમારે રાજીનામું આપી દેવું જોઈએ.'

મુસ્તફા કમાલે સાફ સાફ જવાબ આપ્યો: 'હું તમારી સાથે સહમત થઈ શકતો નથી. તમે રાજકીય પક્ષોમાંના એક પક્ષના નેતૃત્વની વાત કરો છો? ખરું પૂછો તો રાજ્યમાં માત્ર એક જ રાજકીય પક્ષ છે. અને તે લોકસમિતિ. એ સિવાય બીજા હરીફ સિદ્ધાંતો હોઈ શકે જ નહિ. એકતાની જરૂર છે. બાકી મારા માટે તો એ વસ્તુ માનને લાયક છે કે હું લોકસમિતિ અને રાજ્ય બંનેનો વડો છું.'

આ જવાબ મહાસભાને સીધા પડકારરૂપ હતો. મહાસભાના સભ્યો છંછેડાઈ ગયા. ઇસ્મત અને ફોજી—બે—ને બાદ કરતાં તેના બધા જ સાથીદારો રહીમ, અદ્નાન અને ચાર મહાન પાશાઓ, કાજિમ કારા બકીર, રાફત, અલી ફુઆદ અને નુરુદ્દીન વિગેરે મુસ્તફા કમાલના વિરોધી થઈ ગયા.

મુસ્તફા કમાલે જોયું કે મહાસભામાં તેના સાથીદારોની સંખ્યા ઘણી ઓછી થઈ ગઈ છે ત્યારે તેણે પોતાને મળેલા વિશિષ્ટ અધિકારોની રૂએ મહાસભા વિખેરી નાખી ફરીને તેની ચૂંટણી કરાવી. પણ એથીયે કંઈ ખાસ લાભ ન થયો. આ નવી સભા પહેલાં કરતાંયે વધારે ખરાબ નીકળી. પ્રતિનિધિઓ તેની વાત જ સાંભળતા નહોતા. મુસ્તફા કમાલ કંઈ કહેવા માટે ઊભો થતો કે તુરત જ તેઓ હલ્લો મચાવી દેતા. મુસ્તફા કમાલે જોયું કે આ રીતે કામ નહિ ચાલે.

તેણે પોતાની શક્તિનું માપ કાઢી જોયું. અંદાજ લગાવ્યો. આ વખતે તેને પલ્લું પોતાના તરફ નમેલું દેખાયું. 'લોકપક્ષ'ની તાકાત દિનપ્રતિદિન બરાબર વધતી જતી હતી. સેના હજી તેના કાબૂમાં જ હતી. વળી આ વખતે ઇસ્મત પણ સુલેહપરિષદમાં સફળતા પ્રાપ્ત કરીને આવ્યો હતો. મુસ્તફા કમાલના સદ્ભાગ્યે બરાબર આ જ વખતે તેના બધા વિરોધીઓ રાઉફ, કાઝિમ કારા બકીર, અલી ફુઆદ વિગેરે અંગોરાથી દૂર હતા. સુલેહપરિષદની સફળતાના પરિણામે અંગ્રેજી સૈન્ય પણ ઇસ્તંબૂલ ખાલી કરીને પોતાના દેશમાં પાછું જતું હતું. ફરી એકવાર સારીયે આલમમાં તેનો વિજય-ડંકો વાગી ગયો. તુર્કસ્તાનના વિજેતા તરીકે દુનિયાભરમાં તેનું નામ મશહૂર થઈ ગયું હતું. તુર્કસ્તાનનાં બધાં જ વર્તમાનપત્રોમાં તેનાં ગુણગાન કરવામાં આવતાં હતાં. ચોતરફ તેની શંસાની ગાથાઓ ગવાતી હતી.

હવે ફરીને ઘા કરવાનો સુયોગ પ્રાપ્ત થયો છે એમ વિચાર કરી મુસ્તફા કમાલે એક જાળ બિછાવી. તેણે બધા પ્રધાનોને પોતાને ત્યાં નિમંત્ર્યા અને મહાસભા વિરુદ્ધ તેમની આગળ ખૂબ ભંભેરણી કરી. તેણે કહ્યું, 'પ્રધાનમંડળની મુશ્કેલીઓ મારાથી અજાણી નથી. હું જાણું છું કે નાની નાની બાબતોમાં પણ હરપળે મહાસભાની મંજૂરી લેવી પડી છે. ઉપરાંત એક સામાન્યમાં સામાન્ય સભાસદ જો તેને આડા ચાલવું હોય તો, સખતમાં સખત ટીકાઓનો ધોધમાર વરસાદ વરસાવે છે. આપણે મહાસભાને બતાવી આપવું જોઈએ કે આ રીતે રાજતંત્ર ન ચલાવી શકાય. શાસનની સારી સત્તા તમારા—પ્રધાનોના—હાથમાં રહેવી જોઈએ. મહાસભાના સભાસદોએ તમારાં કામમાં વારંવાર માથું મારવું નહિ જોઈએ.'

પ્રધાનો સહમત થયા. તેઓને પોતાના રોજના કામકાજમાં એ જ મુશ્કેલીઓ આવતી હતી જેનો મુસ્તફાએ આજે નિર્દેશ કર્યો. તેઓ મુસ્તફા કમાલની જાળમાં ફસાતા ચાલ્યા. મુસ્તફાએ આગળ ચલાવ્યું,

'આવતી કાલે જ તમે બધા રાજીનામાં આપી દ્યો. અને હું જ્યારે નવા પ્રધાનમંડળની ચૂંટણીની આજ્ઞા આપું ત્યારે તમારામાંનો એક એક જણ પ્રધાન થવાની ના જ પાડી દે. પછી જોજો કે મહાસભાની કેવી રેવડી દાણાદાર થાય છે! કોઈ પ્રધાનોના ભારે કામકાજની જવાબદારી લેવા તૈયાર નથી. કોઈનામાં શક્તિ પણ નથી. આખરે હેરાન હેરાન થઈને એ લોકોને તમારી શરતો માનવી પડશે.'

બીજે દિવસે રાષ્ટ્રીય મહાસભામાં, અગાઉ નક્કી કર્યા મુજબ, પ્રધાનોએ રાજીનામાં આપ્યાં. પ્રધાનોની ફરી ચૂંટણી થઈ. જૂના પ્રધાનોએ નવા પ્રધાનમંડળમાં આવવાની ના પાડી. બીજા સભાસદોમાંથી કોઈ પ્રધાનપદાની જવાબદારી લઈ શકે એવા શક્તિશાળી નહોતા. અને છતાંયે સ્વાર્થને વશ થઈને નવા પ્રધાનમંડળની રચના માટે તેમણે પોતાનાં, સગાવહાલાંના કે મિત્રોનાં નામ રજૂ કર્યાં. પરિણામ એ આવ્યું કે સભાસદોનો મોટો ભાગ એક યા બીજી રીતે પ્રધાનપદનો ઉમેદવાર બની ગયો! ખૂબ તકરાર થઈ, ખૂબ બૂમાબૂમ થઈ. પણ મામલો સહેલાઈથી પતે એમ લાગ્યું નહિ. સભાસદો મૂંઝાયા. આખરે મુસ્તફાની પૂર્વવત્ યોજના મુજબ તેના જ એક માણસે દરખાસ્ત મૂકી કે મુસ્તફા કમાલને આ ઝઘડાનો નિકાલ લાવવાનું કામ સોંપવામાં આવે. ગાઝીને વિનતિ કરીએ કે તે પોતે જ નવું પ્રધાનમંડળ ચૂંટી આપે.

ઠરાવ જલદી પસાર થઈ ગયો. પણ મુસ્તફા કમાલ તેને વિનતિ કરવામાં આવ્યા છતાં પહેલીવાર તો આવ્યો જ નહિ. ફરીવાર ખૂબ નમ્રતા અને આગ્રહપૂર્વક તેને વિનતિ કરવામાં આવી. આખરે તેણે એક શર્તે આવવાનું કબૂલ્યું અને તે એ કે મારો ફેંસલો સૌને સ્વીકારવો જ જોઈએ. આવતાં જ તેમણે સભાસદોને ખૂબ ઝાડયા.

'તમે તમારી મુશ્કેલીની પળે મને તમારા ઝઘડાનો નિકાલ કરવા બોલાવ્યો છે. ઠીક છે. એ ઝઘડો તમે જ ઊભો કર્યો છે. તેનું મૂળ રાજયતંત્રના સ્વરૂપમાં છે. જો ઝઘડાનો કાયમી નિકાલ લાવવો હોય

તો રાજ્યતંત્રનું મૂળ સ્વરૂપ બદલવું જોઈએ. અત્યારે તો ધારાસભા પાસે બંને જાતની સત્તાઓ–ધારા બનાવવાની ને શાસન ચલાવવાની સત્તાઓ છે. આ સ્થિતિમાં સભાસદોની રોજની સખત ટીકા નીચે કોઈ પણ પ્રધાન કામ કરી શકે નહિ. એટલા માટે હું આખા તંત્રમાં ધરમૂળથી જ ફેરફાર કરવા માગું છું. હું ફેંસલો આપું છું કે તુર્કસ્તાનને એક રીપબ્લિક પ્રજાતંત્ર જાહેર કરવામાં આવે અને તેના પ્રમુખને કારોબારીની બધી સત્તા આપવામાં આવે.'

પ્રતિનિધિઓ સ્તબ્ધ બની ગયા. તેમની ઉપર જાણે વજ્રપાત થયો. તેઓ બરાબર મુસ્તફાની જાળમાં સપડાઈ ગયા. મુસ્તફાનો ફેંસલો સ્વીકારવા માટે તો તેમણે પહેલેથી જ કાંડાં કાપી આપ્યાં હતાં. આખરે લાચાર થઈને તેમને મુસ્તફા કમાલને તુર્કી–પ્રજાતંત્રનો પ્રમુખ ચૂંટવો પડ્યો.

હવે પ્રધાનોનો વારો આવ્યો. મુસ્તફાએ નવા પ્રધાનમંડળની જાહેરાત કરી. તેમાં એક પણ જૂના પ્રધાનનું નામ આવ્યું નહિ ત્યારે તેઓ પણ ડઘાઈ ગયા. જે લોકો સ્વાર્થવશ થઈને મુસ્તફાની ચાલબાજીમાં ફસાઈ ગયા તેમને ખૂબ અફસોસ થયો. પણ હવે મોડું થઈ ગયું હતું.

## ૨૪

મુસ્તફા કમાલ હવે તુર્કસ્તાનનો સર્વસત્તાધીશ અને સરમુખત્યાર હતો. તે પ્રજાતંત્ર (Republic)નો પ્રમુખ હતો. પ્રધાનમંડળ રચવાનો તેને અધિકાર હતો. ધારાસભાનો, લોકપક્ષનો તે પ્રમુખ હતો. લશ્કર તેના હાથમાં હતું. તુર્કસ્તાન ઉપર હવે તે એકચક્રે રાજ્ય કરી શકે તેમ હતું. રાજ્યતંત્રની મશીનરી ઉપર તેનો કાબૂ હતો. પણ ખરી લડાઈ તો હવે આવવાની હતી.

મુસ્તફાના જીવનનું ધ્યેય સ્પષ્ટ હતું. તુર્કસ્તાનને તેણે વિદેશીઓની ગુલામીની ધૂંસરીમાંથી તો મુક્ત કર્યું, અંદરના શત્રુઓથી પણ મુક્ત કર્યું, હવે પોતાના વિચારો મુજબ તેની નવરચના કરવાની બાકી હતી. તુર્કસ્તાનને તે અંધકારના ગર્તમાંથી ઉઠાવી નવી દુનિયાની રોશનીમાં લઈ જવા માગતો હતો. તેના ઉપર યુરોપીય સંસ્કૃતિનો પ્રભાવ વિશેષ હતો. એ સંસ્કૃતિનો તે પાકો હિમાયતી હતો. તે જોતો હતો કે તુર્કસ્તાન અને પૂર્વના બીજા દેશો યુરોપની દૃષ્ટિએ અસભ્ય ગણાય છે. સાચા સુખથી વંચિત રહી અનેક પ્રકારનાં સાંકડાં કૂંડાળાંમાં કૂવાના દેડકાની પેઠે જીવન વ્યતિત કરે છે. સ્વતંત્રતાની તેમને મન કશી કિંમત નથી અને એટલે જ તેઓ વર્ષોથી યુરોપની ગુલામી કરી રહ્યા છે. આ ગુલામીમાંથી તુર્કસ્તાનને મુક્ત કરવું હોય તો તુર્કસ્તાનની સમાજરચનામાં, ધર્મમાં, ધરમૂળથી ફેરફાર કરી નાખવા જોઈએ.

તેના માર્ગમાં સાૈથી મોટી દીવાલ ધર્મની આવતી હતી. તેણે પોતાના મિત્રો આગળ અનેકવાર જાહેર કર્યું હતું કે 'હું તુર્કસ્તાનમાંથી ધર્મને જડમૂળથી ઉખેડી નાખીશ ત્યારે જ જંપીશ. ધર્મ તો એક જાતનું વિષ છે. ને આખા રાજ્યતંત્ર અને સમાજતંત્રમાં ફેલાઈ જઈ તેને તેણે ઝેરી બનાવી દીધું છે, પણ હું એ ઝેરને નાબૂદ કરી નાખીશ. તુર્કસ્તાનમાંથી જ્યાં સુધી ધર્મને હાંકી કઢાય નહિ ત્યાં સુધી તે એક વીર્યવાન પ્રજા નહિ બની શકે.'

ધર્મનું નામ સાંભળતાં જ તે ઊકળી ઊઠતો. અને તેની સખ્ત શબ્દોમાં નિંદા કરતો 'આ આરબ શેખના કાયદા, કાનૂનો અને ઉસુલો એ પેઢી દર પેઢી સુધી નકામા, આળસુ અને પરજીવી મુલ્લા તથા મોલવીઓએ કરેલા તેના અર્થો પાંચસો વર્ષ સુધી તુર્કોના સિવિલ અને ક્રીમિનલ કાનૂનો ઉપર અસર કરતા આવ્યા છે. એ જ કાયદા-કાનૂને બંધારણનું સ્વરૂપ, તુર્કોની રોજ–બ–રોજની જીવનચર્યા નક્કી કરી છે. તેનો ખાવાનો ખોરાક, સૂવા–ઊઠવાનો વખત, કપડાંનો

આકાર, સુયાણીનાં કર્તવ્યો, રોજા રાખવાના નિયમો, મદ્રેસાની કેળવણી વિગેરે નક્કી કર્યું છે.

'ઇસ્લામનો સિદ્ધાંત આજે મૃતપ્રાય થઈ ગયો છે. આ ધર્મ રણમાં વસતાં જંગલી ટોળાંને માટે ઠીક અનુકૂળ પડત. પણ અત્યારના પ્રગતિશીલ રાજ્યમાં તે ક્યાંયે બંધ બેસી શકે તેમ નથી.'

'ઇશ્વરનો સાક્ષાત્કાર ! ઇશ્વર જેવી ચીજ નથી. ઇશ્વર એ તો ધર્મગુરુ અને ખરાબ રાજાએ લોકોને ગુલામીમાં બાંધી રાખવા માટે ઘડી કાઢેલી જંજીરો છે.

'જે રાજ્યકર્તાને શાસન ચલાવવા માટે ધર્મની જરૂર પડે છે તે નબળો રાજ્યકર્તા છે.

'અને ધર્મગુરુઓ તથા મુલ્લા મોલવીઓ સમાજ ઉપર એક મોટો બોજો છે. એ આળસુ, નકામા, પેધી ગયેલા અને અનઉત્પાદક લોકોને હું મસ્જિદમાંથી બહાર કાઢી કે ઉત્પાદક શ્રમની ધૂંસરીએ જોડી દઈશ.'

ધર્મ વિષેના આ તેના વિચારો હતા. મુસ્તફા કમાલના પોતાના જીવનમાં પણ ધર્મને કંઈ સ્થાન ન હતું. તેનું લોહી બાવા આદમના વખતના જમાનાનું લોહી હતું. ભૌતિક સુખથી પર બીજી કોઈ વસ્તુ તેને દેખાતી જ નહોતી. તેના જીવનમાં ઉચ્ચ ભાવનાઓનું સ્થાન નહિવત્ હતું. એથી તેનામાં કોઈ પણ જાતની કોમળ લાગણીઓ રહી જ નહોતી. તેને તો પશ્ચિમની ભૌતિક સુખવાદી સંસ્કૃતિએ પોતાના ઝાકઝમાળ અને ભભકાથી આંઝી નાખ્યો હતો. અને તુર્કસ્તાનને પણ તે એ જ માર્ગે લઈ જવા માગતો હતો.

પણ એ વખતે તુર્કસ્તાનમાં ધર્મ ઉપર પ્રહાર કરવાનું કાર્ય કેટલું જોખમભરેલું હતું તે મુસ્તફા કમાલ સારી પેઠે જાણતો હતો. તુર્કોનાં જીવનમાં મજહબ તાણાવાણાની પેઠે એટલો બધો વણાઈ ગયો હતો કે તેના દરેક કામ, રીતરિવાજ, વિક્રિયા બધા ઉપર તેની અસર હતી. તેણે અત્યાર સુધીની જેટલી લડાઈઓ જીતી તે બધી

કરતાં આ લડાઈ ઘણી જ મોટી હતી અને વધારે બળ, વધારે બુદ્ધિ અને વધારે સાવચેતી માગતી હતી. ધર્મ પર આઘાત કરવો એ પ્રજાના હૃદય પર ઘા કરવા સમાન હતું, એથી મુસ્તફા કમાલે પોતાનું કામ ધીમે ધીમે અને સાવચેતીથી કરવાનું ઠરાવ્યું.

પણ તેના દુશ્મનો પણ એટલા જ સાવધાન હતા અને તેને ધીમે ધીમે કામ કરવાની તક આપે એવા મૂર્ખા નહોતા. તેઓ જાણતા હતા કે એક વખત મુસ્તફાનો પગ પેંગડા ઉપર બરાબર ગોઠવાઈ ગયો કે પછી ખલાસ. પછી તે ગમે તેને ફાંસીએ ચડાવી દેતા અચકાશે નહિ, માટે શરૂઆતમાં જ તેને દાબી દેવો. તેમણે આખા દેશમાં વાત ફેલાવી દીધી કે મુસ્તફા ખલીફાને કાઢી મૂકવા અને મજહબનો નાશ કરવા માગે છે. આ વસ્તુને પુરવાર કરતી હકીકતો પણ તેમની પાસે પુષ્કળ હતી.

અબ્દુલ મજીદ જ્યારે ખલીફા થયો ત્યારે તેની ધામધૂમથી ક્રિયા-વિધિ કરવાની મુસ્તફાએ મના કરી હતી. જ્યારે ધારાસભામાં ખલીફાનાં હોદ્દા અને સત્તા વિષે ચર્ચા શરૂ થઈ ત્યારે મુસ્તફાએ 'ખલીફાને માત્ર નામના ખલીફા સિવાય બીજી કોઈ સત્તા કે હોદ્દો નથી' એવી સખત ટીકા કરીને ચર્ચા બંધ કરાવી દીધી હતી.'

ખલીફા અબ્દુલ મજીદનું વર્ષાસન વધારી આપવાનું જ્યારે મુસ્તફા કમાલને કહેવામાં આવ્યું ત્યારે તેણે તિરસ્કારયુક્ત લેખીત જવાબ આપી એવી નકામી માગણીને તરછોડી નાખી હતી. જવાબમાં તેણે લખ્યું હતું કે 'તમારા પદ ખિલાફતનું મહત્ત્વ માત્ર ઐતિહાસિક પુરાતત્ત્વના અવશેષના નમૂનાથી જરાયે વધારે નથી. અમારા મંત્રી ઉપર તમે પત્ર લખવાની હિંમત કરીને ભારે ધૃષ્ટતા બતાવી છે.

ધર્મની તે મશ્કરી કરે છે. વળી તેણે ઇસ્લામના સૌથી મહાન ઉલેમા શેખ–ઉલ–ઇસ્લામની પાછળ પડી તેને ઓરડામાંથી હાંકી કાઢયો હતો અને તેની ઉપર છૂટું કુરાન ફેંક્યું હતું. તેણે

અંગોરાની સ્ત્રીઓને પરદો બળજબરીથી દૂર કરાવ્યો હતો. તેણે તુર્કી મહિલાઓને મરદોની સાથે અને તે પણ ખ્રિસ્તીઓ અને વિદેશીઓની સાથે શરીર ઘસાય એ રીતે નાચવાનું ઉત્તેજન આપ્યું હતું. ખુદ તેની પોતાની જ સ્ત્રી પરદો રાખ્યા સિવાય ઉઘાડે મોઢે અને મરદનો પોષાક પહેરીને અંગોરાની સ્ત્રીઓને છડેચોક ભાષણ કરતી હતી અને તેમને સમાન અધિકારને માટે હિલચાલ ઉપાડવા બહેકાવતી હતી.

આખા દેશમાં ખબર ફેલાઈ ગઈ કે અંગોરાના રાજ્યકર્તાઓ મજહબમાં માનતા નથી અને એક દિવસ ખુદાનો ખોફ તેના ઉપર ઊતરશે. મસ્જિદો અને બજારોમાં મુલ્લાઓ અને મોલવીઓ ઉપરની વાતોમાં મરચું–મીઠું ભભરાવી મુસ્તફા વિરુદ્ધ છડેચોક પ્રચાર કરવા લાગ્યા. શાળાઓ અને મદ્રેસાઓમાં એ જ જાતની પત્રિકાઓ વહેંચાવા લાગી. બધામાં એક જ અવાજ હતો. મજહબ–વિરોધીઓથી ચેતજો. લોકોના વધતા અસંતોષમાં મોલવી અને ઉલેમાનાં ધગધગતાં ભાષણોએ બળતામાં ઘી હોમ્યું. પ્રજાનું ધર્મઝનૂન જાગૃત થયું. મુસ્તફાના દુશ્મનોએ આનો લાભ લઈ ધૂંધવાતા અગ્નિ ઉપર પવન નાખવા માંડ્યો. તેઓએ પોતાના માણસોને શહેરોમાં પ્રચાર કરવા મોકલી દીધા. તેઓએ પણ અંગોરા છોડ્યું અને ઇસ્તંબૂલ જઈ ખલીફા અબ્દુલ મજીદની આસપાસ મંડળ જમાવ્યું. તેમની ગણતરી હશે કે મુસ્તફા ખલીફા ઉપર હાથ ઉગામવાની હિંમત કરશે નહિ.

નવો ખલીફા અબ્દુલ મજીદ એક સીધો સાદો અને મજહબપરસ્ત માણસ હતો. તે કોઈ પણ પ્રકારની ક્રાન્તિમાં, ખટપટોમાં ભાગ લેવા માગતો નહોતો. તોપણ મુસ્તફાના વિરોધીઓ તેની આસપાસ એકઠા થવા માંડ્યા. રાઉફ, અદનાન, રાફત, કાઝિમ કારા બકીર વિગેરે અબ્દુલ મજીદને સુલતાન બનાવી પોતે તેના પ્રધાનો બનવાનું કાવતરું કરવા લાગ્યા.

મુસ્તફા કમાલે આ વાતાવરણ જોયું અને ભયંકર પરિણામની

આગાહી કરી. ધર્મરક્ષાનું અને ખિલાફતનું બહાનું આગળ ધરી તેના વિરોધીઓ તેને પછાડવાની હિલચાલ કરી રહ્યા હતા. તેમની આ હિલચાલ લોકો ઉપર ખૂબ અસર કરતી હતી અને હવે તો તેને માટે ઉતાવળ કે વિલંબ બંને જોખમકારક હતાં. પણ એવામાં એક પ્રસંગ એવો બન્યો જેણે મુસ્તફાની ઊંધી વળતી બાજીને અટકાવી દીધી. હિંદુસ્તાનના બે આગેવાન મુસ્લિમો આગાખાન અને અમીરઅલીએ અંગોરા સરકાર ઉપર નીચેની મતલબનો પત્ર લખ્યો. 'તુર્ક–શાસનકર્તાઓ ખલીફા સાથે જે અપમાનજનક વર્તન ચલાવે છે એથી મુસ્લિમોને સખ્ત આઘાત લાગ્યો છે. સરકારના આ વર્તન પ્રત્યે તેઓ સખ્ત નાપસંદગી દર્શાવે છે અને પોતાનો વિરોધ જાહેર કરે છે.' મુસ્તફા કમાલને જોઈતી તક મળી ગઈ. તેણે આગાખાનનો જૂનો ઇતિહાસ મેળવ્યો અને જોયું કે તે હિંદુસ્તાનની ઇસમાઈલી જાતિનો આગેવાન છે, ઇંગ્લાંડમાં રહે છે, શરતોના ઘોડા રાખે છે. બ્રિટિશ સામ્રાજ્યવાદનો તે એજન્ટ છે. તુરત જ તેણે પોતાનાં અખબારોમાં તેની વિરુદ્ધ જોરશોરથી પ્રચાર ચલાવ્યો. 'અંગ્રેજો ગ્રીક સાથે મળીને તુર્કસ્તાનને હરાવી શક્યા નહિ એટલે હવે આગાખાન નામના મુસ્લિમ દ્વારા રાષ્ટ્રવાદી તુર્કોમાં ધર્મનું ધતિંગ ઊભું કરી ખલીફાના પ્રશ્નનું બહાનું આગળ ધરી તે ફાટફૂટ પડાવવા માગે છે. લડાઈમાંથી હજી તુર્કસ્તાન જ્યારે માંડ માંડ ઊભું થયું છે, તેનો થાક મટ્યો નથી, તે હજી કમજોર છે, ત્યારે તેની આ સ્થિતિનો લાભ લઈ આંતરિક કલહ ઊભો કરી બ્રિટિશરો પોતાના સામ્રાજ્યવાદનો પંજો તુર્કી ઉપર ઉગામવા તૈયાર થયા છે અને તેમાં તે આગાખાન જેવાનો ઉપયોગ કરે છે. અંગ્રેજોના એવા પીઠુઓથી સાવચેત રહેજો.'

તુર્કોનાં દિલમાં અંગ્રેજ–વિરોધી ભાવના તો પહેલીથી જ હતી. તેમાં મુસ્તફાએ આ પ્રસંગનો લાભ ઉઠાવી સારાયે તુર્કસ્તાનમાં જોર-શોરથી પ્રચાર કરી જનતાને એક અને અભેદ્ય રહેવા અપીલ કરી. મહાસભા પણ આ પ્રશ્નની ગંભીરતા સમજી અને મુસ્તફાનો વિરોધ

છોડી તેના પક્ષમાં ભળી ગઈ અને ખલીફાની તરફેણ અને રીપબ્લિક-નો વિરોધ કરનારા બધા માણસો—મુલ્લા, મોલવી, રાજકીય કાવતરાં-ખોરો વિગેરેની સખ્ત ઝાટકણી કાઢી અને કાયદો પસાર કર્યો કે 'જે કોઈ રીપબ્લિકનો વિરોધ કરશે અથવા ખલીફાના પક્ષનું સમર્થન કરશે તેમને દેહાંતદંડની સજા કરવામાં આવશે.' કેટલાક માણસો જ્યારે આ કાયદાનો વિરોધ કરવા ઊભા થયા ત્યારે તેમને ગાળો ભાંડી બળજબરીથી બેસારી દેવામાં આવ્યા અને કોલાહલ શાંત થયા પછી તેમને જવાબ આપવા મુસ્તફા કમાલ ઊભો થયો. તેણે કહ્યું, 'સૈકાઓથી તુર્કસ્તાનનો ખેડૂત ઇસ્લામ માટે, ખિલાફત માટે, મુલ્લા અને મૌલવી માટે ઉલેમા, સુલેમાં અને એવા બીજા હજાર નિષ્ક્રિય જંતુઓ માટે લડતો આવ્યો છે—તેમને માટે તેણે પોતાનું લોહી રેડ્યું છે. તેમના મોજશોખ માટે તેમના અમનચેન માટે તુર્કી કિસાનોએ, તુર્કી આમજનતાએ પોતાનો પરસેવો નિતાર્યો છે. પણ હવે એ વખત આવી પહોંચ્યો છે જ્યારે તુર્કી કિસાન, તુર્કી આમજનતા આ બધી મૂર્ખાઈઓનો ત્યાગ કરી પોતાના જ પ્રશ્નોના ઉકેલમાં લાગી જાય. હિંદુસ્તાન, અરબસ્તાન અને બીજા દેશોના મુસલમાનો સાથે સંસર્ગ સાધવાની કાંઈ જરૂર નથી. તેમનાથી જેટલા દૂર એટલા સારા. ઇસ્લામનું નેતૃત્વ આપણને જોઈતું નથી. તુર્કસ્તાન-ની પાસે નિકાલ કરવા માટે પોતાના જ પૂરતા પ્રશ્નો છે. એ છોડીને તે બીજામાં ક્યાં માથું મારવા જાય? ખિલાફતે સૈકાઓથી આપણું લોહી ચૂસ્યું છે ને આપણને હાડપીંજર બનાવી દીધા છે.'

મુસ્તફાએ પોતાનું પ્રચારકાર્ય અવિરતપણે ચાલુ રાખ્યું. વર્તમાન-પત્રોમાં, સભાઓમાં, પત્રિકાઓમાં જુસ્સાપૂર્વક પોતાની વાત રજૂ કરી. તેણે આખા દેશમાં પ્રવાસ કર્યો અને લોકોને અંદરના વિદ્રોહથી સાવચેત રહેવા સૂચના કરી. ધીમે ધીમે તેના કાર્યની અસર થવા લાગી અને તેની વિરુદ્ધનું વાતાવરણ સાફ થવા લાગ્યું. જનતા મજહબની વાત ભૂલી અને રાષ્ટ્રીય આફત વિષે વિચાર કરવા લાગી. આવી

આફતની પળોમાં તેમને ઉગારનાર—તેમની રક્ષા કરનાર—એક માત્ર મુસ્તફા કમાલ નજરે પડતો હતો !

મુસ્તફા કમાલે જોયું કે વખત આવી પહોંચ્યો છે. હવે કંઈક ચોક્કસ પગલું ભરવું જોઈએ—કંઈ કરી બતાવવું જોઈએ. આ વખતે આખો દેશ તેની પડખે હતો. સેના પણ તેની પડખે હતી. આવો સુંદર સુયોગ તેને ફરીને પ્રાપ્ત થવો મુશ્કેલ હતો.

સૌથી પહેલાં તેણે પોતાના વિરોધીઓને દાબી દેવાનો નિશ્ચય કર્યો. મહાસભામાં એક સભાસદ તેનો ખૂબ વિરોધ કરતો હતો. એક રાત્રે ઘેર જતી વખતે તેનું ખૂન કરવામાં આવ્યું. એક બીજો સભાસદ—જે એક મુલ્લા હતો—તેણે ખલીફાના પક્ષમાં જોરદાર ભાષણ કર્યું તેને ધમકી આપવામાં આવી: 'ફરીવાર આવી ધૃષ્ટતા કરીશ તો તારી પણ એ જ વલે થવાની. મરવાની તૈયારી હોય તો બીજીવાર આવું બોલજે.' વિરોધી પક્ષના સૌથી મોટા નેતા રાઉફને તેણે ઇસ્તંબૂલથી બોલાવ્યો અને 'લોકસમિતિ'ની મધ્યસ્થ સમિતિની સમક્ષ તેને પ્રજાતંત્ર અને તેના પ્રમુખની વફાદારીના સોગંદ લેવાની ફરજ પાડી. ખલીફાનો બાહ્ય ભપકો અને ઠઠારો ઓછો કરાવી નાખ્યો. તેનું સરઘસ કાઢવાનું બંધ કર્યું, તેના નોકર-ચાકરોની સંખ્યા ખૂબ ઓછી કરી નાખી. તેની પાછળ ચાલનારા ઘોડેસ્વારોને રજા આપી દીધી અને તેનો પગાર ખૂબ ઘટાડી નાખ્યો. તેમના સમર્થકોને ચેતવણી આપી કે તમારે ખલીફાને મળવું નહિ. અંગોરાની સત્તાને પડકાર કરનાર ઇસ્તંબૂલમાં કોઈ પોપ જોઈએ નહિ.

કેટલાક લોકોએ મુસ્તફા કમાલને સ્વયં ખલીફા બનવા માટે અરજ ગુજારી. પરદેશના મુસલમાનોએ પણ એ જ વિનતિ કરી. આ પ્રલોભન સાધારણ નહોતું. ખલીફા-પદનો સ્વીકાર કરી તે સારાયે તુર્કસ્તાનની ધાર્મિક સહાયતા મેળવે તેમ હતું. એથી તેના વિરોધીઓની શક્તિ તે છિન્નભિન્ન કરી શકે તેમ હતું. તે વિજયી વીર હતો, મહાન નેતા હતો, લશ્કરનો તેને સાથ હતો જો તે ખલીફા બની જાત તો સારી

તુર્ક જનતા તેનો સહર્ષ સ્વીકાર કરત. સારીયે મુસ્લિમ આલમમાં તેનું માન અને સ્થાન અનેકગણું વધી જાત. પણ તે લાલચમાં લપટાયો નહિ. તેનું નિશાન તીર જેવું સીધું અને સચોટ હતું. તે ભુલાવામાં પડી જાય એમ નહોતું. ધર્મને જડમૂળમાંથી ઉખેડી તેનો નાશ કરવાનું તેનું ધ્યેય હતું. તે પોતે જ ધર્માચાર્ય કેવી રીતે બની શકે? વળી તેને પોતાની શક્તિ અને મર્યાદાનું ભાન હતું અને એટલે જ તે તુર્કસ્તાનની બહાર આંખો દોડાવતો નહિ. ખલીફા બનવાની તેની ઇચ્છા નહોતી. એ તેને ફાવે એમ જ નહોતું. તેણે ના પાડી.

મહાસભાના કેટલાક સભાસદોએ તેને કહ્યું કે ખિલાફતથી તુર્કસ્તાનની સત્તા વધારે પ્રબળ થશે ત્યારે ઇસ્મત દ્વારા તેણે એક લેખીત જવાબ મોકલાવ્યો. તેમાં તેણે જણાવ્યું કે 'જો બીજા મુસ્લિમોએ આપણને મદદ આપી હોય કે અત્યારે ફરીને આપવા ઇચ્છતા હોય તો તેનું કારણ આપણે ખિલાફત–કે જે સડી ગયેલી અને મૃતપ્રાય સંસ્થા છે તે–ઉપર કાબૂ ધરાવીએ છીએ તે નથી પણ તેનું કારણ એ છે કે આપણે તુર્કો બળવાન છીએ.

આખરે ૧૯૨૪ના ૩જી માર્ચે તેણે રાષ્ટ્રીય મહાસભા આગળ એક ઠરાવ રજૂ કર્યો. એ ઠરાવ દ્વારા તેણે તુર્કીના સારાયે રાજ્યતંત્રને ધાર્મિક સંબંધથી સાવ મુક્ત જાહેર કર્યું અને ખલીફાનું પદ ઉડાવી દીધું. તેણે ઉશ્કેરાયલા સભાસદો આગળ પોતાની વાત રજૂ કરી. 'ગમે તે ભોગે પ્રજાતંત્રની રક્ષા થવી જ જોઈએ. અત્યારે તે ભયમાં છે. આપણા જૂના સામ્રાજ્યની ઇમારત મજહબ અને ખલીફાના સડેલા પાયા ઉપર ઊભી કરવામાં આવી હતી, અને એટલા માટે તે ભાંગી પડી. ખલીફા અને ખિલાફતનો નાશ કરવો જ જોઈએ. ધર્મના સિદ્ધાંત ઉપર રચાયેલાં કાયદા, કાનૂન અને કોર્ટો બદલી નાખવાં પડશે. મદ્રેસા અને મસ્જિદોને મુલ્લા અને મોલવીના કબજામાંથી છોડાવવી પડશે. અને ધર્મને રાજનીતિથી બિલકુલ દૂર હટાવી દેવો પડશે.'

આ ઠરાવ ઉપર ચર્ચા કરવા દેવામાં આવી નહિ અને તે પસાર થઈ ગયો. મુસ્તફા કમાલે એક વરસમાં પુરાણા સામ્રાજ્યની ઇમારતના બધા પાયાઓ જડમૂળમાંથી ઉખેડીને ફેંકી દીધા. એક જ કલાકમાં મુસલમાનોના ઇતિહાસમાં જબરદસ્ત–ભયંકર ક્રાન્તિકારક બનાવ બની ગયો. ખલીફાનું પદ નષ્ટ થઈ ગયું. તે જ રાત્રે ઇસ્તંબૂલના ગવર્નરને હુકમ આપવામાં આવ્યો કે સવાર થતાં પહેલાં જ ખલીફા અબ્દુલ મજીદને દેશનિકાલ કરો. મધરાતે ઇસ્તંબૂલના ગવર્નરે પોલીસની ટુકડી લઈને કોઈ પણ જાતની માનપૂર્વકની ક્રિયાવિધિ વિના ખલીફાને–પૃથ્વી ઉપરના ખુદાના પ્રતિનિધિને–એક મોટરમાં બંધ કરી થોડાક પૈસા અને કપડાં આપી ઇસ્તંબૂલમાંથી બહાર મોકલી દીધો. બે દિવસ પછી જૂના સુલતાનો અને ખલીફાઓના બધાં જ વંશવારસોને–રાજકુમારો અને રાજકુમારીઓને–તુર્કસ્તાનમાંથી દેશનિકાલ કર્યાં.

સારાયે તુર્કસ્તાનમાં કોઈ પણ ઠેકાણેથી વિરોધનો સૂર ઊઠ્યો નહિ. ક્યાંય વિરોધી પ્રદર્શન થયાં નહિ. અખબારોમાં મુસ્તફા કમાલની પ્રશંસાના અહેવાલો આવ્યા. સારા દેશમાં આશ્ચર્ય અને આતંક છવાઈ ગયાં હતાં. જેણે ખુદાના પ્રતિનિધિની પણ પરવા ન કરી તે જરૂર ખુદા કરતાંયે કોઈ મોટા ખુદાનો પ્રતિનિધિ હોવો જોઈએ. ચૂં કે ચાં કરવાની કોની મજાલ હતી? મુસ્તફા કમાલે એક મોટી ફતેહ મેળવી હતી.

## ૨૫

મુસ્તફાએ હવે ઊંચામાં ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું હતું. તેણે પોતાના બહારના અને અંદરના તમામ શત્રુઓને પરાજિત કર્યા હતા. તુર્કસ્તાનમાં હવે તે સૌથી વધારે શક્તિશાળી અને સત્તાવાન હતો. હવે તેની આ ચિરવાંચ્છિત શક્તિનો ઉપભોગ કરવાનો સમય આવ્યો હતો પણ બરાબર એ જ વખતે અંદરથી તે ઘસાતો જતો હતો. જે વિધ્વંસાત્મક કાર્યો તેનામાં એક પ્રકારનો જુસ્સો અને શક્તિ રેડતાં

હતાં તેનો વખત ભરાઈ ચૂક્યો હતો, અને તેને બદલે હવે રચનાત્મક કામનો વારો આવ્યો હતો. એ માટે જે ધીરજ, ખંત, ઉત્સાહ અને આત્મવિશ્વાસ જોઈએ તે મુસ્તફા કમાલમાં નહોતાં. સાથે સાથે આટલાં વર્ષોના સતત પરિશ્રમનો થાક પણ જણાતો હતો. તેના મૂત્રાશયના દર્દે ફરી પાછો ઊથલો માર્યો હતો. અને હવે કોઈ લડાઇ લડવાની પણ નહોતી જેના આવેશમાં તે પોતાના દર્દની પીડા ભૂલી જઈ શકે. લાચાર થઈને ફરી તેને શરાબનું શરણ સ્વીકારવું પડ્યું. તેણે શરાબની માત્રા વધારી અને તેના નશામાં પોતાના દર્દની પીડાને ભૂલવા પ્રયત્ન કર્યો. વારંવાર માનસિક નિરાશાનાં મોજાંઓ તેને શિથિલ બનાવી દેતાં અને એ વખતે તેઆત્મવિશ્વાસ ખોઈ બેસતો હતો.

તે કહેતો 'મેં દુશ્મનોને જીત્યા, મેં દેશને જીત્યો પણ હું લોકોને જીતી શકીશ? એ જ સૌથી વધારે મુશ્કેલ છે.'

તેનું અંગત જીવન પણ દુઃખમય અને ક્લેશમય હતું. તેની મા મરી ગઈ હતી. તેના જીવનના અંત સુધી મુસ્તફાને તેનામાં વિશ્વાસ હતો. તે એક જ એવી હતી કે જે હાર–જીતમાં, સુખદુઃખમાં સમાન-રૂપે મુસ્તફા ઉપર પ્રેમ રાખતી હતી. માત્ર તેને જ મુસ્તફાની ટીકા કરવાની છૂટ હતી. તેના મરણ પછી મુસ્તફાને તેની ખોટ જણાવાં લાગી.

અને લતીફા! લગ્ન પછીના થોડા મહિના તેની સાથે તેણે સ્વર્ગનું સુખ ભોગવ્યું. લતીફાની પાછળ તે પાગલ બન્યો હતો. એક ક્ષણ પણ તેનો વિયોગ તે સહન કરી શકતો નહિ. તેની સાથે ગૃહજીવન જીવવામાં તેને ખૂબ સુખ મળતું હતું. પણ તેનો પ્રેમ પ્રેમ નહિ પણ વાસના હતી. છ મહિનામાં જ તેનો નશો ઊતરી ગયો. વાસનાનો જ્વર ઊતરી ગયો. તેને મન તમામ સ્ત્રીઓ ભોગવિલાસનું સાધન હતી. લતીફા એમાંની જ એક હતી.

લતીફાના અતિ સહવાસથી તે હવે કંટાળી ગયો. મોટા ભાગે તે એકલો રહેવા લાગ્યો અને ઘર બહાર રાત વિતાવવા લાગ્યો. ફરી પાછો

તે પોતાના ગુંડા સાથીઓની સાથે વેશ્યાઓના લત્તામાં જુગાર, શરાબ અને વ્યભિચારનું સેવન કરવા લાગ્યો. લતીફાએ મુસ્તફાના આ સ્વેચ્છાચારોનો વિરોધ કર્યો. બંને વચ્ચે ઝઘડા થવા લાગ્યા. લતીફા પત્ની તરીકેના પોતાના અધિકારો માટે લડે એ તો ઠીક, પણ એટલેથી જ તે અટકે તેમ નહોતી. મુસ્તફા કમાલનાં જાહેર કાર્યોમાં પણ તે દખલ કરવા લાગી. યુરોપમાં ઉચ્ચ કેળવણી તે પામી હતી. સાહિત્ય અને કાયદો તેના ખાસ વિષયો હતા. રાજકારણમાં પણ તે ખૂબ રસ લેતી. તુર્કસ્તાનમાં સ્ત્રીઓને પુરુષ જેટલા જ અધિકારો અપાવવા માટે તેણે જબરદસ્ત આંદોલન જગાવ્યું હતું. અહીં સુધી તો બધું ઠીક હતું. પણ લતીફાએ જ્યારે જોયું કે મુસ્તફા એક આપખુદ સરમુખત્યાર બનતો જાય છે અને પ્રજાતંત્રના સિદ્ધાંતોને ધોળીને પી જતો જણાય છે ત્યારે તેનો વિરોધ કરવામાં પણ તેણે પાછી પાની કરી નહિ. મુસ્તફા કમાલનાં કાર્યોની સખ્તમાં સખ્ત ટીકા કરવાની તેણે ધૃષ્ટતા કરી. તેણે મુસ્તફા કમાલના આપખુદ શાસનની, વિરોધને દબાવી દેવા મેલા ઉપાયોનો આશ્રય લેવાની તેની ટેવની છડેચોક નંદા કરી. જાહેરસભાઓમાં તે વારંવાર મુસ્તફાના કડક પગલાની સખ્ત શબ્દોમાં ઝાટકણી કાઢવા લાગી. પતિ–પત્ની બંનેને પોતાના વિચારો મુજબ કામ કરવાનો સંપૂર્ણ અધિકાર છે એમ તે માનતી. રાજકારણમાં બંને પોતપોતાના ભિન્ન માર્ગે જાય એમાં તે કોઈ પણ પ્રકારનું પાપ નહોતી માનતી.

પાપ તો મુસ્તફા પણ નહોતો માનતો. પણ સ્વભાવે જ આપખુદ તે પોતાનો વિરોધ સહન કરી શકતો નહિ. લતીફા પ્રત્યે તેને હવે પહેલાંની આસક્તિ પણ નહોતી રહી. તેણે નિશ્ચય કર્યો કે લતીફાનું મનમાન્યું હું નહિ જ ચાલવા દઉં. તેના આવા નિરંકુશ આચારને હું ઘડી પણ નહિ ચલાવી લઉં. મુસ્તફા કમાલને એ જ આશ્ચર્ય થતું કે લતીફા મારા ઘરમાં રહીને જ મારો વિરોધ કરે? ખુદ મારી સ્વતંત્રતા–(સ્વચ્છંદતા?) આડે આવે? મારા ભોગવિલાસ ઉપર અંકુશ મૂકવા

માગે ! આ ધૃષ્ટતા બંધ થવી જ જોઈએ !' પણ લતીફા એમ સહેલાઈથી દબાઈ જાય એવી સ્ત્રી નહોતી. તે પણ સ્વાભિમાની, દૃઢ અને કઠોર હતી. ખરું જોતાં પતિ–પત્ની બંને સ્વભાવથી જ અક્કડ, અને સ્વાભિમાની હતાં. એક બીજાથી કોઈ દબાય તેવાં નહોતાં.

મુસ્તફાએ જોયું કે લતીફાને કોઈ પણ રીતે બંધનમાં રાખી શકાય તેમ નથી, ત્યારે તેણે એટલી જ સહેલાઈથી છૂટાછેડા કરવાનો નિશ્ચય કર્યો–જેટલી સહેલાઈથી તેણે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો હતો. પોતાની મેળે જ તેણે છૂટાછેડાનો મુસદ્દો ઘડી કાઢ્યો. અને મહાસભાને પણ તેણે એ આશયનું જણાવી દીધું. વર્તમાનપત્રોમાં એક ટૂંકું નિવેદન મોકલી આપ્યું અને પછી તુરત જ લતીફાને ઘર અને ગામ છોડવાનો હુકમ આપી દીધો.

હવે તે સાવ બેશરમ થઈ ગયો. તેના સ્વચ્છંદાચારની આડે આવતી બેડીઓ તેણે દૂર કરી હતી. હવે તેને કોઈ અટકાવનાર નહોતું. ફરીને તે પોતાના હલકા અને ગલીચ જીવનમાં રચ્યાપચ્યા રહેનારા મિત્રોની સાથે શરાબના પીઠામાં કે વેશ્યાને ઘેર કે જુગારીઓના અડ્ડામાં જઈને રાતની રાત વિતાવવા લાગ્યો. આ વખતે તે એક પગલું આગળ વધ્યો. છડેચોક તે કેટલીયે સ્ત્રીઓ સાથે સંબંધ રાખવા માંડ્યો. છોકરાઓ સાથે પણ તેનો આવો સંબંધ વધતો ચાલ્યો. સ્ત્રી અને પુરુષ બંને તેની વાસનાનાં શિકાર થવા લાગ્યાં. તેની હિંમત એટલે સુધી વધી ગઈ કે તે હવે અમલદારોની, મોટા મોટા રાજપુરુષોની અને પોતાના સાથીઓની સ્ત્રીઓને અને બેન–દીકરીઓને પણ છોડતો નહિ. સારા સારા માણસો તેનાથી ડરીને પોતાનાં કુટુંબ સહિત અંગોરા છોડીને ચાલ્યા જવા માંડ્યા. એક પ્રતિષ્ઠિત પાશાએ હિંમત કરીને મુસ્તફા કમાલ આગળ ફરિયાદ કરી, 'મારી સ્ત્રી સાથે આપ આટલો ઘનિષ્ટ સંબંધ રાખો છો એ આપની કૃપા છે. પણ લોકો બદનામી કરે છે અને આપના ઉપર ગંદા આક્ષેપો કરે છે. આપ છડેચોક તેની સાથે હળવા મળવાનું છોડી દેશો તો મારા ઉપર મોટો

ઉપકાર થશે.' જવાબમાં મુસ્તફા તેના તરફ તાકી રહ્યોઃ 'હું તને ઓળખું છું' તેણે જોરથી બૂમ મારી, 'તું મારી વિરુદ્ધ કાવતરું કરી રહ્યો છે. મેં તારી સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો છે. તારી બદમાશીનો દંડ દેવા મેં એમ કર્યું છે.' અને તુરત જ તેણે ચોકીદારને બૂમ મારી કે 'આને ઘર બહાર કાઢી મૂકો.'

આમ મુસ્તફા કમાલ પૂરો પશુ બની ગયો હતો. તેની પશુતા પૂર્ણ રીતે પ્રગટ થવા માંડી. એક દિવસ તેની પહેલાંની પ્રેમિકા ફિક્રિયા જર્મનીથી પાછી આવી. તે ત્યાં બે વરસ સુધી રહી હતી પણ તેના દિવસો દુઃખમાં જતા હતા. મુસ્તફા વિના એક દિવસ પણ જીવવું તેને હવે અસહ્ય થઈ પડયું હતું. તે પોતાનું દિલ તેને આપી ચૂકી હતી–મુસ્તફાના પગ તળે છુંદાઈને મરી જવા તે તૈયાર હતી, પણ મુસ્તફા વિના સ્વર્ગના નંદનવનમાં પણ તે એક ક્ષણ પણ રહેવા તૈયાર નહોતી. તેનું જીવન જ મુસ્તફા કમાલના પ્રેમને તાંતણે બંધાયું હતું. તે ખૂબ રડી. તેને પગે પડી. પણ સંગદિલ મુસ્તફા કમાલ જરાયે ન પીગળ્યો. તેણે તુરત જ એ જ મિનિટે તેને ઘરની બહાર કાઢી મૂકી. બીજે દિવસે તેના મકાનથી થોડે છેટે તેની લાશ પડી હતી. તેણે છાતીમાં ગોળી ખાઈ આપઘાત કર્યો હતો. સારાયે તુર્કસ્તાને તેના આ કરુણ મૃત્યુ પર આંસુ સાર્યાં.

* * *

સત્તા મેળવ્યા પછી મુસ્તફા કમાલ વધારે ઇર્ષ્યાળુ થઈ ગયો હતો. યોગ્ય માણસોને તે વહેલામાં વહેલી તકે રજા આપી દેવાની ગોઠવણમાં જ રહેતો. એક પણ માણસનો તે વિશ્વાસ કરતો નહિ. જેને તે પોતાના દિલની વાત કહે એવો એક પણ ઘનિષ્ટ મિત્ર તેને ન હતો, તેમ કોઈની પણ સલાહ માનવા તે તૈયાર નહોતો. તેને તો દરેક માણસ સ્વાર્થનું પૂતળું જ લાગતો–પોતાની પેઠે. પોતાના સાથીઓ અને સહાયકોનાં અંગત જીવનના દોષો અને ખરાબ વર્તનો તે જાહેર કરી

દેતો અને તેની મશ્કરી કરતો. આમાંથી તે ખૂબ રસ લૂંટતો. કોઈને માટે બે વેણ સારાં બોલવાં કે કોઈનું કહ્યું માનવાની તો તેને ટેવ જ નહોતી. તુર્કસ્તાનના બધા જ સુયોગ્ય અને કાર્યકુશળ માણસો તેના આવા દુષ્ટ આચરણથી કંટાળીને તેનો ત્યાગ કરી ગયા અને તેના વિરોધી-પક્ષમાં ભળી ગયા. બીજા કેટલાકને તેણે જાતે જ કાઢી મૂક્યા.

બીજી બાજુ તે દિવસે ને દિવસે વધારે શંકાશીલ રહેવા લાગ્યો. પહેલાંની પેઠે પાટલૂનના ખીસામાં હાથ નાખી તે એકલો ફરવા નીકળી પડતો નહિ. હવે તે બંધ બારણે અને રક્ષકોનાં ચોકી-પહેરા નીચે રહેવા લાગ્યો. તેનું ખૂન કરવા માટે બે પ્રયત્નો તો થઈ ચૂક્યા હતા. એક વખત બોમ્બથી-તેમાં એ બચી ગયો. બીજીવાર તેના ખોરાકમાં ઝેર ભેળવીને મારી નાખવાનો પ્રયત્ન થયો. એમાં તે મરતો મરતો મહા મુશ્કેલીથી બચ્યો. ઘણા વખત સુધી તે ઝેરની અસરથી બીમાર રહ્યો. હવે તેણે પોતાના ઘર ઉપર એક તેજ સર્ચલાઈટ મૂકી અને ઘરની આસપાસ કડક ચોકી-પહેરો રાખ્યો-પહેલાં કરતાંયે વધારે. આ પહેરો વટાવીને કોઈ પણ અજાણ વ્યક્તિ રજા વિના અને તેની પૂરતી તપાસ થઈ ગયા પહેલાં મુસ્તફા કમાલના મકાનમાં દાખલ થઈ શકતી નહિ. તે જ્યારે અંગોરા જતો ત્યારે ચાનકાયાથી તે ઠેઠ અંગોરા સુધી રસ્તાની બંને બાજુ લશ્કરી સિપાહીની ફોજ ભરી બંદૂકે ખડી રહેતી. કોઈ હોટેલમાં જતો તો તે પહેલાં પોતાના ખાસ રક્ષકો અને સિપાહીઓની ટુકડી એ હોટેલનો કબજો લેતી. ટૂંકામાં ઇસ્મત અને એવા જ બીજા થોડા મિત્રોને બાદ કરતાં તે કોઈને પણ મળતો નહિ. હા, તેના ગુંડા સાથીઓ અને રંગીન હોઠવાળી ઊતરતા દરજ્જાની વેશ્યાઓને મળવાની છૂટ હતી.

ત્રીજી બાજુ તુર્કસ્તાનની હાલત દિનપ્રતિદિન બગડતી જતી હતી. સારાયે તુર્કસ્તાનમાં અસંતોષનો જુવાળ વધતો જતો હતો. યુદ્ધ પૂરું થઈ ગયું હતું અને હવે શાંતિનો કાળ આવ્યો હતો. જનતાને આશા હતી કે દિવસે દિવસે વધતી જતી તેમની ભયંકર ગરીબી

ઓછી થશે. મુસ્તફા કમાલે તેમને એ આશા આપી હતી. તેણે પોતે જ તેમને સુખના સોનેરી દિવસો લાવી આપવાનું વચન આપ્યું હતું પણ આજે મુસ્તફા જનતાને આપેલાં એ વચનો ભૂલી ગયો હતો. અંતે યુદ્ધ તેની પાછળ પોતાનાં ભયંકર અને સર્વનાશી પરિણામો મૂકીને ચાલ્યું ગયું હતું. આ કારણે પરિસ્થિતિ સુધરતાં થોડો વખત લાગે એમ માની લઈએ તોપણ એ માટે પ્રયત્ન તો કરવો જ જોઈએ ને !

ઊલટું મુસ્તફા કમાલનાં પ્રમાદ, વિલાસિતા અને તેના દુષ્ટ આચરણને કારણે આખા રાજ્યતંત્રમાં સડો પેસી ગયો હતો. ગરીબી–ભયંકર ગરીબી–ઘટવાને બદલે વધતી જતી હતી. મુસ્તફા કમાલે બધા રાજકારભારની લગામ ઇસ્મતના હાથમાં સોંપી દીધી હતી. ખરું જોતાં ઇસ્મતમાં રાજ્યતંત્ર ચલાવવાની જરાયે આવડત નહોતી. જો કે તે પોતાને એક મોટો અર્થશાસ્ત્રનો પંડિત માનતો હતો, પણ ખરું જોતાં ન તો તે અર્થ-શાસ્ત્રનો એક આંકડો સરખો જાણતો કે ન મુસ્તફા કમાલ. તેમની અર્થનીતિ રાષ્ટ્રને માટે ઘાતક નીવડી હતી. ખોટી લાગણીમયતાની અસર નીચે ઘડવામાં આવેલી તેમની સંકુચિત અર્થનીતિએ દેશની અંદરનો અને બહારનો વેપાર ભાંગી નાખ્યો હતો. મોટા મોટા વેપારીઓ દેવાળિયા થઈ ગયા. વળી તેમની અર્થનીતિમાં અવારનવાર ઢંગધડા વિનાના ફેરફાર થતા હતા, જેથી બહારના દેશો તેમને નાણાં ધીરતા નહિ કે ઉધાર માલ આપતા નહિ. તુર્કસ્તાનની શાખ દુનિયાની બજારમાં જરા પણ ન રહી. આને માટે મુસ્તફા કમાલ અને ઇસ્મત જવાબદાર હતા.

એક બાજુ વેપાર ખેદાનમેદાન થઈ ગયો. ગરીબી વધતી જતી હતી. કિસાનો તોબા તોબા પોકારી ગયા હતા અને બીજી બાજુ શાસનનું ખર્ચ પણ ઘટવાને બદલે વધતું જતું હતું. યુરોપની નકલ કરીને શાસન ચલાવવાનો ઢોંગ થઈ રહ્યો હતો. અને નવા શાસનની વિશેષતા મોટા મોટા પગારો, મોટાં મોટાં આલેશાન મકાનો, જરૂર વગરનો ખોટો ડોળ, દમામ ને ભભકો. આનું પરિણામ અનિવાર્ય હતું. ચારે

બાજુ અંતોષનો અગ્નિ ધૂંધવાતો જતો હતો. મુસ્તફા કમાલના વિરોધીઓએ મોકો જોઈ તેમાં ઘી રેડ્યું. મુસ્તફા કમાલના અમલની બુરાઈઓમાં મીઠું-મરચું ભભરાવીને તેમણે જનતા આગળ તે રજૂ કરી. રાષ્ટ્રીય મહાસભામાં પણ વિરોધ જોર પકડવા માંડ્યો. અને છેવટે ઇસ્મત અને તેના પ્રધાનમંડળ ઉપર અવિશ્વાસની દરખાસ્ત લાવવામાં આવી.

મુસ્તફા કમાલ ઉપર સીધો હુમલો કરવાની તેમનામાં હજી હિંમત નહોતી આવી. ઇસ્મત ઉપર હુમલો કરી તેઓ આડકતરી રીતે મુસ્તફા કમાલની સામે જ મોરચા માંડી રહ્યા હતા. હજી થોડા દિવસ પહેલાં આવા ઠરાવને રજૂ કરવાની કોઈની હિંમત ચાલતી નહોતી, પણ આ વખતે તો તેના ઉપર ગરમાગરમ ચર્ચા થઈ અને એ ઠરાવ માત્ર થોડા જ મતે ઊડી ગયો. ઇસ્મત ખૂબ ખિજાયો, ઊંચો નીચો થયો. તેણે મુસ્તફા કમાલને આ વિરોધને સખ્તાઈથી દાબી દેવા વારંવાર આગ્રહ કર્યો. પણ તેનો પ્રમાદ તૂટ્યો નહિ. વિરોધીઓની હિંમત વધતી ચાલી. રાઉફના પ્રમુખપણા નીચે તેમણે 'પ્રગતિશીલ પ્રજાતંત્ર' નામનો નવો પક્ષ સ્થાપ્યો. મુસ્તફા કમાલના થોડાક સાથીઓને બાદ કરતાં બાકીના તુર્કસ્તાનના બધા જ રાજકીય પુરુષો આ પક્ષમાં જોડાયા. વળી જે લોકો હજી થોડા સમય પહેલાં જ મુસ્તફાના સહાયકો હતા તે બધા પણ આ નવા પક્ષમાં જોડાયા. આ પક્ષે પોતાનું ધ્યેય જાહેર કર્યું: 'પ્રજાને જવાબદાર રાજતંત્રની સ્થાપના અને સરમુખત્યારીનો નાશ.' પણ તોયે મુસ્તફા કમાલની નીંદર ઊડી નહિ. તે પ્રમાદ અને પ્રમોદની મસ્તીમાં ચકચૂર હતો.

પણ મુસ્તફા કમાલના પક્ષના માણસો આ ક્યાં સુધી સહન કરે ? એમના અમલ દરમિયાન વિરોધીઓ આટલી હદ સુધી ઉઘાડેછોગ સંગઠન કરવાની હિંમત કરે ? તેઓના ગુસ્સાનો પાર રહ્યો નહિ. બંને પક્ષોમાં ખુલ્લમખુલ્લા ઝઘડાઓ થવા લાગ્યા, હુલ્લડો થવા લાગ્યાં. રાષ્ટ્રીય મહાસભાના સભાગૃહ સુદ્ધામાં પણ એક બીજા ઉપર હુમલાઓ

થવા લાગ્યા. એક દિવસ એક સભ્ય ઇસ્મતની વિરુદ્ધ કંઈક બોલ્યો. એ જ વખતે મુસ્તફા કમાલના એક ગુંડા સાથીએ ત્યાં જ—પ્રમુખની નજર સામે જ—તેને ગોળીથી વીંધી નાખ્યો. પોલીસોએ આ ગુંડા વિરુદ્ધ કંઈ પગલાં લીધાં નહિ. બીજે દિવસે એક બીજો પ્રતિનિધિ મુસ્તફા વિરુદ્ધ કંઈક બોલી ગયો અને થોડાક દિવસ પછી મુસ્તફા કમાલના ઉસ્માન આગા નામના એક મુખ્ય અંગરક્ષકે તેને દગાથી મારી નાખ્યો.

ઉસ્માન આગાથી અંગોરાના લોકો થોડા અસંતુષ્ટ તો પહેલેથી જ હતા. તે કાળા સમુદ્રના કિનારા ઉપર વસતી લાઝ નામની એક ભયંકર અને ખૂની જાતિનો માણસ હતો. તેના સંબંધી એક વાત એવી પ્રચલિત થઈ હતી કે સ્મર્નામાં તેણે બદલો લેવાની ખૂરી લાગણીથી પ્રેરાઈને પાંચસો નિશસ્ત્ર યુનાનીઓની નિર્દય રીતે હત્યા કરી હતી. કહે છે કે તેને પરમિયાનો રોગ હતો. તેનું વિષ આખા શરીરમાં ફેલાઈ મગજ સુધી પહોંચી ગયું હતું, અને એ કારણે તેને ગમે તેને મારી નાખવામાં ખૂબ આનંદ આવતો હતો. આવા માણસને મુસ્તફાની અંગરક્ષક–સેનાના ઉપરી તરીકે જોઈને સ્વાભાવિક રીતે જ તેઓ અસંતુષ્ટ હતા. તેમાં વળી તેની આવી ધૃષ્ટતા જોઈને તેઓનો અસંતોષનો અગ્નિ ભભૂકી ઊઠ્યો અને આ મુદ્દા ઉપર બળવો કરવા માટે તૈયાર થઈ ગયા. મહાસભાએ એક ઠરાવ પસાર કરી ઉસ્માનની ગિરફ્તારી કરવાની માગણી કરી. ઉસ્માને કહ્યું કે 'મેં તો ગાઝીના હુકમથી એ ખૂન કર્યું હતું, અને એટલા કારણે મેં કોઈ પણ અપરાધ કર્યો નથી.' આ વાત કેટલે અંશે સાચી હતી તે કહી શકાય એમ નથી. પણ મુસ્તફા કમાલે શરૂઆતમાં તેને રક્ષણ આપ્યું હતું. પણ આખરે જનતાનું અને રાષ્ટ્રીય મહાસભાનું દબાણ વધતું જતું જોઈ મુસ્તફાએ તેને રક્ષણ આપવાની ના પાડી.

મુસ્તફા કમાલની સારીયે અંગરક્ષક–સેના લાઝ જાતિના માણસોથી જ ભરેલી હતી. પોતાના સરદાર પ્રત્યે મુસ્તફા કમાલે વિશ્વાસઘાત

કર્યો છે એ જોઈ આખી અંગરક્ષક-સેના મુસ્તફા ઉપર ચિડાઈ ગઈ અને તેનું ખૂન કરવા તત્પર બની. મુસ્તફા માંડ માંડ બચી ગયો અને રાઉફના ઘરમાં છુપાઈ ગયો. લાઝ સેનાએ બળવો કર્યો. તેની સામે લશ્કરી ટુકડી મોકલવામાં આવી. ધિંગાણામાં ઉસ્માન મરાયો. એથી કાળા સમુદ્રના કિનારે વસતી લાઝ જાતિ ઉશ્કેરાઈ ગઈ અને આખી જાતિ બળવામાં શામેલ થઈ.

હવે મુસ્તફા કમાલનું થોડું થોડું ધ્યાન ઝડપથી બગડતી જતી પરિસ્થિતિ તરફ ખેંચાયું. જનતાનો અસંતોષ દૂર કરી તેને ખુશ કરવા માટે ધાર્મિક કાર્યોના ખર્ચ માટેનો કર તેણે નાબૂદ કર્યો. પણ એથી કંઈ જનતાની ગરીબી દૂર થઈ નહિ. મુસ્તફા કમાલે વળી થોડું નમતું મૂક્યું ને પોતાના જમણા હાથ જેવા ઇસ્મતને વડા પ્રધાનના પદ ઉપરથી રજા આપી તેની જગાએ ફતેહીની નિમણૂક કરી. આમ એક માગણી સ્વીકારવામાં આવી. ખરું જોતાં તો મુસ્તફા પોતે પણ હવે ઇસ્મતથી કંટાળીને ગળા સુધી આવી ગયો હતો. આમ ઇસ્મતને દૂર કરવાથી એક કાંકરે બે પક્ષી મરતાં હોય તો મુસ્તફા જેવો ચતુર માણસ એવો અવસર શું કામ હાથથી જવા દે? પણ ઇસ્મત ખરો હતો. તે પોતાની આગળ બધાને તુચ્છ ગણતો હતો અને તેનો અમલ ઘણો જ સખત હતો. જો કે અક્કલ તો લેવા જવી પડે એમ હતી. છેલ્લા થોડા વખતથી તો તેણે એટલે સુધી ધૃષ્ટતા બતાવવા માંડી કે તે મુસ્તફા કમાલના અંગત પ્રશ્નોમાં પણ માથું મારવા લાગ્યો હતો. આથી મુસ્તફા કમાલે તેનાથી કંટાળીને આખરે તેને રજા આપી.

મુસ્તફા કમાલ જેમ જેમ નમતું મૂકતો ગયો તેમ તેમ વિરોધી-પક્ષે પોંચો કરડવાનો પ્રયત્ન આરંભી દીધો. તેઓએ આ વખતે મુસ્તફા કમાલ ઉપર સીધો ઘા કર્યો. રાષ્ટ્રપતિ તરીકેના તેના અધિકારો ઉપર અહીંતહીંથી કાપકૂપ કરનારું એક બિલ તેમણે મહાસભા આગળ રજૂ કર્યું. માત્ર થોડા જ મત ઓછા મળવાથી તે બિલ ઊડી ગયું. પણ એ વસ્તુ બતાવતી હતી કે વિરોધી-પક્ષ કેટલો બળવાન બની ગયો હતો.

મુસ્તફા કમાલ ઉપર આમ બધી જગાએથી આસમાની સુલતાની ઊતરી પડી. તેને માટે આ સૌથી મોટી આફતનો કાળ હતો. લાઝ જાતિએ તેની સામે સશસ્ત્ર બંડ ઉઠાવ્યું હતું. આ બાજુ મહાસભા જ્યારે સંગઠિત રૂપમાં વિરોધ કરી મુસ્તફાની સત્તાને પડકાર આપતી હતી જ્યારે બીજી બાજુ તેની 'લોકસમિતિ'નું સંગઠન દિવસે દિવસે નબળું પડતું જતું હતું. વળી મુલ્લા અને મોલવીઓ તેની વિરુદ્ધ ઝેરી પ્રચારકાર્ય કરી રહ્યા હતા. અંગ્રેજોએ પણ તુર્કસ્તાનનાં હિતો કચડવા પોતાની લોખંડી એડી દબાવવા માંડી. તેના બાકી રહેલા સાથીઓ પણ જમાનાને બદલતો જોઈ રાઉફના પક્ષમાં ભળી ગયા. માત્ર તુર્કસ્તાનમાં જ નહિ પણ બહારના પણ બધા રાજનીતિજ્ઞોનો એવો અભિપ્રાય થઈ ગયો કે મુસ્તફા કમાલને જેટલું આગળ વધવું હતું તેટલું વધી ચૂક્યો. હવે તેની પડતીનો કાળ શરૂ થયો છે—તેનો સિતારો ડૂબવા માંડ્યો છે.

## ૨૬

અચાનક ઇરાનની સરહદ ઉપર કુર્દ જાતિએ બળવો કર્યો. આ જાતિના લોકો કટ્ટર, ધર્મચુસ્ત, જંગલી અને ઝનૂની હતા. મુલ્લા અને મોલવીઓએ મુસ્તફા કમાલની ધર્મ-વિરોધી પ્રવૃત્તિનો સામનો કરવા આ ધર્માંધ અને ઝનૂની લોકોને ઉશ્કેરી મૂક્યા હતા. તેનો આગેવાન શેખ સૈયદ એક કટ્ટર મુસલમાન હતો. તેણે યુદ્ધઘોષણા કરી:

'કમાલશાહી મુર્દાબાદ, સુલતાન–ખલીફા ઝિન્દાબાદ !'

શેખ સૈયદની આ યુદ્ધઘોષણા ઝીલીને કુર્દ લોકો મજહબની રક્ષા કરવા નીકળી પડ્યા. બે મહિનાની અંદર તેઓ તુર્કોના કિલ્લાઓને ઉડાવતા, ગામડાંઓ લૂંટતા, નવી સરકારના માણસોને ઠાર કરતા દીઆરબકીર શહેર સુધી આવી પહોંચ્યા. સારુંયે કુર્દિસ્તાન ઇસ્લામના ઝંડા

નીચે એક થઈ ગયું. તુર્કીની નવી સરકારના ભુક્કા ઊડી જશે કે શું એવો ભય લાગવા માંડ્યો! નૂતન તુર્કી ઉપર રાષ્ટ્રવ્યાપી આફત ઊતરી આવી હતી. આ આફતમાંથી ઉગારી શકે એવા એક જબરદસ્ત સેનાપતિની જરૂર હતી. મુસ્તફા કમાલ સિવાય એ લાયકાત બીજા કોનામાં હતી? તુર્કસ્તાનને આફતના વખતમાં ફરી તેની જરૂર પડી. માત્ર તેની જ. તે જ એક એવો હતો જે તુર્કસ્તાનની રક્ષા કરી શકે.

મહાનિદ્રામાંથી મુસ્તફા જાગ્યો. જાગીને જોયું તો લાગ્યું કે તુર્કસ્તાન ખતરામાં છે, કટોકટીની પરિસ્થિતિ તેની આંખ સામે છે. તેની ભ્રૂકુટિ ચઢી ગઈ. તેણે ભયંકર ઘૂરકાટ કર્યો. આળસ મરડીને તે બેઠો થઈ ગયો. હાથમાંની શરાબની પ્યાલી તેણે ભીંત સાથે અફાળી તેના ભાંગીને ભુક્કા ઉડાવી દીધા. ગળે બાઝેલી રમણીનો હાથ છોડાવી તેને દૂર હડસેલી દીધી અને વીફરેલા મામલાને શાંત કરવા તે ચાલી નીકળ્યો.

તેણે પોતાની આળસ અને શિથિલતાને લાત મારીને દૂર ફેંકી દીધી. તેણે રાષ્ટ્રને પડકાર કર્યો. 'તુર્કસ્તાન ખતરામાં છે. વિદેશી દુશ્મનનો—અંગ્રેજો—નૂતન તુર્કસ્તાનનો નાશ કરવા કુર્દ લોકોને હથિયારો અને પૈસા પૂરાં પાડે છે.' આખા દેશમાં ફરીને રાષ્ટ્રીયતાનો જુવાળ ચડ્યો. મુસ્તફા કમાલનો યુદ્ધનાદ દેશના ખૂણે ખૂણે ફરી વળ્યો. એક એક તુર્ક શસ્ત્રાસ્ત્રથી સજ્જ થઈ મુસ્તફા કમાલના ઝંડા નીચે કુર્દોનો, ધર્માંધોનો અને તેમના સહાયકોનો સામનો કરવા મેદાને પડ્યો.

ફરી એક વાર મુસ્તફા કમાલે મેદાન સર કર્યું. બે મહિનામાં તો તેણે કુર્દોને સાફ કરી નાખ્યા અને બળવો દબાવી દીધો. કુર્દિસ્તાનને ઉજ્જડ કરી નાખ્યું. તેનાં ગામડાંઓમાં આગ લગાવી. વિદ્રોહીઓ ઉપર તલવારો ચલાવી. તેમના નેતાઓને ગિરફતાર કર્યા અને ખાસ અદાલતો સમક્ષ તેમનો કેસ ચાલ્યો. બધાને ફાંસીની સજા થઈ. દીઆરબકીર શહેરના ચોકમાં જાહેર રીતે એક સાથે છેંતાળીસ આગેવાન બળવાખોરોને ફાંસીએ ચડાવી દીધા. સારાયે દેશમાં આતંક છવાઈ

ગયો. બળવાખોરોના સરદાર શેખસૈયદને જ્યારે ફાંસીની સજા ફરમાવી ત્યારે તેણે લશ્કરી અદાલતના વડાને કહ્યું:

'મને તમારી તરફ તિરસ્કાર નથી. તમે અને તમારા માલિક ખુદાના શ્રાપિત માણસો છો. કયામતને દિવસે આપણે હિસાબ પતાવી લેશું.'

લશ્કરી અદાલતના વડાનું નામ અલી હતું. હસતાં હસતાં તેણે સેંકડો માણસોને ફાંસીએ લટકાવ્યા હતા. શેખ સૈયદને ફાંસીના તખ્ત પર ચઢાવીને તેણે છેલ્લું વાક્ય ભાર દઈને ફરીથી ઉચાર્યું 'હં... ક્યામતને દિવસે હિસાબ પતાવશું ! અચ્છા !' એટલું કહીને તેણે રસી ખેંચી અને ખટ કરતું પાટિયું સરકયું અને બીજી જ પળે મજહબ અને ખુદાનો બંદો શેખ સૈયદ ખુદાના દરબારમાં પહોંચી ગયો.

કુર્દોનો બળવો સખ્તાઈથી દાબી દઈને મુસ્તફા કમાલે તેની ખૂની આંખ પોતાના વિરોધીઓ તરફ ફેરવી. મુસ્તફા તેમને ભૂલ્યો નહોતો. પોતાના શત્રુઓને ભૂલી જવાની કે તેમને માફી આપવાની તેની આદત નહોતી. તેણે વેર લેવાનો નિશ્ચય કર્યો.

તુરત જ તેણે રાષ્ટ્રીય મહાસભાની બેઠક બોલાવી. તેની સમક્ષ તેણે જોરદાર ભાષણ કર્યું. તેના અવાજમાં રણકાર હતો. તે હજી હમણાં જ મેદાન સર કરીને આવતો હતો. સભાસદો ઉપર તેણે ધારી અસર કરી. તેની વાણીના જાદુમાં એકેએક સભાસદ ફસાયો.

મુસ્તફા કમાલે પોતાના વિરોધીઓને ધુતકારી કાઢચા. ખાસ કરીને રાઉફ અને બીજા ચાર મોટા લશ્કરી પ શાઓને. તેણે ચાલાકીથી આ લોકો ઉપર કુર્દોના બળવાની જવાબદારી ઢોળી દીધી. એટલું જ નહિ પણ આ બળવા પાછળ એમાંના કેટલાકનો સક્રિય હાથ છે એવો આરોપ મૂક્યો અને તેના પુરાવા માટે શેખ સૈયદ ઉપર કાજિમ કારા બકીરના હાથનો લખેલો એક પત્ર સભ્યો આગળ રજૂ કર્યો. કાંઈ વાંધાભરેલું નહોતું, પણ મુસ્તફા કમાલની તર્કશક્તિ તો શૂન્યમાંથી સૃષ્ટિ ઉપજાવે

તેવી હતી. તેણે ધારાસભાના સભ્યો સમક્ષ પોતાનો કેસ એક કુશળ વકીલની પેઠે આબાદ રીતે રજૂ કર્યો. તેણે કહ્યું: 'મેં તમારી આગળ જે પત્ર રજૂ કર્યો છે તેમાં ભલે કાંઈ દેખીતો પુરાવો મળે તેવું ન હોય, પણ શેખ સૈયદની સાથે તો કેટલોયે પત્રવ્યવહાર ચાલ્યો હશે. બીજા પત્રોમાં તેમની વચ્ચે કુર્દિસ્તાનના બળવાની યોજના સંબંધી ચર્ચા નહિ થઈ હોય તેની શી ખાતરી? કુર્દોના બળવાની બરાબર પંદર દિવસ પહેલાં જ અલી ફુઆદ અને કાજિમ કારા બકીરે લશ્કરી સેનાના સેનાપતિ તરીકેનું રાજીનામું આપી દીધું હતું. કારણ કે તેઓ જાણતા હતા કે એ જ સેનાને બળવો દાબી દેવા માટે મોકલવામાં આવનાર છે. આ બધી વાતોનો શો સાર હોઈ શકે? વળી સેનામાંથી રાજીનામું આપીને પણ તેમણે શું કર્યું? રાઉફના ઝંડા નીચે એકત્ર થઈ રાષ્ટ્રીય સરકારનો વિરોધ કર્યો. પરિણામ શું આવ્યું? રાષ્ટ્રીય સરકાર નબળી પડતી ગઈ અને દુશ્મનોને છડેચોક બળવો કરવાનું ઉત્તેજન મળ્યું. કુર્દોનો બળવો આ દેશદ્રોહીઓના યોજનાપૂર્વકના કાર્યનું પરિણામ માત્ર છે.

'પણ આ બધા કરતાં સૌથી ખરાબ વાત તો એ છે કે આ કાવતરા પાછળ ઇંગ્લાંડનો હાથ છે. તુર્કસ્તાનને ગુલામીમાં રાખવા તેમણે કુર્દ જાતિના ધાર્મિક ઝનૂનનો દુરુપયોગ કર્યો છે. તુર્કસ્તાનની પીઠ પાછળ ઘા કરવા તેમણે લોરેન્સ નામના તેના એજન્ટને મોકલ્યો.

'ઇંગ્લાંડને મોસુલ અને તેના તેલના કૂવા જોઈતા હતા. કુર્દિસ્તાન તેની ચાવી હતી એ વાત ઇંગ્લાંડ જાણતું હતું. એટલા માટે પેલો ઘરડો ખચ્ચર વહીદીન અને તેના વફાદાર આ કુર્દોનો ઉપયોગ કરવાનું ઇંગ્લાંડને મુનાસબ લાગ્યું. આમ બધા સ્વાર્થી લોકોએ એકત્ર થઈ તુર્કીની રાષ્ટ્રીયતા ઉપર ઘા કર્યો અને રાઉફ અને તેમના સાથીદારો છૂપી રીતે કુહાડાના હાથા બન્યા. જો કે કુર્દોનો બળવો શમી ગયો છે પણ હજીયે તુર્કસ્તાન ભયમાં છે. તેમની ઉપર દેશદ્રોહીઓ અને પરદેશીઓની તલવાર લટકી રહી છે.'

મુસ્તફાનાં જ્વલંત ભાષણોએ રાષ્ટ્રીય મહાસભાના સભાસદોમાં રાષ્ટ્રપ્રેમનો જુસ્સો ફેલાવ્યો અને પોતાની કાર્યકુશળતા અને ચાલાકી વડે બધાને પોતાના પક્ષમાં જીતી લીધા. મુસ્તફાના વ્યક્તિત્વમાં અંજાઈ જઈને મહાસભાએ એકમતે નવું બંધારણ સ્થગિત કરી દીધું અને મુસ્તફાના હાથમાં ફરી સરમુખત્યારીની તમામ સત્તા સોંપી દીધી. તુરત જ તેણે કેટલાક વટહુકમો બહાર પાડ્યા. અખબારો ઉપર કડક અંકુશ મૂક્યો. દેશદ્રોહીઓને સજા કરવા ખાસ અદાલતો ઊભી કરી. મુસ્તફા કમાલના ક્રોધાગ્નિ અને વૈરાગ્નિનો ભોગ થતાં બચવા માટે તેના કેટલાંયે વિરોધીઓ—રાઉફ, રહમી, અદનાન, હલીદા, અદીબ વિગેરે—પહેલેથી જ તુર્કસ્તાનની બહાર નાસી છૂટયાં હતાં.

તોપણ અલી ફુઆદ, કાજિમ કારા બકીર વિગેરે ઘણાયે દુશ્મનો હજી મોજૂદ હતા. તેને સજા કરવા માટે મુસ્તફા કમાલ તત્પર થયો પણ તેના કેટલાક સલાહકારોએ તેને રોક્યો. આ મહાન સેનાપતિઓને સજા કરવાથી જનતામાં અને ખાસ કરીને લશ્કરમાં બેદિલી ફેલાય એવો ભય હતો. મુસ્તફા કમાલે આ વખતે તો તેમને જવા દીધા પણ બાકીના બધાને તેણે ખાસ અદાલતોને હવાલે કર્યા. ત્યાં તેમની ઉપર જરાયે દયા બતાવવામાં આવી નહિ. બધાને તેમના વિરુદ્ધ પ્રમાણો ન મળવા છતાં દેહાંતદંડની સજા કરવામાં આવી. આખા દેશમાં હાહાકાર મચી ગયો. મુસ્તફા કમાલના માણસોએ દેશને ખૂણે ખૂણેથી તેમના વિરોધીઓને પકડી પાડ્યા અને ફાંસીના માચડે લટકાવી દીધા. જે લોકોએ સામાન્ય વાતમાં કંઈ મશ્કરી કરી હતી, અથવા મુસ્તફા કમાલના માણસોના હુકમનો ભંગ કર્યો હતો એવા બધા માટે ફાંસીનો માંચડો રાહ જોઈને ઊભો હતો. મુસ્તફા કમાલના માણસોએ પોતાના દુશ્મનો ઉપર એક યા બીજો આરોપ લગાવી તેમને પણ સ્વધામ મોકલી દીધા.

અંગોરાનો વરુ ઘૂરકાટ કરતો વીફર્યો હતો. કેદખાનાં, ફાંસી અને બંદૂકની ગોળી વડે તેણે લાલચટક લોહી વહેવડાવ્યું અને તુર્કસ્તાન ઉપર

એ લાલ લોહીનો સિક્કો બેસારી દીધો. પણ મુસ્તફા હજી અર્ધે રસ્તે જ પહોંચ્યો હતો. મોટો શિકાર હજી બાકી હતો. તેના મોટા દુશ્મનો હજી છુટ્ટા હતા. જ્યાં સુધી તેમનો ફેંસલો ન આવે ત્યાં સુધી દેશને આફતમાંથી ઉગારી શકાય નહિ. તે જરાક મોડો પડ્યો હોત તો આ લોકોએ એકઠા થઈને તેનો અને સાથે સાથે નૂતન તુર્કીનો નાશ કર્યો હોત. અને તુર્કીના નાશની કલ્પના જ તેને ઝનૂની બનાવી દેતી. તુર્કસ્તાનના મિશનમાં અને તેના લોકોમાં તેને અજબ શ્રદ્ધા હતી. તે એકવાર ગુસ્સામાં ને ગુસ્સામાં બોલી ઊઠેલો:

'હું પોતે જ તુર્કી છું. મારો નાશ એટલે તુર્કસ્તાનનો નાશ!' અને તુર્કનો નાશ કરનાર કોઈ પણ બળવાને જડમૂળમાંથી ઉખેડી નાખવાનો તેણે મરણિયો નિશ્ચય કર્યો.

મુસ્તફા કમાલ ખુદ પોતે જ એક વખત ક્રાન્તિકારી હતો એટલે તે ક્રાન્તિનાં બધાં જ કારણો અને ટેકનીકથી માહિતગાર હતો. તેને ખબર હતી કે તુર્કસ્તાનમાં તુર્કોના બે વર્ગ છે. એક તો અજ્ઞાન, ભોળી અને ઘેટાંની પેઠે પાછળ પાછળ ચાલનારી આમજનતાનો વર્ગ, અને બીજો તેને દોરનારા નેતાઓ–જેનામાં બુદ્ધિ, અને શક્તિ હતી તે.

તુર્કસ્તાનમાં મધ્યમ વર્ગ જેવું કશું હતું જ નહિ. એથી મુસ્તફા કમાલે નેતાવર્ગમાંના પોતાના બધા જ હરીફોને, પોતાના બધા જ વિરોધીઓને સાફ કરી નાખવાનો નિશ્ચય કર્યો, જેથી ઘેટાંની પેઠે પાછળ પાછળ ચાલનારી જનતાને તેની વિરુદ્ધ ઉશ્કેરનારું કોઈ રહે નહિ.

રાઉફ અને તેના ત્રણ ચાર મિત્રો તો ક્યારના દેશ છોડીને ભાગી ગયા હતા. પણ કેટલાયે દુશ્મનો હજી તુર્કસ્તાનની અંદર ભરાયા હતા. તેઓ ગમે ત્યારે ગમે તેવી ખટપટ કરી જનતામાં વિદ્રોહની આગ સળગાવે એવો સંભવ હતો. કારણ કે તે જાણતો હતો કે તુર્કસ્તાનનાં તમામ શહેરોમાં, અને ખાસ કરીને ઇસ્તંબૂલમાં ગુપ્ત સમિતિઓ તેની વિરુદ્ધ કામ કરી રહી હતી, અને તેની વિરુદ્ધ લોકોમાં ઝેર ફેલાવતી

હતી. પોતે એક અનુભવી ક્રાન્તિકાર હોવાથી આવી હિલચાલોનું મૂળ ક્યાં હોય છે તે એ સારી પેઠે જાણતો હતો. આ વખતે પણ તેણે છૂપી હિલચાલનું મૂળ શોધી કાઢ્યું.

તેણે જોયું કે સાલોનિકાનો જાવીદ નામનો એક પ્રસિદ્ધ યહૂદી વેપારી પડદા પાછળથી બધું સૂત્રસંચાલન કરી રહ્યો છે. 'ઐક્ય અને ઉન્નતિ-સંઘ'ના શરૂઆતના દિવસોથી મુસ્તફા તેને ઓળખતો હતો. કારણ કે અનવરનો તે મિત્ર હતો અને વર્ષો સુધી એ સંઘના ખજાનચી તરીકે તેણે કામ કર્યું હતું. જાવીદનું ફળદ્રુપ ભેજું જ અત્યારે મુસ્તફા-વિરોધી બળવા-પ્રવૃત્તિઓની પાછળ કામ કરી રહ્યું હતું. મુસ્તફાએ બળવા પાછળ ગુપ્તપણે દોરીસંચાર કરનાર આ જાવીદને પૂરો કરી નાખવાની મન સાથે ગાંઠ વાળી. પણ શિકાર ઉપર તરાપ માર્યા પહેલાં બહુ જ સાવચેતીથી અને ધીરે ધીરે આગળ પગલું માંડવાની જરૂર તે પૂરેપૂરી સમજતો હતો.

થોડા દિવસો સુધી તેણે દમન બંધ કરી દીધું. તેમના વિરોધીઓએ એમ માન્યું કે મુસ્તફા કમાલ ફરી પાછો સુરા અને સુંદરીની મોહ-જાળમાં ફસાઈ ગયો લાગે છે. પણ આ તેમની ભૂલ હતી. મુસ્તફાએ છૂપી રીતે પોતાના ગુપ્તચરોને આખા દેશમાં પાથરી દીધા, અને પોતાના વિરોધીઓ વિરુદ્ધ સાચા ખોટા ગમે તેવા પુરાવા એકઠા કરી તેની આગળ રજૂ કરવાની સૂચના આપી, અને ઘા કરવાની યોગ્ય તકની રાહ જોતો તે બેઠો.

તેના સદ્‌ભાગ્યે થોડા જ વખતમાં તેને મોકો મળી ગયો. સરકારી કામકાજ માટે તેને સ્મર્ના જવાનું હતું. તેની મુલાકાતના નક્કી થયેલા દિવસ અગાઉ, ત્રણ દિવસ પહેલાં, સ્મર્ના શહેરના જાહેર રસ્તા ઉપરના એક મકાનમાંથી બોમ્બ સહિત ત્રણ માણસોને ગિરફતાર કરવામાં આવ્યા. આ રસ્તા ઉપરથી જ મુસ્તફા તેની મુલાકાતને દિવસે પસાર થવાનો હતો. તેમની જડતી લેતાં તેમની પાસેથી મુસ્તફાનું ખૂન કરવાની યોજના અને તેની સાથે સંબંધ ધરાવતા કેટલાક નકશાઓ

મળી આવ્યાં. આ કાવતરું એક બે માણસોનું નથી પણ દેશવ્યાપી કાવતરાખોરોનો આની પાછળ ઊંડો હાથ છે એવી હવા મુસ્તફાએ ફેલાવી, અને આખા દેશમાંના તેના બધા જ વિરોધીઓને આ ષડ્યંત્રમાં સંડોવી તેમને ગિરફતાર કરાવ્યા. અને પોલીસોને ભયંકર ત્રાસ દ્વારા, ધાકધમકી દ્વારા કે ગમે તે સાધનોદ્વારા તેમની વિરુદ્ધ સાક્ષી–પુરાવા એકઠાં કરવાનો હુકમ કર્યો. આ વખતે એક પણ વિરોધી બચવા પામે નહિ એવી તેની કડોર આજ્ઞા હતી.

આ બધાને સજા કરવા માટે તેણે ખાસ અદાલત ઊભી કરી. જે લોકો બહુ પ્રખ્યાત નહોતા એવા બધાને તો સીધી ફાંસીની જ સજા કરી તેમનો નિકાલ કરી દીધો. ફાંસીની સજા પામેલામાં મુસ્તફા કમાલનો એક ખાસ સાથી એરીફ હતો. મુસ્તફા કમાલનો તે દિલોજાન દોસ્ત હતો. સ્વાતંત્ર્યયુદ્ધની બધી લડાઈઓમાં સમસુન, અમાસીઆ, એરઝેરૂમ અને સાકરિયાના મોરચા ઉપર તે તેનો સાથે હતો. તેમ જ વેશ્યાગારો, પીઠાં અને જુગારના અખાડાઓમાં પણ સાથે હતો. તેના મૃત્યુપત્ર ઉપર સહી કરવાનો વખત આવ્યો ત્યારે મુસ્તફા કમાલ જરાયે અચકાયો નહિ, સિગારેટને, ઘૂંટ લઈ તેણે બાજુ પર મૂકી અને તુરત જ સહી કરી નાખી.

હવે જરા વધારે પ્રખ્યાત માણસોનો વારો આવ્યો. તેમનો મુકદ્દમો જરા વધારે રાજકીય દમામથી ચલાવવામાં આવ્યો. જે લોકો નાસી ગયા હતા તેઓના ઉપર તેમની ગેરહાજરીમાં જ કામ ચલાવવામાં આવ્યું. આ બધા મુકદ્દમાઓ એકતરફી જ હોય તે સ્વાભાવિક હતું. આરોપીઓને બચાવ માટે તક આપવામાં આવતી નહોતી. ન તેમનાં નિવેદનો ઉપર પૂરું ધ્યાન આપવામાં આવતું કે ન સાક્ષીઓ ઉપર. વળી સારા દેશમાં જ્યાં આતંક ફેલાઈ ગયો હતો ત્યાં સાક્ષી આપવા પણ કોણ આવે ? સરકારી અખબારોમાં (બીજાં અખબારને તો દબાવી દીધાં હતાં) આ મુકદ્દમાનાં લાંબાં લાંબાં બ્યાનો આપવામાં આવતાં હતાં, જે દેશ પરદેશ બધે ઠેકાણે પહોંચી જતાં.

આ બ્યાનોમાં આરોપીઓને ધૂર્ત, દગાબાજ, બદમાશ અને વિશ્વાસ-ઘાતી તરીકે ચીતરવામાં આવતા હતા. આખરે જ્યારે સારાયે દેશમાં તેમની વિરુદ્ધ જોઈએ તેવું વાતાવરણ ફેલાઈ ગયું ત્યારે ચાર આગે-વાનો સિવાય બાકીના બધાને પણ ફાંસીની સજા ફરમાવામાં આવી, અને ચાર મહાન પાશાને, જેમને સજા કરવાથી દેશમાં તોફાન ઊભું થવાની બીક હતી તેમને, મુસ્તફા કમાલે 'અપાર દયા' બતાવીને છોડી મૂકયા.

ફાંસીની સજા પામેલામાં જાવીદ પણ હતો. તેને તો મુસ્તફા કમાલે પહેલેથી જ પીસી નાખવાનો નિશ્ચય કર્યો હતો. તેની ગિરફતારી પછી તેને માટે અમેરિકા, ફ્રાન્સ, જર્મની વિગેરે મોટા મોટા દેશોનાં યુહૂદીમંડળોએ કમાલ પાસે દયાની ભીખ માગી. આ માણસ કેટલો લાગવગ ધરાવનારો અને ભયંકર હતો તેનો મુસ્તફા કમાલને હવે વધારે ખ્યાલ આવ્યો. તેણે દુનિયાભરના યહૂદીસંઘોની વિનતિ પર ધ્યાન ન આપ્યું. બ્રિટન અને ફ્રાન્સની મોટી મોટી બેંકોએ પોતપોતાની સરકાર દ્વારા જાવીદની રક્ષા કરવા તુર્કસ્તાન ઉપર દબાણ લાવવાની કોશિશ કરી. પણ એથી તો મુસ્તફા કમાલનો શક વધારે દૃઢ થતો ગયો કે જાવીદ તુર્કસ્તાનનો ઘણો મોટો દુસ્મન હતો. તે પોતાના નિશ્ચયને વધારે દૃઢતાથી વળગી રહ્યો.

મુસ્તફાએ જોયું કે હવે આ નાટકનો પડદો જલદી સંકેલી લેવો જોઈએ, અને તુર્કસ્તાનની ધરતી ઉપરથી દેશદ્રોહીઓને જલદી નાબૂદ કરી નાખવા જોઈએ. બધા ગુનેગારોને ફાંસી આપવાની ક્રિયા માટે તેણે અમુક ચોક્કસ સમય મુકરર કર્યો. તે દિવસે રાતના બાર વાગે અંગોરામાં મુસ્તફા કમાલના આ કમનસીબ વિરોધીઓનાં જીવનનો ફેંસલો થવાનો હતો. મુસ્તફા કમાલે અંગોરાથી ચાર માઈલ દૂર આવેલા પોતાના મકાનમાં એ જ વખતે મોટો જલસો ગોઠવ્યો હતો. જ્યાં ગાનતાન, નાચ–મુજરા અને શરાબની રંગે–મહેફિલ ઊડવાની હતી. અંગોરાના દરેક પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ અને સન્નારીને આ મહેફિલમાં આવવાનું

તેણે આમંત્રણ આપ્યું હતું. પ્રધાનો, રાજદૂતો, વિદેશી એલચીઓ, જમીનદારો, અમીર–ઉમરાવો અને ખૂબસૂરત સન્નારીઓ—બધાંને મુસ્તફા કમાલના આ જલસામાં આવવું પડ્યું. તેનું આમંત્રણ પાછું ઠેલવાની કોની મગદૂર હતી!

આખી રાત ગાનતાન ને ગુલતાન ચાલ્યું. સુરા અને સુંદરીનું સામ્રાજ્ય ફેલાયું હતું. નિર્લજ્જતાની અવધિ આવી ગઈ હતી. મુસ્તફા કમાલના આનંદની રાત હતી. તેના બધા શત્રુઓ, તેના બધા હરીફો, તેના બધા વિરોધીઓ આજે ખુદાના દરબારમાં પહોંચવાના હતા. આવતી કાલથી તે સારાયે તુર્કસ્તાનમાં એકચક્રે શાસન ચલાવશે ને પોતાનાં સ્વપ્નો મુજબ તુર્કીની નવરચના કરશે, અને નિશ્ચિંત થઈને જીવન ગુજારશે. આજે તેની ખુશાલીનો પાર નહોતો.

ઠરાવેલે સમયે બધાને ફાંસી આપવામાં આવી, અને પોલીસ કમિશ્નરે આવીને મુસ્તફા કમાલને જ્યારે આ ખબર આપી ત્યારે તે હર્ષથી નાચી ઊઠ્યો અને ફરીને શરાબની પ્યાલી, નાચ–મુજરા, જુગાર ખેલવામાં લાગી પડ્યો. આખી રાત તેણે આનંદની મસ્તી અને વિજયની ખુમારીમાં વિતાવી. સવાર પડ્યું અને આકાશમાં સૂર્યનાં કિરણો ફૂટ્યાં ત્યારે તેણે હાથમાંનાં પત્તાં એક બાજુ મૂક્યાં ને ઑફિસ-માં જવા તૈયાર થયો.

## ૨૭

મુસ્તફા કમાલ હવે તુર્કસ્તાનનો સર્વસત્તાધીશ સરમુખત્યાર થયો હતો. તેના દુશ્મનો અને વિરોધીઓ કાં તો નાશ પામ્યા હતા અથવા દેશનિકાલ થયા હતા. બાકી રહી તુર્કીની આમજનતા—ભોળી, અજ્ઞાન, અને આજ્ઞાધીન. મુસ્તફા તેને જ્યાં દોરીને લઈ જાય ત્યાં જવા તે તૈયાર હતી.

રાજ્યતંત્રની તમામ સત્તા હવે તેના હાથમાં કેંદ્રિત થઈ. બહારથી તો તે પ્રજાતંત્રનો પ્રમુખ ગણાતો હતો, પણ ખરું જોતાં રાજ્યના સારાયે તંત્ર પર તે કાબૂ ધરાવતો હતો. રાષ્ટ્રીય મહાસભાના સભાસદ બનવા માટે એક શરત એ હતી કે પહેલાં તેણે 'લોકસમિતિ'ના સભ્ય બનવું જોઈએ. મુસ્તફા કમાલ આ લોકસમિતિનો કર્તાહર્તા હતો. તેમાં કોને રાખવા કે કોને કાઢી મૂકવા તે તેની મરજીની વાત હતી.

આ સંસ્થાની રચના લશ્કરી ઢબની હતી. એમાં મોટા ભાગના સભ્યો લશ્કરી સિપાહીઓ અને અમલદારો જ હતા. અને તે મુસ્તફાના પોતાના માણસો હતા. મહાસભાના સભ્ય થવા પહેલાં આમ દરેક જણે મુસ્તફાની પસંદગી મેળવવી અનિવાર્ય બનતી. આથી મહાસભામાં પણ તેનો એક પણ વિરોધી રહ્યો નહિ. આમ શાસનતંત્રનું સ્વરૂપ પ્રજાતંત્રના સિદ્ધાંત ઉપર રચાયેલું હોવા છતાં કાર્યમાં તે સરમુખત્યારી–ઢબે જ ચાલવા લાગ્યું.

રાજ્યતંત્રની નાની નાની બાબતોમાં તે માથું મારતો નહોતો. તેણે સારાયે કારભારની વ્યવસ્થાનું કામ પોતાના ત્રણ માણસોને સોંપી દીધું હતું–ઇસ્મત, ફૌજી અને ઝીયા સીફત. ઇસ્મત તુર્કી પ્રજાતંત્રનો વડો પ્રધાન હતો. ફૌજી લશ્કરી મુખ્ય સેનાપતિ હતો અને ઝીયા સીફત લોકસમિતિનો વડો હતો. આ ત્રણે તેની આંખ, કાન અને હાથ હતા. રોજ રાત્રે તે મુસ્તફા સમક્ષ પોતાનો અહેવાલ રજૂ કરતા અને રોજ મુસ્તફા તેમને કામ કરવાના હુકમો આપતો.

આમ મુસ્તફા કમાલ પોતાનાં જ પુરુષાર્થ અને બળ વડે એક તોફાની છોકરામાંથી આગળ વધતો વધતો ક્રાન્તિકારી કેડેટ, અસંતોષી લશ્કરી અમલદાર અને છેવટે નિરંકુશ શાસક થયો. તેને પોતાની શક્તિ ઉપર અપૂર્વ વિશ્વાસ હતો, અને શક્તિ વડે જ તે તુર્કીની નવરચના કરવા નીકળી પડ્યો. તે કહેતો, 'આપણે આપણા દેશને તેનાં નામ અને કીર્તિને છાજે એવો બનાવવો જોઈએ. આપણી પોતાની સંસ્કૃતિમાં

જે સારી સારી વસ્તુઓ છે તે દેશ આગળ ધરવી જોઈએ, એટલું જ નહિ પણ બીજા દેશોની સારી વસ્તુઓ પણ ગ્રહણ કરવી જોઈએ. તુર્કસ્તાને દુનિયાના પ્રાગતિક દેશોની હરોળમાં આવીને ઊભા રહેવું જોઈએ.'

અને પોતાનું મિશન પાર પાડવા તે કામે વળગી ગયો. નૂતન તુર્કીના ઘડતરના પાયામાં આમવર્ગની પ્રેરણા, આમવર્ગનું જીવન, આમવર્ગની સંસ્કૃતિ પૂરવી જોઈએ. આ માટેયે તે વારંવાર કહેતો, 'દરેક મોટી હિલચાલોની પ્રેરણા આમજનતાના હૃદયમાંથી જ મળવી જોઈએ કારણ કે સર્વ શક્તિઓનું અને મહાનતાનું એ જ આદ્ય ઝરણું છે.'

મુસ્તફાએ સામ્રાજ્યના ભુક્કા કરીને પ્રજાતંત્ર સ્થાપ્યું. સુલતાનની ગાદી અને ખિલાફતનો નાશ કર્યો. ઉસ્માનિયા સામ્રાજ્યના તમામ અવશેષો નાબૂદ કર્યા. હવે તેણે લોકોના સમગ્ર માનસનો પલટો કરવાનું બીડું ઉઠાવ્યું. તેમના જૂનવાણી વિચારો, તેમની ટેવો, તેમનાં જરીપુરાણાં રસમરિવાજો, તેમનો પોશાક, તેમની રીતભાત–આ બધાંમાં ક્રાન્તિકારક પલટો કરવાની તેની ઉમેદ હતી.

રાજ્યતંત્રની પુનર્રચના કરતાં આ કામ ક્યાંયે વધારે કઠિન હતું એ વસ્તુ તેણે પોતાના શબ્દોમાં કબૂલ કરી હતી. 'હું દુશ્મનોને જીત્યો છું, હું દેશને પણ જીત્યો છું, પણ લોકોને જીતી શકીશ ?'

અને હવે તે લોકોને જીતવા નીકળ્યો. પહેલી નજર ફેઝ (તુર્કી ટોપી) પર પડી. ઉસ્માનિયા સામ્રાજ્ય, મજહબ અને ઇસ્લામી સંસ્કૃતિની તે પ્રતીક હતી. મુસ્તફા કમાલને મુલ્લા, મજહબ અને અંધવિશ્વાસ ઉપર ખૂબ ચીડ હતી. આ વસ્તુના પ્રતીકરૂપ ફેઝ ઉપર તેણે પેલો ઘા કર્યો.

મુસ્તફા કમાલની હુમલો કરવાની રીત પણ વિશિષ્ટ હતી. સૌથી પહેલાં તે પોતે હેટ પહેરીને બહાર નીકળવા લાગ્યો. ટીકા, મશ્કરી કે ઘૃણા કરવાની તો કોની તાકાત હતી ? લોકો તેને 'કાફરો'ના આ

પોશાકમાં જોઈ રહેતા પણ તેઓએ હેટ સ્વીકારવાનો ખાસ રસ બતાવ્યો નહિ. મુસ્તફા એક ડગલું આગળ વધ્યો. લશ્કરની એક ટુકડીમાં અને પાછળથી આખા લશ્કરમાં હેટ દાખલ કરી. પોતાના પ્રવાસમાં પણ તે 'હેટ' પહેરીને નીકળતો. જે મળે તેને હેટના ફાયદા અને ફેઝના ગેરફાયદા બતાવવા તે મંડી જતો. 'હેટ બધીય ઋતુમાં ફાયદો કરે છે. ઉનાળામાં તાપથી આંખનું રક્ષણ કરે છે, શિયાળામાં શરદીથી બચાવે છે, વર્ષાઋતુમાં માથા ઉપર જરાયે પાણી પડતું નથી, વિગેરે' તુર્કોની એક સભામાં તેણે ઉપદેશ આપ્યો, 'જો આપણે પ્રગતિશીલ પ્રજા તરીકે જીવવું હોય તો પ્રગતિશીલ પ્રજાનો પોશાક અપનાવવો જોઈએ. ફેઝ તો અજ્ઞાનની નિશાની છે.' સૈકાઓથી ફેઝથી ટેવાયેલા તુર્કો ઉપર આની કંઈ પણ અસર થઈ નહિ.

પોતાનો સમજાવટનો પ્રયત્ન નિષ્ફળ જતો જોઈ તેણે બળ વાપરવાનો નિશ્ચય કર્યો. પોતાના હુકમથી તેણે ધારાસભા પાસે એક કાયદો પસાર કરાવ્યો. એ કાયદા મુજબ 'ફેઝ'ને ગેરકાયદેસર ઠરાવી અને તેને વાપરનાર ફોજદારી ગુનો કરનાર લેખાશે એવું જાહેર કર્યું. બે દિવસ પછી સારાયે તુર્કસ્તાનમાં, શહેરો અને ગામડાંમાં, ચોકમાં અને શેરીઓનાં નાકાં ઉપર પોલીસો ઊભા રહ્યા અને પસાર થતા માણસોના માથા ઉપરથી ફેઝ ઝૂંટવી લેવા માંડ્યા. કોઈ જરા સરખો વિરોધ કરતો તો તુરત જ તેને જેલના સળિયા પાછળ ધકેલી દેવામાં આવતો.

આખા દેશમાં ક્રોધાનલ ભભૂકી ઊઠ્યો. જે ખેડુતો પોતાનો માલ વેચવા શહેરમાં આવ્યા હતા તેમને ઉઘાડે માથે પાછા ફરવાની ફરજ પડી. એક પાક મુસલમાનને માટે આ મોટામાં મોટું અપમાન હતું. એરઝેરૂમ સિવાય અને બીજાં કેટલાંયે શહેરોમાં લોકોએ પોલીસો ઉપર પથ્થરો ફેંક્યા. મુલ્લાઓ અને મોલવીઓ મઝહબની રક્ષા માટે ફરી મેદાને પડ્યા અને અંગોરાની સરકાર વિરુદ્ધ લોકોને ઉશ્કેરવા લાગ્યા. ધારાસભામાં નુરુદ્દીન પાશા નામના પ્રખ્યાત સેનાપતિએ વિરોધ ઉઠાવ્યો. મુસ્તફાએ તેનો જડબાંતોડ જવાબ દીધો. 'ક્રાન્તિ ખૂન

ઉપર જ રચાવી જોઈએ. જે ક્રાન્તિની ઇમારત ખૂન ઉપર ઊભી કરવામાં આવતી નથી તે કાયમી થઈ શકતી નથી.' તેણે નુરૂદ્દીન પાશાને ધારાસભામાંથી રૂખસદ આપી. આખા દેશમાં ખાસ અદાલતો ઊભી કરી. તેમણે સેંકડો તુર્કોને કેદ કર્યા, ગોળીએ દીધા, ફાંસીએ લટકાવ્યા.

તમામ વિરોધ શમી ગયો. વિરોધીઓ ગેબ થઈ ગયા. દરેક તુર્કે પોતાની ટોપી સંતાડી દીધી અને તેઓ પોતાનો જીવ બચાવવા માટે ગમે ત્યાંથી હેટ ખરીદીને પહેરવા લાગ્યા. મોટા ભાગના યુરોપિયન લોકો તો તુર્કસ્તાન છોડીને ઘણા વખત પહેલાં જ ચાલ્યા ગયા હતા. ચારે બાજુથી હેટની માગણી થવા લાગી, પણ આખા દેશની માગણી એક સાથે કેમ પૂરી થાય !

પણ મુસ્તફા કમાલના ડરથી લોકોને જ્યાં જયાંથી જેવી હેટો મળી તેવી ખરીદીને તેઓ પહેરવા લાગ્યા. સ્મર્ના પાસેના એક ગામડામાં ગામડિયાઓએ હદપાર થયેલા એક આર્મિનીઅનની બંધ દુકાન ઉપર દરોડો પાડ્યો અને સ્ત્રીઓની હેટો ઉપર ઝૂંટાઝૂંટ આદરી. તેમણે સ્ત્રીઓની રંગબેરંગી, ફીતવાળી હેટો પહેરવા માંડી–પછી ભલે તે માથામાં બંધ બેસતી ન હોય. કેટલાક તો પોતાને હાથે જ કપડામાંથી હેટ સીવીને તૈયાર કરવા લાગ્યા. આખા દેશમાં મુસ્તફા કમાલની ધાક બેસી ગઈ.

તુર્કસ્તાનમાંથી ફેઝ અદૃશ્ય થઈ ગઈ. તુર્કસ્તાનનો એકે એક માણસ હેટ પહેરવા માંડ્યો. આ હકીકત જગતને જાહેર કરવા મુસ્તફા કમાલે મુસલમાનોના સૌથી મોટા તીર્થસ્થાન મક્કામાં ભરાનારી મુસ્લિમ–જમાતમાં પોતાના પ્રતિનિધિને હેટ પહેરાવીને મોકલ્યો. મુસ્લિમ–જગતને માટે આ અસહ્ય ઘટના હતી. પણ મુસ્તફા કમાલની ધાકથી કોઈએ તેનું અપમાન કર્યું નહિ કે વાળ સરખો પણ વાંકો કર્યો નહિ. આ જગા ઉપર હેટ પહેરીને આવનાર બીજા કોઈનું તો ખૂન જ થયું હોત.

મુસ્તફા કમાલે બીજો ઘા મજહબ ઉપર કર્યો. હજીયે તે રાજ-તંત્રમાં સડો ફેલાવતો હતો. ઇસ્લામ હજીયે રાજ્યનો મજહબ ગણાતો હતો. તેણે કહ્યું કે 'રાજ્યતંત્રમાં બધી આફતો ધર્મને નામે ધતિંગ

ચલાવવાથી જ થાય છે. પોતાનો રાજ્યકારભાર સારી રીતે ચલાવવા માટે જે માણસ મજહબનું શરણુ સ્વીકારે છે તે નબળો માણસ છે. મજહબ એ વ્યક્તિગત વસ્તુ છે. પ્રજાતંત્રનો દરેક નાગરિક પોતપોતાને ગમે તે ધર્મ પસંદ કરે અને ન ગમે તો ફેંકી દે' તે ખુલ્લી રીતે મજહબનો તિરસ્કાર કરતો, તેની મજાક ઉડાવતો. લોકોએ પણ તેની બીકથી મજહબ સંબંધી ચર્ચા કરવી બંધ કરી દીધી અને મજહબની મશ્કરી કરતા હોય તેવી રીતે વર્તવા લાગ્યા. મજહબની મશ્કરી એક ફેશન તરીકે પ્રચલિત થવા લાગી.

આ સફળતાથી પ્રોત્સાહિત થઈને મુસ્તફા કમાલ એક પગલું આગળ વધ્યો. મુલ્લા, મૌલવી, દરવેશ, ફકીરો વગેરે કહેવાતા ધર્મના મોટા થાંભલાઓ ઉપર તેણે પ્રહાર કર્યો. સારાય તુર્કસ્તાનમાં સૌથી વધારે શ્રીમંત આ લોકો જ હતા. તેમની પાસે પુષ્કળ પૈસા, મકાનો, જમીન, ઝવેરાત વિગેરે હતું. મસ્જિદો હતી, મદ્રેસા હતાં, મખતબ હતી. એક જ રાતમાં મુસ્તફાએ ધારાસભા પાસે એક કાનૂન પસાર કરાવી આ બધી મિલકત જપ્ત કરી રાજ્યનો ખજાનો ભરી દીધો. તેમની મસ્જિદો અને મઠો બંધ કરાવી દીધાં અને મુલ્લા–મોલવીઓ અને દરવેશ–ફકીરોને એક ક્ષણમાત્રમાં રસ્તાના રખડતા ભિખારી બનાવી દીધા.

મુસ્તફા કમાલે મજહબના પાયા ઉપર જ ઘા કર્યો હતો અને તુર્કસ્તાન દેશ તથા રાજ્યમાંથી તેનું નામ–નિશાન ભૂંસી નાખ્યું. મજહબનું મેદાન સાફ કરી હવે મુસ્તફાએ રાજકીય અને સામાજિક ક્ષેત્રો ઉપર પોતાની નજર દોડાવી. અત્યાર સુધી તુર્કોના બધા જ કાયદાઓ સામાજિક, રાજનૈતિક અને ધાર્મિક કુરાન અને શરિયતને આધારે બનાવવામાં આવ્યા હતા. પણ મુસ્તફાએ અંધવિશ્વાસ, વહેમો અને રૂઢિઓની પરંપરાના આધાર પર રચવામાં આવેલા એ જરીપુરાણા કાયદાને રદ બાતલ કરી દીધા અને તેની જગાએ યુરોપિયન વિશેષજ્ઞોની સલાહ મુજબ નવા કાનૂનો બનાવવામાં આવ્યા. વ્યાપાર સંબંધી કાનૂનોમાં જર્મનીના કાયદાનું અનુકરણ કરવામાં આવ્યું. ફોજદારી

કાયદો ઇટલીના ફોજદારી કાનૂનને આધારે રચાવામાં આવ્યો, અને સિવિલ અથવા સામાજિક કાનૂનો સ્વીટ્ઝરલેન્ડના કાયદાને અનુસરીને બનાવવામાં આવ્યા. આખા સામાજિક તંત્રનું સ્વરૂપ જ બદલાવી નાખ્યું. કૌટુંબિક કાયદાઓમાં ધરમૂળના ફેરફારો થઈ ગયા. ઓઝલ-પડદાનો રિવાજ નાબૂદ થઈ ગયો. એક કરતાં વધારે પત્ની કરનાર પુરુષને ગુનેગાર ઠરાવવામાં આવ્યો. બધી જ બાબતોમાં સ્ત્રીઓને પુરુષના જેટલા જ અધિકારો આપવામાં આવ્યા.

આટલી ભૂમિકા તૈયાર કર્યા પછી તેણે સ્વદેશીની હિલચાલ આરંભી. ઘણા વખતથી તે આખા દેશમાં સ્વદેશીની હવા ફેલાવવાનું સ્વપ્નું સેવતો હતો. 'તુર્કસ્તાન કેવળ તુર્કો માટે'–તેની આ જૂની ઘોષણા ફરીને બુલંદ અવાજે તેણે ગજાવી. તેણે પોતાની નીતિ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરી. 'આપણે સારી સારી વસ્તુઓ બધા દેશો પાસેથી લઈશું, પણ આપણી સ્વતંત્રતાને જરાયે ઊની આંચ ન આવે એ રીતે. અમે દરેક વસ્તુની યોગ્યાયોગ્યતા તુર્કી આંખો વડે જોઈશું. દરેક વસ્તુનું સારાનરસાપણું તુર્કી દૃષ્ટિથી જોઈશું ને તુર્કી માપે જ માપીશું. અમે સંપૂર્ણ રીતે તુર્કોનાં હિતનો જ ખ્યાલ કરીશું.' અને તેણે એક પછી એક કાનૂનો દ્વારા તુર્કસ્તાનને અનેક બાબતોમાં સ્વદેશીમય બનાવી દીધું.

તુર્કી ભાષા ફારસી અને અરબી શબ્દોથી ઠાંસી ઠાંસીને ભરેલી હતી. આ શબ્દો અઘરા, પાંડિત્ય દર્શાવનારા અને જડબાંતોડ હતા. મુસ્તફાએ શોધી શોધીને સહેલા અને અર્થવાહી એવા તુર્કી શબ્દો મૂક્યા. કુરાન અને બાઈબલનું શુદ્ધ તુર્કી ભાષાન્તર કરાવ્યું, અને મસ્જિદો અને દેવળોમાં માદરે-જબાનમાં ઊતરેલાં આ પુસ્તકો જ વંચાય એવો નિયમ કર્યો. મસ્જિદોમાં નમાજ પણ તુર્કી ભાષામાં જ પઢી શકે એવો સખ્ત આદેશ ફરમાવ્યો. એ વખતે ભાષાપાંડિત્યમાં ઇસમત તો એટલે સુધી આગળ વધી ગયો કે મહાસભા સમક્ષ તેણે એક અહેવાલ રજૂ કરેલો તેની મુખ્ય મુખ્ય વાતો પણ કોઈ સમજી શક્યું નહોતું. મુસ્તફાએ એ સ્થિતિનો અંત આણ્યો.

શાળાઓમાં પણ કેળવણીના વાહન તરીકે તુર્કી ભાષા નક્કી કરવામાં આવી. વિદેશીઓ દ્વારા ચાલતી લગભગ તમામ શાળાઓ બંધ થઈ ગઈ. બીજી બાજુ જૂની પુરાણી ઢબે ચાલતાં મદ્રેસા અને મખતબો પણ બંધ થઈ ગયાં. વ્યાપારી સંસ્થાઓને પણ હિસાબ–કિતાબ, પત્ર-વ્યવહાર વિગેરે તુર્કી ભાષામાં જ લખવાની ફરજ પડી–પછી તે તુર્કસ્તાનની હોય કે પરદેશી હોય. વળી પરદેશી વ્યાપારી પેઢીઓને અમુક ટકા સુધી તુર્કી મૂડી રોકવાની અને અમુક હદ સુધી તુર્કી નોકરો રાખવાની ફરજ પાડવામાં આવી. વકીલ, દાક્તર અને વિજ્ઞાની જેવા મોટા મોટા ધંધાઓ તુર્કીને માટે જ સુરક્ષિત રાખવામાં આવ્યા. તુર્કી માલને ઉત્તેજન આપવા માટે, વિદેશી માલ ઉપર મોટી મોટી જકાતો નાખવામાં આવી. સુલતાનના વખતમાં મુસલમાનો શુક્રવાર, યહૂદીઓ શનિવાર અને ખ્રિસ્તીઓ રવિવાર રજાના દિવસ તરીકે પાળતા હતા. મુસ્તફાએ આ જુદા જુદા ચોકા બંધ કરી બધાને માટે એક જ વાર–શુક્રવાર–રજાના દિવસ તરીકે નક્કી કરી દીધો.

બીજી બાજુ દુવા–સલામની મનાઈ કરવામાં આવી. હેટ ઉતારીને હાથ મિલાવવાની યુરોપીય રીત પ્રચલિત કરવામાં આવી. તોલ અને માપ પણ યુરોપીય પદ્ધતિનાં દાખલ કરવામાં આવ્યાં. તેમ જ મહિના, તારીખ, કલાક વિગેરે પણ યુરોપીય પદ્ધતિનાં જ રાખવામાં આવ્યાં.

વળી કેટલીક બાબતોમાં તો મુસ્તફા કમાલ યુરોપિયન કરતાંયે આગળ વધી ગયો. જાહેર રસ્તાઓ ઉપર ભિખારીઓ અને અનાથોનું નામનિશાન પણ રહ્યું નહિ. તેમાંના સશક્તોને કામ આપવામાં આવ્યું, અનાથોને કેળવણી અને અશક્તોને તમામ પ્રકારની સગવડો આપવામાં આવી. પાગલ અને ગાંડા માણસોની મશ્કરી કરવાનું, તેની ઉપર હસવાનું કે તેને હેરાન કરવાનું કામ ગુનો ગણવામાં આવશે એવું તેણે જાહેર કરી દીધું. વિવાહ પહેલાં પતિ–પત્નીનાં શરીરની દાક્તરી તપાસ અનિવાર્ય ગણવામાં આવી.

## ૨૮

આમ મુસ્તફા કમાલે રાષ્ટ્રીયતાના પ્રબળ જુસ્સાના આવેશમાં રાજ્યદંડ હાથમાં લઈ પુરાણા, રૂઢિજડ, ધર્મચુસ્ત અને ઝનૂની તુર્કસ્તાનની કાયાપલટ કરી તેની જગાએ એક સભ્ય, સુસંસ્કૃત અને પ્રગતિમાન દેશ સર્જવા ભારે જહેમત ઉઠાવી. એ માટે તેણે કાયદા તો પાર વિનાના ઘડી કાઢ્યા અને તેનો સખ્તાઈથી અમલ પણ કરવા માંડ્યો. પરંતુ થોડા જ વખતમાં તેણે જોઈ લીધું કે જનતાના હૃદયને માત્ર બાહ્ય કાયદાઓ અને કડક અમલ વડે જ જીતી શકાય નહિ. તેણે જોયું કે જે સુધારા માટે તેના દિલમાં અખૂટ ઉત્સાહ છે તે જ સુધારા પ્રત્યે તેની પ્રજા સાવ ઉદાસીન રહે છે. એટલું જ નહિ પણ હૃદયથી તો આ સુધારા લાદ્યા તેટલી ઝડપથી પ્રજાએ આગળ ચાલવા જ ના પાડી. પ્રજાને આગળ વધારવા માટે ક્ષણે ક્ષણે તેને ચાબુક વાપરવો પડતો હતો. અને જેવું તે ચાબુક ચલાવવાનું બંધ કરતો કે પ્રજા આગળ વધવાનું બંધ કરતી અને ગળિયેલ બળદની જેમ અધવચ્ચે જ બેસી જતી.

આ પરિસ્થિતિથી તે અકળાયો. તેના આત્મવિશ્વાસ ઉપર ભારે આઘાત થયો. હારેલો, થાકેલો, નિરાશ થયેલો તે ઘરની અંદર પડી રહેવા લાગ્યો. બહારની મુશ્કેલીઓને તો તે સારી પેઠે પહોંચી વળ્યો હતો, પણ આ અંદરની મુશ્કેલીને–લોકોનાં હૃદયને–તેણે કેમ કરીને કબજે કરવાં? તેને સૂઝ પડી નહિ, તે મૂંઝાયો. મૂઝવણમાંથી ઉકેલ ન મળવાને લીધે તે અવારનવાર ગુસ્સે થઈ જતો. તેનો સ્વભાવ વધારે ચીડિયો થતો ગયો. બીજી બાજુ તે વધારે ખુશામતપ્રિય અને સંકુચિત દિલનો થવા લાગ્યો. તેના માનસના પ્રત્યાઘાતરૂપે તેની તબિયત પણ બગડતી ગઈ. કોઈ કોઈવાર રાત્રે તેને ઊંઘ પણ આવતી નહિ, અને કેટલીક વાર તો તે દિવસો સુધી પલંગમાં પડ્યો રહેતો.

પણ કોઈ કોઈવાર તેની અખૂટ જીવનશક્તિ તેનો ચમત્કાર બતાવી

જતી. એવા વખતે મુસ્તફા જાણે શક્તિનો ઝરો હોય એવો લાગતો. તેનામાં જુસ્સાનો કોઈ એવો પ્રબળ વેગ આવી જતો કે તે રાતદિવસ સતત કામ કરતાં થાકતો નહિ. આવા વખતે તે રાજ્યકારભારમાં સક્રિય રસ લેતો. બધાં ખાતાંઓના અહેવાલો મંગાવતો. આ અહેવાલો તે કાળજીપૂર્વક જોઈ જતો અને અમલદારોની ભૂલો બતાવતો અને તેમને ધમકાવતો. કોઈવાર મહાસભાની બેઠકમાં હાજરી આપતો ત્યારે પૂરેપૂરો સરમુખત્યાર બની બેસતો. એક વખતે તેણે મહાસભા આગળ એક મોટું ભાષણ આપ્યું હતું. એ ભાષણમાં તેણે તુર્કસ્તાનના આઝાદીજંગનો ક્રમબદ્ધ ઇતિહાસ અને તુર્કસ્તાનનાં ભવિષ્યનાં સ્વપ્નાંઓ વિષે વિસ્તારથી વિવેચન કર્યું હતું. આખી રાતનો ઉજાગરો કરીને તે પોતાના ભાષણ માટે મસાલો તૈયાર કરતો અને બીજે દિવસે આઠ આઠ કલાક સુધી તે મહાસભા સમક્ષ એકધારી રીતે બોલતો. આમ તેનું આ ઐતિહાસિક ભાષણ સાત દિવસ સુધી ચાલ્યું હતું! પંદર રાતના સતત ઉજાગરા અને સાત દિવસનું આઠ આઠ સુધીનું એકધારું ભાષણ—ઊંઘ લીધા વિના અને આરામ કર્યા વિના.

પણ જુસ્સો અને સ્ફૂર્તિ કાયમ ન ટકી રહ્યાં. આટલા પરિશ્રમ અને જ્ઞાનતંતુ પરના દબાણનો પ્રત્યાઘાત પણ એટલા જ જોસથી થતો ત્યારે તે સાવ શિથિલ થઈ જતો, અને ત્યારે તે મન અને શરીરને ઉત્સાહમાં રાખવા શરાબ, જુગાર અને વ્યભિચારના સેવનમાં ગળા સુધી ડૂબી જતો. આ વખતે શાસનની લગામ ઇસ્મતના હાથમાં રહેતી. તે બહુ સંકુચિત, ઇર્ષ્યાળુ અને નિર્દય શાસક હતો. ઉપરાંત તેનામાં કાર્યકુશળતાની ખામી હતી. પરિણામે જનતામાં ફરીને અસંતોષ ફેલાવા લાગ્યો. રાજવ્યવસ્થા બગડવા માંડી. યુદ્ધ પછીના કાળમાં લોકો સુખ અને શાંતિ ઇચ્છતા હતા. પણ ઇસ્મતના શાસનકાળમાં તો એ દુર્લભ થઈ ગયાં હતાં.

મુસ્તફા કમાલને આ પરિસ્થિતિનો ઝાંખો ઝાંખો ખ્યાલ આવી

ગયો હતો. તેનામાં પહેલાંના જેટલો ઉત્સાહ, શક્તિ કે જુસ્સો રહ્યાં નહોતાં. તેનું શરીર નબળું પડી ગયું હતું અને રોજના એકધારા ઘરેડિયા જીવનથી તે હવે કંટાળી ગયો હતો. પોતે વૃદ્ધાવસ્થાના ઉંબરમાં પગ મૂકતો હોય એવું તેને લાગતું હતું.

આ કંટાળો દૂર કરવા તેણે પ્રવાસે નીકળવાનો વિચાર કર્યો. તેને થયું કે જોઉં તો ખરો, ગામડાંના લોકો કેમ જીવે છે? વળી તેણે એમ પણ જોયું કે શાસનતંત્રની લગામ તેના હાથમાંથી ચાલી ગઈ છે. લોકો પણ એમ માનવા લાગ્યા છે અંગોરાના વરુને ઇસ્મતે ચાનકાયાના પાંજરામાં પૂર્યો છે અને ઇસ્મત અને તેના સાથીઓ રાજ્યના સાચા ધણીરણી થઈ બેઠા છે.

આળસ અને નિરાશાની તંદ્રામાંથી તે જાગ્યો. જાગીને તેણે પોતાના આખા શરીરને જોરથી હલાવ્યું, ને તમામ આળસ, તમામ નિરાશા, તમામ નબળાઈ તેણે ખંખેરી નાખી. તેને પોતાની પ્રજાનું હૃદય જીતવું હતું. તેમનાં જીવનનો, તેમનાં સુખદુઃખનો, તેમની ઇચ્છા–અભિલાષાનો, તેમનાં સ્વપ્નોનો તે પરિચય કરવા માગતો હતો. ડૉકટરોએ પણ તેને હવાફેર માટે થોડો પ્રવાસ કરવાની સૂચના આપી હતી. તે પ્રવાસે નીકળ્યો.

સૌથી પહેલાં તેણે જૂની રાજધાની ઇસ્તંબૂલ જવાનો વિચાર કર્યો. અધિકાર પ્રાપ્ત કર્યા પછી પહેલીવાર સુલતાનના એ પાટનગરમાં ધામધૂમથી પ્રવેશ કરવાનું તેણે નક્કી કર્યું, અને તેણે શાહી સ્વાગતની મોટી યોજના તૈયાર કરાવી. આ મહાન પ્રસંગે જનતાને હમેશાં યાદ રહી જાય એવું મહાન કાર્ય કરવાનો પણ મુસ્તફા કમાલે નિશ્ચય કર્યો. ઘણા વખતથી તેણે એક યોજના વિચારી રાખી હતી. એ યોજના હતી રાષ્ટ્રીય લિપિ બદલવાની. આ યોજનાનો અમલ કરવાની તેણે પોતાના મનમાં ગાંઠ વાળી.

અત્યાર સુધી તુર્કી ભાષા અરબી લિપિમાં લખવામાં આવતી હતી. વાંકીચૂંકી અને આડાઅવળા લીટાવાળી અટપટી અરબી

લિપિ શીખવામાં લોકોને ઘણી જ તકલીફ પડતી હતી. સાધારણ બુદ્ધિના માણસો માટે એ કઠણ કામ હતું. તુર્કસ્તાનની નિરક્ષરતાનું સૌથી મોટું આ જ કારણ છે એવી તેની માન્યતા હતી. આ ખામી દૂર કરવાનો એક જ ઉપાય તેને દેખાતો હતો અને તે અરબી લિપિની જગ્યાએ રોમન લિપિ દાખલ કરવાનો. તુરત જ તેણે લિપિના મોટા મોટા વિશેષજ્ઞો અને પંડિતોને બોલાવ્યા. તેમની સાથે રાત–દિવસ ચર્ચા કરી અને તેમની સહાય લઈને રોમન લિપિ તુર્કી ભાષાને અનુકૂળ બનાવવાના કાર્યમાં તે ઉત્સાહપૂર્વક લાગી ગયો. તુર્કી ભાષાના શબ્દોને નવું રૂપ આપ્યું, તેના ઉચ્ચાર પણ રોમન લિપિને અનુકૂળ થાય તેવા કેટલાક ફેરફારો કર્યા, અને આટલા પરિશ્રમ પછી તૈયાર કરેલી નવી લિપિ સૌથી પહેલાં પોતે જ શીખી લીધી. પછી ૧૯૨૮માં તે પોતાની ઇસ્તંબૂલની ઐતિહાસિક મુલાકાતે ઊપડ્યો. ઇસ્તંબૂલની સારી જનતાએ તેનું ભાવભીનું અને શાહી સ્વાગત કર્યું.

મુસ્તફા કમાલે બધા જ વર્ગનાં સ્ત્રી–પુરુષોને શાહી મહેલમાં એકઠાં કર્યાં. એક આલેશાન નૃત્યશાળામાં બધાં આવીને બેઠાં. મંચ ઉપર મુસ્તફા કમાલ અને બીજા અમલદારો બેઠા હતા. પૂરે દમામભેર મુસ્તફા બોલવા માટે ઊભો થયો. કાળા પાટિયા ઉપર તેણે બંને લિપિમાં કેટલાક અક્ષરો લખ્યા. તે બંનેની વચ્ચેના ભેદ બતાવ્યા. રોમન લિપિના ફાયદા અને અરબી લિપિની તકલીફો બતાવી. લિપિ સંબંધી તેણે એક મોટું ભાષણ આપ્યું. મુસ્તફા ભૂલી ગયો કે પોતે એક સરમુખત્યાર છે, અને પ્રજા પણ એ ભૂલી ગઈ. સૌને એમ જ લાગ્યું કે શાળાનો એક વર્ગ ચાલે છે અને અધ્યાપક મુસ્તફા કમાલ વિદ્યાર્થીઓને ભણાવે છે. મુસ્તફા કમાલે અધ્યાપકનો પાઠ બરાબર ભજવી બતાવ્યો.

ઇસ્તંબૂલથી આ શુભ શરૂઆત કરીને અધ્યાપક મુસ્તફા કમાલ તુર્કસ્તાનનાં શહેરે શહેરે ફરી વળ્યો. અસંખ્ય ગામડાંઓની પણ તેણે મુલાકાત લીધી. ઠેકઠેકાણે વિરાટ સભાઓ થઈ અને કાળાં પાટિયાં

ઉપર ચાકની લાકડી વતી અક્ષરો લખી મુસ્તફા કમાલે પ્રજાને નવી લિપિનો પહેલો પાઠ બરાબર ભણાવ્યો. આખા દેશમાં ઉત્સાહનું એક અજબ મોજું ફરી વળ્યું. બાળક, બુઢ્ઢાં, સ્ત્રી, પુરુષ—બધાં જ મુસ્તફા કમાલની આજ્ઞાને અનુસરીને નવી લિપિ શીખવા લાગ્યાં. મુસ્તફા કમાલની નિરાશા, આળસ અને ઉદાસીનતા પણ એમ થઈ ગયાં. તેનામાં એક નવું જીવન—એક અજબ જોશ ફરીને આવ્યું. મુડદાલ મુસ્તફા ફરીને જીવન અને ચેતનથી ભરપૂર પૂરો શાસક બન્યો. જનતાનાં હૃદય ઉપર તેણે ફરીને પોતાનો સિક્કો બેસાર્યો. સારીયે પ્રજાને ખાતરી થઈ ગઈ કે મુસ્તફા કમાલ હજીયે તુર્કસ્તાનનો એક માત્ર શાસક છે. તેની શક્તિ એક ઇંચ જેટલી પણ ઓછી નથી થઈ.

આટલો પ્રચાર કર્યા પછી તેણે એક દિવસ નક્કી કર્યો અને જાહેર કર્યું કે ઠરાવેલી મુદતની અંદર તુર્કસ્તાનના દરેકે દરેક પ્રજાજને આ નવી લિપિ ફરજિયાત રીતે શીખી લેવી જોઈશે. નક્કી કરેલા દિવસ સુધીમાં જો તેઓ આ લિપિ નહિ શીખે તો તેમને સરકારી નોકરીમાંથી રજા આપવામાં આવશે, તુર્કસ્તાનમાંથી દેશનિકાલ કરવામાં આવશે, અથવા તો સરકારને યોગ્ય લાગે તેવી બીજી સજાઓ કરવામાં આવશે. આ નિયમ જેલની અંદર સજા ભોગવી રહેલા કેદીઓને પણ લાગુ પડશે. જો તેઓ આ શરત પૂરી નહિ કરે તો તેમની સજાની મુદત પૂરી થયા છતાં પણ તેમને છોડવામાં આવશે નહિ. નવી લિપિ શીખ્યા પછી જ તે જેલના દરવાજા બહાર પગ મૂકી શકશે.

આખા દેશમાં ખળભળાટ મચી ગયો. સ્ત્રી, પુરુષ, છોકરાઓ ને છોકરીઓ ખેડૂતો અને મજૂરો—બધાં જ આ નવી લિપિ શીખવાના કામમાં લાગી ગયાં. થોડા જ વખતમાં આખા દેશે ઠીક ઠીક પ્રગતિ કરી બતાવી. એક પ્રકારની નવીનતાથી લોકોમાં પણ અજબ ઉત્સાહ આવ્યો અને લોકોના ઉત્સાહનો મુસ્તફાના હૃદયમાં પણ પડઘો પડ્યો. તેના આનંદનો પાર રહ્યો નહિ. ઉત્સાહના આવેશમાં તેણે બીજા કેટલાયે સુધારા કરવા માંડ્યા.

કલા સંબંધી ઇસ્લામનું વલણ વિચિત્ર રહ્યું છે. લગભગ બધી જ લલિતકલાઓનો તેણે નિષેધ કર્યો છે. મનુષ્યના શરીરની મૂર્તિ ઘડવાની કે તેનું ચિત્ર આલેખવાની ઇસ્લામે મનાઈ કરી છે. નૃત્ય અને સંગીતનો પણ તે નિષેધ કરે છે. પશ્ચિમની સંસ્કૃતિ પર આફરીન થયેલો મુસ્તફા કમાલ ઇસ્લામ ધર્મે કરેલા આ નિષેધોને જંગલીપણાની નિશાની માનતો હતો. તેણે લલિતકલાને ઉત્તેજન આપવા માંડ્યું. પશ્ચિમની લલિતકલાઓના વિશારદોને તેણે પોતાના દેશમાં નોતર્યા. તેણે ઠેકઠેકાણે પોતાની છબિઓ અને પ્રતિમાઓ ઊભી કરી ઇસ્લામના આદેશોનું ઉલ્લંઘન કર્યું. આરસમાંથી કંડારેલી સૌંદર્ય અને કલાના નમૂનારૂપ માનવશરીરની નગ્ન આકૃતિઓનો અભ્યાસ અને શિલ્પકલાનું શિક્ષણ આપવા માટે તેણે છોકરા અને છોકરીઓની એક મિશ્ર શાળા શરૂ કરી સહશિક્ષણના આદર્શને અમલમાં મૂક્યો.

પાશ્ચાત્ય સંગીત અને નૃત્યકલાની તાલીમ આપવા માટે પણ તેણે શાળાઓ અને નૃત્યમંડળીઓ શરૂ કરી. નૃત્યને તેણે સભ્યતાના અનિવાર્ય લક્ષણ તરીકે જાહેર કર્યું. ઊંચાં અને આબરૂદાર કુળનાં સ્ત્રી–પુરુષોને નૃત્ય શીખવાની, નૃત્યના ઉત્સવોમાં ભાગ લેવાની ફરજ પાડી. અવારનવાર તે અમીર–ઉમરાવ અને ખાનદાન કુળનાં સ્ત્રી–પુરુષોને આમંત્રણ આપતો અને બધાંને સમૂહનૃત્યમાં ઊતરવાની ફરજ પાડતો. બધાં સ્ત્રી–પુરુષોને પશ્ચિમના નૃત્યમાં ભાગ લેવો પડતો હતો–સ્ત્રીઓને પરપુરુષોની સાથે અને પુરુષોને પરસ્ત્રીઓ સાથે !

સ્ત્રીઓની મુક્તિ અને ઉન્નતિ માટે પણ તેણે એક જબરદસ્ત હિલચાલ શરૂ કરી. પરદા સામે તેણે પોતાનો જોરદાર અવાજ ઉઠાવ્યો. પરદાનો ત્યાગ કરનાર સ્ત્રીઓને તેણે અનેક પ્રકારની સગવડતાઓ આપી. મોટા મોટા હોદ્દા આપ્યા. તેમને ડૉકટર, વકીલ, જજ વિગેરેનો અભ્યાસ કરવામાં મદદ આપી. નગરસભામાં મત આપવાનો અધિકાર આપ્યો. આમ અનેક રીતે તેણે સ્ત્રીઓને પુરુષોની જેટલા જ અધિકાર આપી સરખે દરજજે લાવી મૂકવાનો પ્રયત્ન કર્યો.

તેની બહેન માકા બુલા આ કામમાં તેને ખૂબ મદદ આપતી હતી. તેની અને આફિત નામની એક છોકરીની મદદથી તેણે સામાજિક સેવાનાં મંડળો સ્થાપ્યાં. તેમણે બાળકોની રક્ષા માટે બાળરક્ષા–બિલ ધારાસભામાં પસાર કરાવ્યું. એથી કરીને અમુક ઉમર સુધીના છોકરાને હોટેલમાં, સિનેમામાં કે કારખાનાંમાં નોકરીએ રાખી શકાય નહિ એવું ઠર્યું.

આમ મુસ્તફા કમાલે ખરા અર્થમાં એક ક્રાન્તિકારી સુધારક અને પ્રગતિપ્રેમી શાસનકર્તા તરીકે મેદાન સર કર્યું. ફરી તેણે દફતરો મંગાવ્યાં. રિપોર્ટો વાચ્યા. અમલદારોની ભુલો બતાવી. તેમને ધમકાવ્યા. સૂચનાઓ આપી. હુકમો આપ્યા. ઇસ્મતની પણ અનેક ભૂલો બતાવીને તેની પાસેથી રાજ્યતંત્રની લગામ લેવા માંડી. પણ ઇસ્મત એમ સહેલાઇથી લગામ પાછી સોંપી દે તેવો નહોતો. તેને હવે પોતાની શક્તિમાં વધુ પડતો વિશ્વાસ આવી ગયો. તેણે મુસ્તફાને કાર્યવાહીની સત્તાઓ પાછી સોંપવા ના પાડી. તેણે કહ્યું:

'હું આપની સત્તા કબૂલ કરું છું. ગાઝી જરૂર દેશના પ્રતિનિધિ–રૂપ છે. પણ શાસન ચલાવવાનું કામ તો સરકારનું છે.'

મુસ્તફાએ વળતો જ જવાબ દીધો. 'હું જ સરકાર છું, અને હું જ શાસન ચલાવું છું.'

ઇસ્મતે પણ મુસ્તફા કમાલની દખલગીરી ચુપચાપ સહી લેવા ના પાડી. ઘણા વખતથી તેના હાથમાં સત્તાઓ આવી પડી હતી અને એકચક્રે રાજ્ય કરવાની તેને આદત પડી ગઈ હતી. પોતાના આ અધિકારોને તે ચોંટી રહેવા માગતો હતો. વળી તેને પોતાની બુદ્ધિ અને શક્તિનો ગર્વ પણ આવી ગયો હતો. તેની તબિયત પણ ખરાબ થઈ ગઈ હતી અને મુસ્તફા કમાલની પેઠે તે પણ ગુસ્સાબાજ, ચીડિયો અને નિરંકુશ થતો જતો હતો. પણ મુસ્તફા કમાલને હજીયે તે પાલવે એમ હતું. તેનામાં બુદ્ધિ હતી, શક્તિ હતી, પરિસ્થિતિને પહોંચી વળવાની હિંમત હતી. જ્યારે ઇસ્મત મહાબેવકૂફ હતો. જે કામ તે હાથ ધરતો તેને પૂરાં સમજવાની પણ તેનામાં શક્તિ નહોતી. જો કે તે તો પોતાને

એક મહાબુદ્ધિમાન અને કુશળ રાજ્યકર્તા માનતો હતો. ધીરે ધીરે બંને વચ્ચે મતભેદો વધતા ગયા. પ્રસંગોપાત બંને વચ્ચે તકરારો પણ થવા લાગી. મુસ્તફા કમાલ ખૂબ નારાજ થયો. તે ઇસ્મત ઉપર રોષે ભરાયો. પોતાના હાથ નીચેનો અમલદાર આટલી ઉદ્ધતાઈ કરશે તેનો તો તેને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો.

એ વાત ખરી કે ઇસ્મત વિના તેનું કામ ચાલે તેમ નહોતું. ઘણાં વર્ષોથી તેણે તેના જમણા હાથ તરીકે કામ કર્યું હતું. પણ તેની આવી ઉદ્ધતાઈ ચલાવી લેવા મુસ્તફા કમાલ હરગિજ તૈયાર નહોતો. બીજી બાજુ ઇસ્મતની ઉદ્દંડ, સંકુચિત, સ્વાર્થી અને આપખુદ નીતિથી મહાસભાના સભાસદો તેમ જ પ્રધાનમંડળ સુદ્ધાં—બધાં જ કંટાળી ગયાં હતાં. આખરે મુસ્તફા કમાલે પરિસ્થિતિનો યોગ્ય નિકાલ લાવવાનો અને ઇસ્મતને તેના યોગ્ય સ્થાનનું ભાન કરાવવાનો નિશ્ચય કર્યો.

## ૨૯

૧૯૩૦ના ઉનાળામાં મુસ્તફા કમાલે ઇસ્તંબૂલ પાસેના યાલોવા નામના એક ગામડામાં સમૂહનૃત્યનો જલસો ગોઠવ્યો. તેમાં ભાગ લેવા તેણે બધા જ અમલદારોને નિમંત્ર્યા. નૃત્યનો જલસો પૂરો થયા પછી તેણે ઇસ્મત, ફતેહી અને બીજા થોડા રાજદ્વારી પુરુષોને એક ખાનગી ઓરડામાં બોલાવી તેની સાથે રાજકીય ચર્ચા શરૂ કરી. ચર્ચા દરમિયાન તુર્કસ્તાનના આપખુદ અને સંકુચિત અમલની કડક ટીકાઓ પણ કરવામાં આવી. ચર્ચાએ ગંભીર સ્વરૂપ પકડ્યું. ઇસ્મત અને બીજા રાજકર્તાઓ ઉપર આક્ષેપો મૂકવામાં આવ્યા. ગાઝીએ કહ્યું, 'આ વસ્તુ તમે ધારાસભા સમક્ષ કેમ રજૂ કરતા નથી?'

'ધારાસભાની અંદર આવી ચર્ચા કરવાની રજા જ સરકાર આપતી નથી. અને બહાર પણ અમારે મોઢે તાળાં માર્યાં છે. અંદર કે બહાર ફરિયાદ કરવાની છૂટ જ ક્યાં છે?' એક સભ્યે જવાબ આપ્યો.

ગાઝીએ ઇસ્મત સામે જોયું. પણ તે તો જાણે કાંઈ બન્યું જ ન હોય તેમ મૂંગો મૂંગો ચુપચુપ મીંઢો થઈને બેસી ગયો. જાણે પથ્થર પર પાણી જ જોઈ લ્યો! પણ ગાઝી તેની પાસેથી જવાબ માગતો હોય તેમ તેની સામે જ જોઈ રહ્યો.

'આ કંઈ રાજકીય ચર્ચા કરવાનું સ્થળ નથી. ફતેહી કે બીજા કોઈના આક્ષેપોનો રદિયો હું ધારાસભા સમક્ષ આપીશ' એટલું કહીને તે ગુસ્સાના આવેશમાં પગ પછાડીને ઓરડાની બહાર ચાલ્યો ગયો.

મુસ્તફા કમાલે વિરોધીઓને સાંભળ્યા. તેણે જોયું કે ઇસ્મતની કાર્યનીતિથી દેશ પાયમાલ થઈ ગયો છે. આખા દેશમાં અસંતોષ અને બેદિલી ફેલાવા માંડયાં છે. પરિસ્થિતિ એવી ગંભીર બની ગઈ છે કે તે તાત્કાલિક તોડ માગે છે. તેણે ધારાસભામાં પોતાની નજર તળે એક વિરોધી–પક્ષ ઊભો કરવાનો નિશ્ચય કર્યો. તેની માન્યતા મુજબ આથી એક કાંકરે બે પક્ષી મરે તેમ હતાં. દેશમાં ફેલાતા જતા અસંતોષના જુવાળને એક બિનજોખમી માર્ગ મળશે અને બીજી બાજુ ઇસ્મતની નિરંકુશ સત્તા ઉપર પણ અંકુશ રહેશે. વળી પ્રજાતંત્રવાદી લોકોને પણ પ્રજાતંત્રના આ પડછાયાથી થોડો ઘણો સંતોષ મળી રહેશે.

મુસ્તફા કમાલે પોતાનો આ મહાન અને ગંભીર પ્રયોગ સાવધાની-પૂર્વક શરૂ કર્યો. તુર્કસ્તાનની પહાડી પ્રજાને પહેલી જ વાર તે પ્રજા-તંત્રવાદનું શિક્ષણ આપી રહ્યો હતો. મુસ્તફા કમાલે બંને પક્ષને કહી દીધું કે ધારાસભાગૃહની અંદર એકબીજા પક્ષ ગમે તેટલા જુસ્સાથી લડે, પણ બહાર તો તેઓ એકબીજાના મિત્ર જ હોય તેમ વર્તવું. ધારાસભાની બેઠકમાં તે હાજરી આપતો અને પ્રેક્ષકોની ગેલેરીમાં બેસતો, અને બંને પક્ષોને જરૂરી સૂચનાઓ આપતો. પોતાના આ પ્રયોગને સફળતાથી પાર ઉતારવા તેણે વર્તમાનપત્રો ઉપરથી પણ તમામ અંકુશો ઉઠાવી લીધા.

આટલી પૂર્વતૈયારી પછી મુસ્તફા કમાલે આ પ્રયોગની શરૂઆત સ્મર્નામાં કરવાનો હુકમ આપ્યો. ફતેહી પોતાના આરોપનામા સહિત બોલવા માટે આવ્યો. પણ સ્મર્નાના અમલદારોને મન આ નવી વાત હતી. અત્યાર સુધી કોઈ પણ જાતની ટીકા સાંભળવા ન ટેવાયલા અને હમેશાં પ્રશંસાના પુષ્પહારોથી ટેવાયલા સરકારી અમલદારોને આ રુચ્યું નહિ. તેમણે ફતેહીને ટેકો આપનાર તમામને ગિરફતાર કર્યા, ને ચર્ચા સાંભળવા આવેલા લોકોના ટોળાને બળજબરીથી વિખેરી નાખ્યું.

બીજે દિવસે મુસ્તફા કમાલ અને ઇસ્મત આવી પહોંચ્યા. મુસ્તફા કમાલે હુકમ આપ્યો કે વિરોધી–પક્ષને સાંભળવો જ જોઈએ. અમલદારોને મુસ્તફા કમાલની આ વિચિત્ર વાત સમજાઈ નહિ. તેમના મત પ્રમાણે કોઈ પણ દેશની સરકાર વિરોધ–પક્ષને જીવવા જ ન દે, અને ધારો કે જીવવા દે તો પોતાના તરફથી ઉત્તેજન તો બિલકુલ આપે જ નહિ. પણ આ શું ?

પણ આ પ્રયોગનું પરિણામ કેવું ભયંકર આવવાનું હતું તેનો મુસ્તફા કમાલને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. ઉપર ઉપરથી રમત જેવા દેખાતા આ પ્રયોગે ગંભીર સ્વરૂપ પકડયું. પ્રજા અને અમલદાર–વર્ગ વચ્ચે ઘર્ષણ ઊભું થયું. કેટલાયે વર્ષોથી દબાયેલી પ્રજાશક્તિનો જુસ્સો એકાએક ફાટી નીકળ્યો. જાણે જ્વાળામુખીનું ઢાંકણુ કોઈએ દૂર ખસેડી લીધું ! ૭ ૭ વર્ષોથી સંચિત થયેલો લોકશક્તિનો ધખધખતો લાવારસ બહાર ઊછળવા લાગ્યો.

અંગોરાની ધારાસભામાં ફતેહીની આગેવાની નીચે વિરોધ–પક્ષ ફરીને એકત્ર થયો. તેમણે ઇસ્મતની સરકાર ઉપર સજ્જડ પ્રહારો કર્યા. '૭ ૭ વર્ષોથી ઇસ્મતની સરકાર નિરંકુશ શાસન ચલાવી રહી છે, પણ લોકોની ગરીબાઈ જરા સરખી પણ દૂર થઈ નથી, એટલું જ નહિ પણ ઊલટી વધી છે. દેશની આવકનો તેણે દુરુપયોગ કર્યો છે. નકામા રસ્તાઓ અને બાગબગીચા ઉપર લખલૂટ ખર્ચ કર્યું છે. રેલવેઓ વધારી નાખી

છે. પોતાના જ અંગત લાભને માટે ઇજારાપદ્ધતિ દાખલ કરી. તુર્કીની નાણાંની બજારમાં કંઈ કિંમત રહી નથી. બહારનો વેપાર પડી ભાંગ્યો છે. આમ આખો દેશ આર્થિક પાયમાલીની ખાડીમાં પડ્યો છે. આ બધાને માટે કોણ જવાબદાર? ઇસ્મત અને તેની સરકારની સખ્ત, જડબેસલાખ અને સંકુચિત રાજ્યનીતિ. તેની અજ્ઞાનમૂલક અને અનેક ખામીઓથી ભરપૂર અર્થનીતિ. તેના દેશદ્રોહી, બેઇમાન અને સ્વાર્થી સાથીઓ. દેશને વિનાશના ખાડામાં ધકેલનાર કોઈ પણ હોય તો તે ઇસ્મતની 'અહંકારી, મૂર્ખ અને ઘમંડી સરકાર છે.' ઇસ્મતે પણ સામા એવા જ પ્રહારો કર્યા. બંને પક્ષો વચ્ચે ખૂબ ગરમાગરમ ચર્ચાઓ થઈ. ધારાસભાગૃહ વાગ્યુદ્ધો ખેલવાનું જાણે મેદાન બની ગયું.

પણ ધારાસભાની બહાર તો બને પક્ષોના પ્રતિનિધિઓ વાગ્યુદ્ધ ખેલીને જ અટક્યા નહિ. બંને પક્ષના ઝનૂની અનુયાયીઓ રીતસરની મારામારી ઉપર આવી ગયા. એક બીજાને ગાળો ભાંડવા લાગ્યા, પથ્થરો મારવા લાગ્યા, સામસામી બંદૂકની ગોળીઓ પણ છૂટી. કેટલાક લોહીલુહાણ થયા. એકાદ બે જણ જાનથી માર્યા ગયા.

પ્રતિનિધિઓની આ લડાઈ દેશમાં ફાટી નીકળનારા મહા તોફાનની માત્ર પૂર્વસૂચના જ હતી. વર્તમાનપત્રોને છૂટ મળવાથી કેટલાયે દિવસની એકઠી કરેલી વરાળ તેમણે બહાર ઠાલવી. તેમણે પેટ ભરીને ઇસ્મતની વિરુદ્ધ, તેની સરકાર વિરુદ્ધ, લેખમાળાઓ લખી. એટલું જ નહિ પણ ખુદ મુસ્તફા કમાલને શિરે પણ કેટલાક દોષ લગાવ્યા. લોકો પણ બેધડક રીતે વર્તમાન શાસનની કડક ટીકાઓ કરવા લાગ્યા. પરિણામે આખો દેશ એક છેડાથી બીજા છેડા સુધી અસંતોષના દાવાનળના ભડકામાં સમાઈ ગયો. ગરીબથી માંડીને અમીર સુધી તમામ વર્ગના લોકોએ એક અવાજે તુર્કસ્તાનની વર્તમાન સરકાર સામે વિરોધની રણભેરી બજાવી. વ્યાપારીઓએ, પોતાનો વેપાર પડી ભાંગ્યો અને દેવાળાં કાઢવાનો વખત આવ્યો એનો બધો દોષ ઇસ્મત ઉપર ઢોળ્યો. મોટી મોટી નૌકા—કંપનીઓ,

બેંકો, શરાફો, મહાજનો—બધાંએ ઇસ્મતની સરકાર ઉપર શ્રાપ વરસાવ્યા અને આ બધાં અનિષ્ટનું મૂળ પણ તે જ છે એમ જાહેર કર્યું. ઇસ્મતની સરકારની પનોતી જયાં સુધી દૂર થાય નહિ ત્યાં સુધી દેશમાં સાચી સુલેહ અશક્ય છે એવો પોકાર પાડયો. નાના નાના સરકારી નોકરિયાતોએ પણ મોકો જોઈ પોતાનો અવાજ ઉઠાવ્યો. 'પેટ ભરવા જેટલો પણ પગાર આપ્યા વિના રાતદિવસ ગધ્ધામજૂરી કરવાનું તો અમે ઇસ્મતની સરકારના અમલમાં જ જોયું.' સ્ત્રીઓએ પણ લાગ જોઈ પોતાના અધિકારોની સુરક્ષિતતા માગી. ઉપર ઉપરથી સ્વતંત્રતા અને પુરુષોની બરાબરીના અધિકારો આપીને શું ધાડ મારી દીધી. અમારે તો પહેલાં રોટી જોઈએ પછી બીજા અધિકારો. પણ આ બધા કરતાં સૌથી આકાશ ગજાવી મૂકે અને બહેરા ઇસ્મતના કાન ફોડી નાખે એવો અવાજ તો કિસાનોનો હતો. 'અમને સુખનાં—સમૃદ્ધિનાં—સોનેરી સ્વપ્નો સેવતા કરી દીધા હતા, અમને ઘરની રોટીની, સલામતીની મોહમયી આશાઓ આપી વરસો સુધી ભયંકર લડાઈઓ લડાવી હતી, અમને મોટાં મોટાં વચનો આપી અમારાં ઘરબાર તજાવ્યાં, કુટુંબ તજાવ્યાં, સગાંવહાલાં તજાવ્યાં આખરે આ દિવસ જોવા માટે? ભયંકર ભૂખમરાના ઉદરમાં સમાવા માટે? સાક્ષાત કાળનાં જડબાંમાં જવા માટે? અમારી ગરીબી તો એક તસુ જેટલી પણ દૂર ન ગઈ. ઊલટા અમારા ઉપર કરના બોજા વધ્યા. ઇજારા-પદ્ધતિથી અમારી જરૂરિયાતની ચીજો મોંઘી અને પરિણામે દુર્લભ થઈ. અને એ બધા પછી ભૂખ્યા પેટે બાગબગીચામાં ફરવાનું! રેલવેમાં મુસાફરી કરવાની! કેવી ક્રૂર મશ્કરી! ઠેકઠેકાણે એકત્ર થઈ તેમણે વર્તમાન શાસનપ્રણાલીનો જોરશોરથી વિરોધ કર્યો.

મજૂરો તો સીધા હડતાલ પર જ ગયા. મુસ્તફા કમાલ અને ઇસ્મતનું ખૂન કરવા અનેક ષડ્યંત્રો રચાયાં. બે ચાર વખત પ્રયાસ પણ કરવામાં આવ્યા, પણ એ નિષ્ફળ ગયા. કેટલેક ઠેકાણે હુલ્લડો થયાં, તોફાનો થયાં. રાજ્ય—વિરોધી અને તરફેણ કરનાર પક્ષો વચ્ચે

મારામારી થઈ. અનેક માણસોનાં લોહી રેડાયાં. ભયંકર ખૂનરેજી ચાલી. કુર્દ લોકોએ લાગ જોઈ ફરી બળવો પોકાર્યો. ગામડાંઓ લૂંટતા, ઘરોને આગ લગાડતા તેઓ, સરકારી પોલીસો, અમલદારો ઉપર વરુની માફક તૂટી પડવા લાગ્યા. સેનાપતિ સલિબ પાશાની આગેવાની નીચેનું પંદર હજારનું સૈન્ય પણ આ બળવો દબાવવામાં નિષ્ફળ નીવડ્યું.

કિસાનોએ નાકરની લડત ઉપાડી. મજૂરોએ હડતાલની. ગામડાં અને શહેરો સરકારી તંત્ર સામે ખુલ્લી રીતે લડાઈ લડવા મેદાને પડ્યાં. મુસ્તફા કમાલના દુશ્મનો પણ લાગ જોઈ પરિસ્થિતિનો લાભ લેવા દોડ્યાં. ઐક્ય અને ઉન્નતિસંઘના સભ્યોએ લોકોને ઉશ્કેરવામાં બાકી રાખી નહિ. મુલ્લા અને મોલવીઓ પણ ધર્મભીરુ અને અંધશ્રદ્ધાળુ લોકોને મુસ્તફા કમાલનું આ ખુદાદ્રોહી અને શેતાની રાજ્યતંત્ર તોડી પાડવા સમજાવવા લાગ્યા. લશ્કરી ફોજમાં બેદિલી ફેલાવા માંડી. સિપાહીઓ ને નાના અમલદારોમાં બળવાની ભાવના પ્રસરવા લાગી.

બળવાનું સૌથી ભીષણ અને ભયંકર સ્વરૂપ તો મીનેમન નામના એક શહેરમાં જોવામાં આવતું હતું. શેખ મુહમ્મદ નામના એક દરવેશે જાહેર કર્યું કે 'હું ખુદાનો દૂત છું અને મુસ્તફા કમાલના શેતાની રાજ્ય–અમલમાંથી તુર્કસ્તાનને છોડાવવા માટે અને તમારી ખિદમત કરવા માટે ખુદા તરફથી આવ્યો છું.'

મીનેમનની બજારમાં શેખ મુહમ્મદ એક મોટી સભા આગળ જુસ્સાભર્યું ભાષણ કરી રહ્યો હતો અને લોકોને સરકાર વિરુદ્ધ ઉશ્કેરતો હતો, એટલામાં એક સરકારી અમલદાર ત્યાંથી નીકળ્યો. તેણે શેખ મુહમ્મદને બોલતો અટકાવવા પ્રયાસ કર્યો. પણ નિષ્ફળ. આખરે તેણે શેખ મુહમ્મદનો હાથ ઝાલી તેને નીચે ઘસડવા પ્રયત્ન કર્યો. લોકો ઉશ્કેરાયા, શેખ મુહમ્મદે તેને પકડ્યો ને એક દાતરડા વતી તેની ગરદન કાપી નાખી. પછી તેના માથાના નાના નાના ટુકડા કરતો ગયો. લોકોએ તેના આ કૃત્યને તાળીઓના ગડગડાટથી વધાવી લીધું. એ પ્રાંતનો ગવર્નર પોલીસની ટુકડી સાથે ઘટનાસ્થાન પર પહોંચી ગયો.

પણ લોકોના ટોળાએ તેની ઉપર હુમલો કરી તેને નસાડી મૂક્યો. ગવર્નરે લશ્કરી ફોજ બોલાવી લોકો ઉપર ગોળીબાર કરવાનો હુકમ કર્યો. પણ ફોજે ગોળી ચલાવવાની ના પાડી દીધી.

સુક્કા ઘાસમાં તણખાની પેઠે જોતજોતામાં બળવાની આગ શહેરો અને ગામડાંઓમાં ઝડપથી પ્રસરતી ગઈ. દરવેશો અને મુલ્લાઓ મહિનાઓથી છૂપી રીતે લોકોને ઉશ્કેરતા હતા અને ખુલ્લા બળવાની ગુપ્ત તૈયારીઓ કરી રહ્યા હતા. કોનીઆથી એદ્રેલીઆ અને સ્મર્નાથી બ્રુસ્સા સુધીનાં તમામ ગામડાંઓમાં ગ્રામજનોએ સરકારી અમલદારોને મારી નાખ્યા અથવા ગામ બહાર હાંકી કાઢ્યા. કુર્દ લોકો પણ ઝનૂની બનીને પોતાના જૂના વેરનો હિસાબ પતાવવા લાગ્યા. કોઈ પણ તુર્ક તેમના હાથમાં આવતાં જ તેને ફાંસીએ લટકાવી દેવામાં આવતો.

મુસ્તફા કમાલનો રૂવાબ જે અત્યાર સુધી જનતા ઉપર જામ્યો હતો તે ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. અત્યાર સુધી લોકો એમ માનતા હતા કે મુસ્તફા કમાલમાં કોઈ દિવ્ય શક્તિ છે. પણ હવે તેમની માન્યતા બદલવા લાગી. ૧૯૩૦ના આ બળવાએ મુસ્તફા કમાલ ઉપરનો પ્રજાનો વિશ્વાસ ધોઈ નાખ્યો.

તુર્કસ્તાન અને તેનું નવું પ્રજાતંત્ર જોખમમાં આવી પડ્યું. મુસ્તફા કમાલના કાન ઉપર પોકાર પડ્યો.

'તુર્કસ્તાન ભયમાં છે! પ્રજાતંત્ર જોખમમાં છે.'

મુસ્તફા કમાલે જોયું કે તુર્કીની જનતાને પ્રજાતંત્રની તાલીમ આપવાની તેણે જે રમત માંડી હતી એ માત્ર રમત જ ન રહી પણ આખા દેશમાં પ્રચંડ તોફાનના રૂપમાં પરિણમી. જેને પરિણામે તુર્કસ્તાન અને પ્રજાતંત્ર જોખમમાં આવી પડ્યું. તેની ગણતરી ઊંધી પડી. ધર્મમતને દબાવવા જતાં પ્રજા વીફરી બેઠી. તેણે જોયું કે પ્રજા હજી પ્રજાતંત્રને માટે લાયક થઈ નથી. અને અણધારેલી આવી પડેલી આ આફતમાંથી તુર્કીને અને પ્રજાતંત્રને બચાવવા તે આળસ મરડીને

બેઠો થયો. ફરી તેણે રાજ્યતંત્રની ઢીલી મૂકેલી લગામ તંગ કરી. જૂની વરુએ ભયંકર ઘૂરકાટ કરી પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કર્યું ને સમસ્ત વિદ્રોહી પ્રજા ઉપર પોતાનો પંજો લગાવી તેને પોતાનાં વિકરાળ જડબાંના બરછી જેવા દાંતની પકડમાં લીધી. ખૂન ઉપર આવી ચડેલી અને સરકારી તંત્ર સામે વીફરેલી પ્રજા અંગારાના કાળઝાળ વરુનો પંજો તુરત જ પિછાની ગઈ. તેની સામે જાણે સાક્ષાત કાળ આવીને ઊભો હોય એમ લાગવા માંડ્યું. મુસ્તફાએ સૌથી પહેલાં લશ્કરી કાનૂન જાહેર કરી દીધો. અખબારો ઉપર સખ્ત અંકુશો મૂકી દીધા અને જે જે પત્રોએ સ્થાપિત સરકાર વિરુદ્ધ ઉશ્કેરણી ફેલાવવામાં અગ્ર ભાગ લીધો હતો તે પત્રોના તંત્રીઓને સખ્ત સજાઓ કરી.

ઇસ્મત સાથે પોતાનો ઝઘડો તેણે થોડા વખત પૂરતો પતાવી લીધો. ફરી એકવાર તેણે આખા દેશમાં દમનચક્ર વહેતું મૂક્યું. ઠેર ઠેર વિદ્રોહીઓને પકડી પકડીને કેદ કર્યા, ફાંસીને માંચડે ચડાવ્યા કે ગોળીએ દીધા. કુર્દ લોકોનો બળવો ક્રૂરતાથી દબાવી દેવામાં આવ્યો. દક્ષિણમાં હાથ પડેલા એક એક યુનાનીને તેણે રહેંસી નાખ્યા ને શાંતિ સ્થાપિત કરી. ઇસ્તંબૂલમાં એક એંશી વરસના બુઢ્ઢા દરવીશને રસ્તા ઉપર ઢસરડીને ફાંસીના તખ્તા ઉપર લટકાવી દીધો. સ્મર્નામાં તો તેણે સખ્ત હાથે કામ લીધું. જુલમની અવધિ આવી રહી. વિરોધપક્ષી શેખ મુહમ્મદની ક્રૂરતાને ટપી જાય એવી ક્રૂરતાથી તેણે કુર્દોના અઠ્ઠાવીસ આગેવાનોને કાપી નાખ્યા. એક હજાર વિદ્રોહી તુર્કોને કેદ કર્યા.

પકડાયેલા વિદ્રોહી મુલ્લા અને મોલવીઓ હાથ જોડીને મુસ્તફા કમાલની માફી માગવા લાગ્યા, જેને તેઓ શેતાન, કાફર વિગેરે ગાળોથી નવાજતા હતા તેની આગળ શિર ઝુકાવી હાથ જોડી દર્દભરી આજીજી કરી પોતાનાં જીવનની બક્ષિસ માગવા લાગ્યા, ન્યાયાસન પર બેઠેલા મુસ્તફા કમાલ આગળ ગળગળા અવાજે તેઓ આરજુ કરવા લાગ્યા.

'ગાઝી, હે ખુદાપરસ્ત આદમી, હે ખુદાના દૂત, સાચા મજહબની રક્ષા એક તારા હાથે જ થઈ રહી છે. અમારામાં શેતાને પેસીને

અમને ખોટે રસ્તે દોરવ્યા. પણ અલ્લાતાલાના હે ફિરસ્તા, તેં જ અમને તારી દૈવી તાકાતથી સાચો રાહ બતાવી અમારી બૂરાઈ તરફ ન જોતાં નેકીનો પંથ બતાવ્યો. હવે અમને અભયદાન આપી એક વધારે ભલાઈ કર. અમારા ઉપર રહમ કરી ખુદાની રહમનુયાઈનો અધિકારી થા. ઓ ગાઝી ! તારા હાથમાં તુર્કસ્તાન આબાદ અને આઝાદ રહેશે. જમ્હુરિયત ઝિન્દાબાદ રહેશે.'

પણ ગાઝીની અંગાર–ઝરતી ચંચલ આંખમાં જરાયે ફેરફાર ન થયો. તેમની આજીજી ગાઝીના પથ્થર જેવા હૃદય સાથે અફળાઈને પાછી ફરી ને હવામાં વિલીન થઈ ગઈ. એક પછી એક બધાનો વારો આવ્યો. ફાંસીના તખ્તા ખૂનથી રંગાઈ ગયા. ગાઝીએ મુલ્લા અને મોલવીઓની જમાતને તુર્કીમાંથી સાફ કરી નાખી.

જોતજોતાંમાં સારા દેશમાં વિદ્રોહની આગ બુઝાઈ ગઈ. બળવો શમી ગયો. અસંતોષનો અવાજ દબાઈ ગયો. નાનાં મોટાં સ્ત્રી–પુરુષ, મોલવી, મુલ્લા, કુર્દ–પ્રુર્દ–તમામ સરમુખત્યારની પ્રચંડ શક્તિનો અનુભવ કરવા લાગ્યાં. જે લોકોને મુસ્તફા કમાલની દૈવી શક્તિમાં વિશ્વાસ નહોતો રહ્યો તેઓ બમણો વિશ્વાસ ધરાવવા લાગ્યા. એક વાર ફરીને મુસ્તફા કમાલની તાકાતનો પરિચય તુર્કી જનતા પામી ગઈ અને પોતાના શક્તિમાન નેતા તરફ શ્રદ્ધા અને ભાવથી તે જોવા લાગી. સારાયે દેશ ઉપર મુસ્તફા કમાલનો રૂઆબ ફરી જામી ગયો. મુલક ઉપર ફરીને તેનો સિક્કો બેસી ગયો. મુસ્તફા કમાલે હવે રાજ્યની લગામ પોતાના હાથમાં જ રાખી અને પોતાની જ દેખરેખ નીચે રાજ્યનો અમલ ચલાવવાનો પાકો નિશ્ચય કરી લીધો.

સૌથી પહેલાં તો અત્યાર સુધી જે સત્ય હકીકતો તેનાથી છુપાવવામાં આવી હતી તે મેળવવાનો તેણે નિશ્ચય કર્યો. તે ફરીને સારાયે મુલકના પ્રવાસે નીકળ્યો. પ્રજાના સંસર્ગમાં આવ્યો. તેમનાં દુઃખો અને મુશ્કેલીઓ જાણવાનો પ્રયાસ કર્યો. તેમની તકલીફોથી વાકેફ થયો.

મુસ્તફા કમાલે જોયું કે પરિસ્થિતિ ધાર્યા કરતાં ક્યાંયે વધારે

બગડી ગઈ હતી. અને તેમાં ધરમૂળથી સુધારો કરવા માટે તેણે યોજના ઘડી કાઢી. તેણે જોયું કે તુર્કસ્તાનને સ્વતંત્ર કર્યા પછી પણ તેને સુખી અને આબાદ બનાવવાની જવાબદારી હજી પોતાને શિરે જ છે. પ્રજાને સુખી કરવાની–કેળવવાની–દૃષ્ટિથી જ સરમુખત્યારી–શાસન ચલાવવું જોઈએ એમ પણ તેને લાગ્યું. પ્રજાતંત્રને માટે હજી વખત પાક્યો ન હતો. આ પરિસ્થિતિમાં સરમુખત્યારી–શાસન જ શક્ય અને લોકોને માટે હિતકારી હતું–માત્ર એકજ શર્તે કે એ શાસન લોકોનાં હિતની દૃષ્ટિએ જ ચલાવવામાં આવે.

વિરોધી પક્ષ ઊભો કરવાનો તો હવે સવાલ જ રહ્યો નહોતો, કારણ કે ફતેહી તેના સાથીદારો સહિત, તેણે જે ધાંધલ મચાવ્યું હતું તેનું ભયંકર પરિણામ ભોગવવા, પહેલાં જ નાસી ગયો હતો.

સૌથી પહેલાં તેણે 'લોકસમિતિ'માં મૂળભૂત ફેરફારો કર્યા. આ સમિતિ હવે માત્ર શાસનના વાહન તરીકે જ નહિ રહે પરંતુ જનતાને કેળવવાનું કામ પણ તેને શિરે જ રહેશે. ધીમે ધીમે જનતાને કેળવણી આપી વખત આવે તેને પ્રજાતંત્ર માટે એટલે સુધી લાયક બનાવશે કે આખરે પ્રજા જ પોતાનું તંત્ર ચલાવવા શક્તિમાન થશે. આ દૃષ્ટિએ તેણે 'લોકસમિતિ'ની રચનામાં ઘણા ફેરફારો કર્યા.

મુસ્તફા કમાલે લોકસમિતિના મુખ્ય મંત્રી સીફતને રજા આપી અને મહાસભામાં પણ નવી ચૂંટણી કરાવી. નેવું ટકા જેટલા પ્રતિનિધિ કિસાન, મજૂર અને કારીગરવર્ગમાંથી તેણે લીધા. બીજા થોડાક માણસોનો તેણે વિરોધ–પક્ષ બનાવ્યો. સરકારી અમલની ટીકા કરવાનો તેમને હક્ક આપ્યો, પણ તે અમુક હદ સુધી જ.

તુર્કી પ્રજામાંનો તેનો અચલ વિશ્વાસ હજી એવો ને એવો જ હતો. પ્રજાને રાજકારણની તાલીમ આપી તેને તે રાષ્ટ્રની જવાબદારીનો બોજો ઊંચકી શકે એવી બનાવશે. પ્રજાને પ્રગતિ તરફ દોરી જઈ એક દિવસ પ્રજાતંત્રનો અજેય ગણાતો કિલ્લો પણ તે સર કરશે. પણ પ્રજાતંત્રનું વૃક્ષ ઉગાડવા પહેલાં હજી કેટલીક પ્રાથમિક ખેડ બાકી હતી.

૧૯૩૨માં તેણે કહ્યું હતું તેમ 'હમણાં જનતા રાજકારણના કીચડામાં ન પડે તો સારું. અત્યારે તો તેમણે ખેતીવાડી, હુન્નર, ઉદ્યોગ વિગેરેમાં પોતાની તમામ શક્તિ ખરચી તેમાં ઉન્નતિ સાધવી જોઈએ. હજી દસ પંદર વર્ષ મારે જ રાજ્ય કરવું જોઈએ. એ પછી જ હું પ્રજાને ગમે તે કરવાની છૂટ આપી શકું એ સ્થિતિએ લઈ જઈશ.'

એ પછીનાં વર્ષોમાં તુર્કી પ્રજાને તેના આખરી નિશાન પર લઈ જવા માટે તેણે ભારે જહેમત ઉઠાવી. આ ૭ વર્ષોમાં ૧૯૩૦ના વિદ્રોહ પછી તુર્કસ્તાનના કલ્યાણનું જે સ્વપ્ન તેણે સેવ્યું હતું તેને પૂરું કરવા તેણે તનતોડ પ્રયાસો કર્યા અને એ સ્વપ્ન ધીરે ધીરે પાર પણ પડવા લાગ્યું. અને વિધાતાએ જો તેની જીવનદોરી અધવચ્ચેથી જ ન કાપી નાખી હોત તો કદાચ તેનું સ્વપ્ન પરિપૂર્ણ થઈ ગયું હોત. છતાંયે એ ૭ વર્ષના તેના પરિશ્રમનું ફળ તો અચૂક આવ્યું જ છે.

એ ૭ વર્ષ દરમિયાન તેણે કેટલાંયે એવાં કાર્યો હાથ ધર્યાં અને પૂરાં કર્યાં કે જેને લઈને તુર્કસ્તાન દુનિયા સમક્ષ ગર્વોન્નત મસ્તક રાખી શકે તેમ છે. તેનાં આ કાર્યોને માટે તેનું નામ તુર્કસ્તાનના ઇતિહાસમાં જ નહિ પણ જગતના ઇતિહાસમાં અમર રહેશે. તેણે માત્ર તુર્કસ્તાનમાં રાજકીય ક્રાન્તિ જ નથી કરી પણ સામાજિક, ધાર્મિક, કેળવણી અને સંસ્કૃતિનાં ક્ષેત્રોમાં પણ ધરમૂળથી ફેરફારો કરી સારાયે તુર્કસ્તાનનું સ્વરૂપ બદલાવી નાખ્યું. નૂતન તુર્કસ્તાનને જોઈને પચીસ પચાસ વર્ષ પહેલાંનું જ નહિ પણ આઠ દસ વર્ષ પહેલાંના તુર્કસ્તાનનો ખ્યાલ ન આવે એટલે સુધી તેનું સ્વરૂપ બદલાઈ ગયું છે.

જે પ્રજાતંત્રની સ્થાપના કરવા માટે તે ઝંખતો હતો અને જેને માટે તેણે ફરીને સરમુખત્યારી–શાસનની લગામ પોતાના હાથમાં રાખી હતી તે પ્રજાતંત્રની સૌથી મોટી શરત તેણે બળવો શમાવ્યા પછી માત્ર બે ત્રણ વર્ષમાં જ મંજૂર કરી. ૧૯૩૪માં જ તેણે ૨૩ વરસ કે એથી વધારે ઉમરના દરેક સ્ત્રી–પુરુષને મતાધિકાર આપ્યો. એ પછી તે જીવ્યો ત્યાં સુધી જનતાને વધારે ને વધારે અધિ-

કારો સોંપતો ગયો. સ્ત્રી–પુરુષોને સમાન અધિકારો આપવામાં અને સારાયે તુર્કસ્તાનનાં તમામ બાળકોને ઊંચા દરજ્જા સુધીની કેળવણી આપવામાં તેણે સૌથી વધારે ધ્યાન આપ્યું. પરિણામે તુર્કસ્તાનમાં સુશિક્ષિત સ્ત્રી–પુરુષોની સંખ્યા પહેલાંના સુલતાનોના કોઈ પણ કાળ કરતાં અનેકગણી વધારે થઈ. વસ્તીના લગભગ ૫૦ ટકા શિક્ષણનાં અધિકારી બન્યાં, જ્યારે પહેલાં માત્ર દસ કે પંદર ટકા જ માણસો ભણી શકતાં હતાં. પરદાની પ્રથા તો કોઈ જૂના જમાનાની ગઈ–વીતી વાત બની ગઈ. સ્ત્રીઓ રાજકારણમાં સ્વતંત્રતાથી ભાગ લેવા લાગી. સ્ત્રી અને પુરુષને આગળ વધવા માટે સમાન અધિકારો મળી ગયા.

રશિયાની સાથે તુર્કસ્તાનની સારી દોસ્તી જામી ગઈ. તુર્કસ્તાનની આર્થિક ઉન્નતિમાં રશિયાએ તેને ઘણી મદદ આપી એ બદલ તુર્કસ્તાન તેનું ઋણી રહેશે. જો કે મુસ્તફા કમાલ સમાજવાદી નહોતો, તેમ તેણે રશિયાના સમાજવાદને પણ અપનાવ્યો નહોતો, છતાંયે કેટલીયે બાબતોમાં તેણે રશિયાનું અનુકરણ કર્યું. સાર્વજનિક કેળવણી અને સ્ત્રીઓની પ્રગતિની બાબતમાં તે રશિયાને પગલે ચાલ્યો. ૧૯૩૭થી તુર્કસ્તાનમાં રેલવે, સ્ટીમરો વિગેરે તમામ આવ–જાનાં સાધનો તથા કારખાનાં, મિલો વિગેરે ઉત્પાદનનાં સાધનોને તેણે રાષ્ટ્રીય માલિકીનાં બનાવી દીધાં. કાપડનો ઉદ્યોગ તો લગભગ રાજ્યના જ હાથમાં આવી ગયો. કાપડની એક મોટી મિલ જેમાં તુર્કીની જરૂરિયાતના ચોથા ભાગ જેટલું કાપડ ઉત્પન્ન થાય છે તે ૧૯૩૬થી જ રાજ્યની માલિકીની બની ગઈ છે. ખેતીમાં શાસ્ત્રીય સુધારાઓ કરવામાં આવ્યા, એટલું જ નહિ પણ કિસાનોને બધી જ જાતની મદદ કરવામાં આવી. એ માટે દરેક જિલ્લામાં ખેતીવાડી–ખાતાની શાખાઓ સ્થાપવામાં આવી.

લોકસમિતિ તરફથી લગભગ બધાં જ શહેરોમાં સાર્વજનિક ભવન બાંધવામાં આવ્યાં. સ્ત્રી–પુરુષોના મનોરંજન માટે જાતજાતની વસ્તુઓ, રમતગમતનાં સાધનો વિગેરે રાખવામાં આવ્યાં. એ ઉપરાંત લોકશિક્ષણનો પણ ત્યાં પ્રબંધ કરવામાં આવ્યો. થોડા વખત સુધી અહીંથી તાલીમ

મેળવીને હજારો જુવાનો પ્રેરણા અને શિક્ષાદીક્ષા મેળવી ગામડાંઓની સેવા કરવા લાગી ગયા. વળી રમતાં રમતાં સહજપણે અહીં વિવિધ જાતના ઉદ્યોગોનું પણ શિક્ષણ આપવામાં આવ્યું. ૧૯૩૬માં આવાં ભુવનોની સંખ્યા ૧૪૦ હતી. આજે એ સંખ્યા ઘણી જ આગળ વધી ગઈ છે અને ઉન્નતિ માટે એ બધાં ભુવનો નૂતન તુર્કીની સંસ્કૃતિનાં ધામ બની ગયાં છે.

તેના શાસનકાળ દરમિયાન ચિત્રપટનો પણ ખૂબ પ્રચાર થયો અને હજી તે કૂદકે ને ભૂસકે આગળ વધતો જાય છે. લોકશિક્ષણના કાર્યમાં ચિત્રપટ અગત્યનો ફાળો આપે છે. જનસુખાકારીના સવાલ ઉપર પણ મુસ્તફા કમાલની સરકારે અધિક ધ્યાન આપ્યું છે. કેટલાયે ભયંકર અને ચેપી રોગોને તો તેણે જડમૂળથી નેસ્ત નાબૂદ કરી નાખ્યા છે. તુર્કસ્તાનમાં પહેલેથી જ એક પ્રકારનો આંખનો રોગ ચાલ્યો આવતો હતો. એ રોગનો ભોગ થઈ પડેલા લોકો થોડા વખત પછી આંધળા બની જતા હતા. ૧૯૨૫થી તુર્કીની સરકાર આ રોગને નામાવશેષ કરવા માટે પ્રયત્ન કરતી હતી, પરિણામે તુર્કસ્તાનમાં આજે એ રોગ નહિ જેવો બાકી રહ્યો છે. એ પ્રમાણે બીજા કેટલાય આક્રમણાત્મક રોગો નામશેષ કરવામાં આવ્યા છે. આપણે ત્યાં બંગાળમાં જેટલો મેલેરિયા કેર વર્તાવે છે એથી યે વધારે કેર તેણે તુર્કસ્તાનમાં વર્તાવ્યો હતો, પણ એ રોગને નાબૂદ કરવા માટે તુર્કીની સરકારે ભારે જહેમત ઉઠાવી અને આખરે એ કાર્ય પાર ઉતારી તુર્કીના કરોડો ગરીબ પ્રજાજનોના આશીર્વાદ મેળવ્યા. મચ્છરોનો નાશ કરવા માટે તુર્કીની સરકારે કરોડો રૂપિયાનું ખર્ચ કર્યું છે અને હજી પણ કરી રહી છે. પરિણામે સરકારને આ કાર્યમાં ઠીક ઠીક સફળતા પ્રાપ્ત થઈ છે.

જૂના તુર્કસ્તાનમાં વ્યવહારનાં સાધનો ગાડી ઘોડા વિગેરે હતાં. રસ્તાઓ પણ અત્યંત ખરાબ હતા. છેલ્લે છેલ્લે થોડી ઘણી રેલવે-લાઈન હતી. પણ તેની માલિકી વિદેશી કંપનીઓની હતી. મુસ્તફા કમાલની નવી સરકારે પોતે જ રેલવેની માલિકી હાથ ધરી અને નવી

લાઈનો બનાવવાનું કાર્ય પણ મોટા પાયા ઉપર ઉપાડયું. ઉદ્યોગ-ધંધાની ઉન્નતિના કાર્યમાં રેલવેનો અભાવ એક મોટી અડચણરૂપ હતો. ૧૯૨૫થી માંડીને ૧૯૩૫ સુધીના એક જ દસકામાં તુર્કીની નવી સરકારે દોઢ હજાર માઈલ કે એથીયે વધારે રેલવે લાઈન બાંધીને આ દિશામાં ઠીક ઠીક પ્રગતિ સાધી. આજે પણ એ કાર્ય ત્વરિત ગતિથી આગળ વધ્યે જાય છે. આ ઉપરાંત મુસ્તફા કમાલે રાષ્ટ્રની રક્ષા માટે નૌકાસૈન્ય અને હવાઈ જહાજનું બળ પણ ઠીક ઠીક વધારી દીધું.

સામાજિક ક્ષેત્રમાં મુસ્તફા કમાલની સરકારે જે ક્રાન્તિકારી ફેરફારો કર્યા છે તેનો ઉલ્લેખ આગલા પ્રકરણમાં થઈ ગયો છે. એ ઉપરાંત મુસ્તફા કમાલે એક કાનૂન દ્વારા બધા જ મુલ્લા અને મોલવીઓને કેવળ મસ્જિદ સિવાય બીજી બધી જગાએ સામાન્ય નાગરિકનો પોશાક-કોટ પાટલૂન હેટ ઇત્યાદિ-પહેરવાની ફરજ પાડી. આ કાનૂનને અનુસરીને તેમને મુલ્લાનો પોશાક પહેરીને ચોવીસે કલાક આમજનતામાં પહેલાંની પેઠે ફરવાની છૂટ બંધ કરી દીધી. આમ કરીને તેણે કહેવાતા ધર્મનું પ્રાધાન્ય સાવ ઓછું કરી નાખ્યું. વળી શુક્રવારની રજાને બદલે રવિવારનો દિવસ રજા તરીકે નક્કી કરવામાં આવ્યો.

આવી રીતે મુસ્તફા કમાલે પોતાના જીવનની છેલ્લી પળ સુધી તુર્કી પ્રજાને પ્રગતિને પંથે લઈ જઈ તેને દુનિયાભરનાં ઉન્નત રાષ્ટ્રોની હરોલમાં મૂકવા માટે તનતોડ પ્રયાસો કર્યા. તુર્કી પ્રજાની ભલાઈને માટે, તેનો માન મરતબો વધારવા માટે, દુનિયામાં તેની ઇજ્જતનો ડંકો વગાડવા માટે તેણે કંઈ પણ કરવામાં બાકી રાખ્યું નહિ. તુર્કસ્તાન જેવા એક પ્રાથમિક દશામાં રહેતા અને પાછળ પડી ગયેલા દેશને જલદી આગળ લાવવા માટે તેને કડક હાથે કામ લીધું એ વાત ખરી, પણ તુર્કસ્તાનની એ ધર્મઝનૂની, અંધવિશ્વાસુ, અને રૂઢિજડ પ્રજા માટે મુસ્તફા કમાલે આપખુદી સાથે પ્રજાહિતની જે ભાવના ધરી હતી તેની તો પ્રસંશા જ કરવી જોઈએ. પ્રજાના ઘડતર માટે આખરે તો ભલમનસાઈ, પ્રેમ અને સમજાવટનાં જ શસ્ત્રો કામ કરે

છે એ વાત મુસ્તફા કમાલ સમજી ગયો હતો. એટલે તો તુર્કસ્તાનની અંદરના અને બહારના તમામ શત્રુઓનો નિકાલ લાવ્યા પછી તેની નજર સામે એક જ નિશાન તે જોતો હતો. તેની આગળ એક જ સવાલ હતો, જે તે હમેશાં કહેતો. 'મેં શત્રુઓને જીત્યા. મેં દેશને જીત્યો. પણ હું લોકોનાં હૃદય જીતી શકીશ ?' અને ૧૯૩૨ પછીની તેની તમામ પ્રવૃત્તિ આ ધ્યેયની પ્રાપ્તિને માટે જ હતી.

તુર્કસ્તાનની પ્રજાએ પોતાના નેતાને, પોતાના તારણહારને, આખરે પિછાન્યો અને જગતનો કોઈ પણ રાષ્ટ્રનાયક ઇર્ષ્યા કરે એવું પદ તુર્કસ્તાનની પ્રજાની પ્રતિનિધિરૂપ રાષ્ટ્રીય મહાસભાએ પોતાના રાષ્ટ્ર-નાયકને આપ્યું. તેની નજરમાં હવે મુસ્તફા કમાલ એક લશ્કરી અમલદાર નહોતો, એક બાહોશ સેનાપતિ માત્ર નહોતો, દુશ્મનોને હાંકી કાઢનાર એક રાષ્ટ્રવીર માત્ર નહોતો પણ એ બધાં જ ઉપપદો જેમાં સમાઈ જાય એવું મહાન પદ તેણે પ્રાપ્ત કર્યું હતું: 'કમાલ આતા તુર્ક !' તુર્કોનો પિતા ! કેવું સાદું અને છતાંય કેવું સચોટ અને અર્થવાહી એ બિરુદ ! સાચેસાચ એક કઠોર પિતા પોતાના પુત્રને દુનિયામાં આગળ લાવવા માટે જેટલા વાત્સલ્યથી, જેટલા પ્રેમથી, જેટલા ખંત અને ઉત્સાહથી, કડકાઈ અને એકનિષ્ઠાથી કામ કરે તેટલા જ વાત્સલ્ય, પ્રેમ, ખંત, કડકાઈ અને એકનિષ્ઠાથી દુનિયાની નજરમાં તુર્કસ્તાનને આગળ લાવવા માટે તુર્કોના પિતા કમાલ આતા તુર્કે કામ કર્યું. તેના મરણ પહેલાં થોડા મહિના અગાઉ મુસ્તફા કમાલે પોતાની સ્થાવર–જંગમ તમામ મિલકત રાષ્ટ્રને ચરણે સોંપી દીધી અને કમાલ આતા તુર્કનું બિરુદ યથાર્થ સિદ્ધ કરી બતાવ્યું.

જો કે તે એક સરમુખત્યાર હતો, પણ એ મુસોલિની કે હિટલર કરતાં ક્યાંય જુદો હતો. મુસોલિની અને હિટલર બીજાના દેશો પર ફાઝીવાદ અને નાઝીવાદનો ક્રૂર પંજો ઉગામી તેમની સ્વતંત્રતા કચડી નાખી દેશના દેશ હજમ કરી જાય છે. જ્યારે બીજા દેશની એક ઇંચ સરખી જમીન પડાવી લેવાનો ખ્યાલ તેને સ્વપ્ને પણ આવ્યો નહોતો. એ

તો માત્ર પોતાના દેશની સ્વતંત્રતા ચાહનાર 'જીવો અને જીવવા દો' ના સિદ્ધાંતનું અક્ષરશઃ પાલન કરનાર એક ન્યાયી માનવી હતો. સામ્રાજ્યલિપ્સાનો બિલકુલ અભાવ એ જ તેની મહત્તા હતી.

૧૯૩૮ના નવેંબર માસની તેરમી તારીખે તુર્કોનો એ પિતા મૃત્યુશય્યા પર પોઢ્યો. તુર્કસ્તાનને જગતનું એક નમૂનેદાર પ્રજાતંત્ર ઘડવાનું તેનું કાર્ય અધૂરું મૂકીને એ મહાન તુર્ક આ દુનિયાની પેલી પાર ચાલી નીકળ્યો, સારુંયે તુર્કસ્તાન તે શોકમાં ડૂબી ગયું. તુર્કસ્તાનનો એકેએક પ્રજાજન, આબાલવૃદ્ધ સૌ કોઈએ પોતાના પ્યારા પિતાની પાછળ આંસુ સાર્યાં.

તેની શબયાત્રામાં હજારો માણસોએ ભાગ લીધો. લગભગ એક લાખ જેટલાં માણસો પોતાના એ બહાદુર અને પ્યારા પિતાનાં આખરી દર્શન કરવા માટે તેની કબર પાસેથી પસાર થયાં. એ વખતે લોકોની-સ્ત્રી, પુરુષો અને બાળકોની–એટલી ભીડ હતી કે અગિયાર માણસ કચડાઈ જઈ મૃત્યુને શરણ થયાં અને સેંકડો સ્ત્રીઓ અને બાળકો બેભાન બન્યાં. છતાંયે આતા તુર્કનાં આખરી દર્શન કરવા માટે તેઓ પોતાનો જાન કુરબાન કરવા પણ તૈયાર હતાં! તુર્કી પ્રજાનો પોતાના નેતા પ્રત્યેનો એ પ્રેમ હતો. ઇસ્તંબૂલની વિદ્યાપીઠ અને શાળાઓના લગભગ ત્રીસ હજાર જેટલા વિદ્યાર્થીઓ પણ આખરી અંજલિ આપવામાં સામેલ હતા. તેના જીવનનાં છેલ્લાં વર્ષોમાં તેણે જે પ્રેમ સંપાદન કર્યો હતો તેનું એ પ્રતીક હતું. અને પ્રજાએ જેટલો આતા તુર્કનો પ્રેમ સંપાદન કર્યો હતો એથીયે વધારે પ્રેમ અને વિશ્વાસ આતા તુર્કને પોતાની પ્રજામાં–તુર્ક પ્રજામાં–હતાં. એક વખત તેણે પોતાની પ્રજામાં રહેલો આ અચલ વિશ્વાસ તેમની જ સમક્ષ નીચેના જોરદાર શબ્દોમાં વ્યક્ત કર્યો હતો.

'હું બધીયે પ્રજાઓના સંસર્ગમાં આવ્યો છું. મેં તેમને ઓળખવાનો પ્રયાસ કર્યો છે. ગોળીઓના વરસાદ વચ્ચે, મોતના ઊતરતા ઓળાઓ નીચે, યુદ્ધના મેદાનમાં–જ્યાં કોઈ પણ પ્રજાનું અસલ સ્વરૂપ સાવ ઉઘાડું થઈ જાય અને સહેલાઈથી જોઈ શકાય છે ત્યાં, મેં બધી

પ્રજાની કસોટી કરી જોઈ છે, અને એ મારા બહાદુર લોકો ! હું તમારી આગળ સોગંદપૂર્વક સત્ય હકીકત રજૂ કરું છું કે આપણા રાષ્ટ્રનું આત્મબળ, જગતની બીજી બધી પ્રજા કરતાં ચડિયાતું માલૂમ પડ્યું છે.

'હું તમને હાથ ઝાલીને આપણા આખરી નિશાન સુધી મજલ કરાવીશ. અને જયાં સુધી તમારા પગ અદ્ધર હવામાં નહિ, પણ જમીન ઉપર જ મંડાશે ત્યાં સુધી તમને માર્ગદર્શન કરતો રહીશ. પછી તમે તમારી મેળે તમારી મરજી મુજબનું રાજ્યતંત્ર ચલાવજો, પણ મારું જીવનકાર્ય પૂરું થશે.'

પણ તેનું જીવનકાર્ય ટોચે પહોંચતાં પહેલાં જ ખુદાએ તેને ઉપાડી લીધો અને એ કામ કર્નલ ઇસ્મતના હાથમાં સોંપવામાં આવ્યું.

તુર્કસ્તાનના એ મહાપુરુષના મૃત્યુના સમાચાર જગતભરમાં પ્રસરી ગયા અને જગતના ખૂણે ખૂણેથી તેને અંજલિઓ આપતા તાર છૂટ્યા. આપણા દેશના સૌથી મહાન પુરુષ મહાત્માજીએ પણ તેને ભાવભીની અંજલિ અર્પી હતી. આખા મુસ્લિમ–જગતે પોતાની કોમના એ બહાદુર સિપાહસાલારને અંજલિ આપી. સર તેજ બહાદુર સપ્રુએ તેને નીચેના શબ્દોમાં અંજલિ આપી હતી.

'જો કોઈ એવો સરમુખત્યાર હોય જેને હું ખરા દિલથી અને ઉત્સાહપૂર્વક વખાણતો હોઉં તો તે કમાલ આતા તુર્ક હતો. કમાલ અને તેના તુર્કી વિષે મેં પુસ્તકોમાં જે વાંચેલું અને યુરોપ તેમ જ હિંદના લોકો પાસેથી સાંભળેલું એ પછી તુર્કી અને તુર્કીના રાષ્ટ્રવિધાતા પ્રતિ આકર્ષાઈને મેં તુર્કીની મુલાકાત લીધી. ઇસ્તંબૂલ અને તેની આજુબાજુનાં ગામડાંઓની મુલાકાત લીધી. મેં મુસ્તફા કમાલ પાશાને પણ જાતે જોયા. તુર્કીની ભાગ્યે જ કોઈ એવી ચળવળ હશે જે મેં જાતે ન જોઈ હોય. અને જાતે જોઈ ન હોત તો હું માની પણ શકત નહિ કે ફકત એક જ માણસ પોતાનાં બળ અને અસરથી લડાઈના મેદાનમાં અનેક વખત હારેલી પ્રજાને સંગઠિત કરી તેને વિજય અપાવી થોડાં જ વર્ષોમાં તેની કાયાપલટ કરી નાખી શકે.

મુસ્તફા કમાલ ન હોત તો તુર્કસ્તાન દુનિયાના નકશામાંથી ભુંસાઈ જાત. તુર્કીમાં મેં જે જે જોયું અને ત્યાંના લોકો પાસેથી જે જે વાતો મને સાંભળવા મળી એ ઉપરથી હું એવા અનુમાન પર આવ્યો છું કે મુસ્તફા કમાલે તુર્કસ્તાનમાં એક ચમત્કાર કરી બતાવ્યો. ખરેખર તેણે કમાલ કરી બતાવી. કમાલના અવસાનથી તુર્કી પ્રજાને જ નહિ પણ માનવજાતને ખોટ પડી છે. એ જગતની ખોટ છે. કમાલ આતા તુર્ક વતનનો સાચો આશક હતો, તારણહાર હતો, વીર હતો. તેનું નામ દુનિયાના ઇતિહાસમાં અમર રહેશે. ઇરાનના મહાન મુસ્લિમ શાયર 'હાફીઝ'ના શબ્દોમાં કહીએ તો

**હરગેઝ ન મીરદ આન કે**
**દીલશ ઝીંદા શુદ બા ઇશ્ક**
**સબ્ત અસ્ત બરજારી દએ**
**આલમ દાવએ મા**

'ઇશ્કના તત્ત્વવાળું જીગર ધરાવનાર માણસ કદી મરતો નથી. એનું નામ દુનિનાના તખ્ત ઉપર અમર રહે છે.'

અને સાચેસાચ મુસ્તફા કમાલ ઇશ્કના તત્ત્વવાળું જીગર ધરાવનાર માણસ હતો. એટલે તે મર્યા છતાંયે અમર છે. પોતાના પ્રજાજનો સમક્ષ તેણે કહેલા નીચેના શબ્દો આ વાતની સાક્ષી પૂરે છે.

'ખરું પૂછો તો એક નહિ પણ બે કમાલ પાશા છે. નંબર એક તો એ છે કે જે તમારી સામે હાડમાંસના પૂતળારૂપે ઊભો ઊભો વાત કરી રહ્યો છે. પણ એ તો એક દિવસ જરૂર મરી જશે– દુનિયાને અલવિદા કહીને ચાલ્યો જશે, પણ બીજો કમાલ પાશા એ છે કે જેને હું કદી મરેલો નહિ કહી શકું, કારણ કે તે મરવાનો નથી. પણ એ કમાલની સેવા હું શું કરી શકવાનો ? તેના સાચા પ્રતિનિધિ તો દેશના ખૂણા ખૂણામાં જઈ, ઊંડામાં ઊંડા ગામડામાં દટાઈ જઈ તુર્કીના નવા જીવનની જ્યોત જગાડનાર જ્યોતિર્ધરો છે.' ખરેખર આ બીજો કમાલ પાશા અમર છે. તુર્કસ્તાનની

રાજધાની અંગોરા શહેરમાં, તેના બાગ–બગીચામાં, તેની ચમકતી રોશનીમાં, તુર્કસ્તાનની નૂતન વિદ્યાપીઠોમાં, દેશનું રક્ષણ કરવા ખડે પગે રહેતી તેની જીવતી જાગતી સેનામાં, વાયુમાં ફફડાટા મારતા તેની લશ્કરી નૌકાઓના શઢમાં કમાલ આતા તુર્કનો પ્રાણ ધબકારા મારી રહ્યો છે. તુર્કસ્તાનનાં ભવિષ્યનાં નાગરિક એવાં શિશુઓના સંઘમાં, પરદા અને અંધારામાંથી બહાર નીકળેલી નૂતન તુર્કીની મહિલાઓનાં દિલમાં તેની અમર તસ્વીર અંકિત થયેલી છે.

નૂતન તુર્કીના પ્રત્યેક બાળકના હોઠ ઉપર નીચેની લીટીઓ આજે પણ ગુંજે છે અને મુસ્તફા કમાલનું યશોજ્જ્વલ અમર ગીત ગાય છે:

"When the Ghazi was commander
And the nation in arms,
We snatched victory
From the enemy,
So when the Ghazi is master
and the nation pupil,
ignorance shall be,
chaged from the field."

ગાઝી જ્યારે સેનાપતિ હતા અને દેશ લડાઈના મેદાન પર હતો ત્યારે આપણે દુશ્મનો ઉપર જીત મેળવી, એવી જ રીતે અત્યારે જ્યારે ગાઝી શિક્ષક બન્યા છે ને દેશ વિદ્યાર્થી બન્યો છે ત્યારે આપણે નિરક્ષરતા અને અજ્ઞાનને હાંકી કાઢીશું. અને જ્યાં જ્ઞાન છે ત્યાં જીવન છે. નૂતન તુર્કીનો રાષ્ટ્રવિધાયક કમાલ આતા તુર્ક સાચે જ જીવિત છે અને તુર્કસ્તાનનું અસ્તિત્વ રહેશે ત્યાં સુધી એ અમર રહેશે.

●

¶ સામાન્ય લખી વાંચી જાણતાં સ્ત્રી, પુરુષો અને બાળકો સહેલાઈથી સમજી શકે એવું, સમાજના નિત્યજીવનના પ્રશ્નો વાર્તા, લેખો, નાટકો તેમ જ પત્રોરૂપે ચર્ચતું, સમાજનું જીવન નીરોગી, શુદ્ધ અને બળવાન કેમ થાય તેમ જ સામાજિક, ધાર્મિક અને રાજકીય અનિષ્ટોનો નાશ કરવાની સમજણ અને શક્તિ શી રીતે પ્રાપ્ત થાય એનો ઉકેલ લાવવા મથતું, આ માસિક દર માસે ૬૪ પાનાંનું વાંચન આપે છે. અને તેમાં લગભગ ૨૪ પાનાં સ્ત્રી–વિષયક લખાણો માટે જ રોકવામાં આવે છે.

¶ કેવળ મનોરંજન માટે આ માસિકનું તંત્ર ચાલતું નથી.

¶ લગભગ ૨૫૦ પાનાંનું એક ભેટપુસ્તક એન્ટીક કાગળમાં આપવામાં આવે છે.

¶ ગમે તે માસથી એક વર્ષ સુધીના ગ્રાહક થઈ શકાય છે.

| | | |
|---|---|---|
| હિંદમાં | રૂા. | ૨—૮—૦ |
| બ્રહ્મદેશ | રૂા. | ૩—૦—૦ |
| પરદેશ | રૂા. | ૪—૦—૦ |

અથવા ૭ શિલિંગ

છૂટક નકલની કિંમત ૦—૩—૦

પો. બો. નં. ૭૩ : અમદાવાદ

## એટલે ?

અંજલિ ગ્રંથમાળા ... ... ... રૂા. ૪–૦–૦

ચાર મૌલિક નવલકથાઓ

આરોગ્ય ગ્રંથાવલિ ... ... ... રૂા. ૩–૦–૦

આઠ આરોગ્યવિષયક લેખ-પુસ્તિકા

નવસર્જન ગ્રંથાવલિ ... ... ... રૂા. ૫–૦–૦

ચાર સુંદર નવલકથાઓ

'ઊર્મિ' (માસિક)... ... ... ... રૂા. ૫–૦–૦

સાહિત્ય અને સંસ્કારની સામગ્રી

'નવરચના' (માસિક) ... ... ... રૂા. ૨–૮–૦

લોકકેળવણીનું માસિક

વિશ્વસાહિત્યમાળા... ... ... ... છૂટક

ચાર અનુવાદિત નવલકથાઓ

ચિંતન ગ્રંથાવલિ... ... ... ... છૂટક

જીવન, સાહિત્ય, રાજકારણ ઇ.ના ચાર ગ્રંથો

નૂતન ગ્રંથાવલિ... ... ... ... છૂટક

ચાર વાર્તાસંગ્રહો અને જીવનચરિત્રો

અરુણ પુસ્તકમાળા ... ... ... છૂટક

સોળ બાલ-કિશોર પુસ્તિકાઓ

લોકોપયોગી સસ્તી ગ્રંથમાળા ... ... છૂટક

વિચારપ્રેરક સસ્તાં પુસ્તકો

શિષ્ટ સાહિત્યમાળા ... ... ... છૂટક

એજન્સીનાં ચૂંટેલાં પુસ્તકો